સાતમી સદીના સમયની એક મનોરંજક તથા ચિત્તવેધક

નવલકથા.

# સોનેરી શિર

અથવા

## પાટલીપુત્રનો પ્રલયકાળ.

પ્રયોજક

નટવર એમ. વીમાવાળા.

કેળાંપીઠ—સુરત.

All this world is a stage
And all the men & women merely players;
They have their exits and their entrances,
And one man in his time plays many parts.

Shakespeare.

પ્રકાશક

હરિભાઈ દલપતરામ પટેલ.

શાહપુર—અમદાવાદ.

સોલ એજન્ટ

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર,

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.

કિમ્મત રૂ. ૨—૦—૦



જન્મ સં. ૧૯૨૭. વૈધવ્ય સં. ૧૯૬૩. મૃત્યુ સં. ૧૯૭૪.

**માગસર સુદ ૧૪ મહા સુદ ૯ આસો સુદ ૫**

તુજ સદ્ગુણો સંભારતાં જે સ્નેહનાં અશ્રુ ખર્યાં
"માતા"! તને બેઠાં મીઠાં તે કુસુમ બનીને સ્વર્ગમાં.

( સ્વ. અ. સૌ. વિજયાલક્ષ્મી હ. ત્રિવેદી )

**" નટવર "**

'જૈન વિજય' પ્રેસ-
સુરત.

સ્નેહ-સ્મરણાંજલિ..

મારી સદ્દગત માતાને

નટવર.

# પ્રયોજકના બે બોલ.



Historical Novels are vivid, brilliant pictures –the cinemetographic representations of the by-gone times.

ઘણા જૂના સમયની આ નવલકથા, ઇતિહાસના એક રમ્ય ભાગ પરથી યોજવામાં આવેલી છે. હિંદના ઇતિહાસનું સંશોધન કરવાનુ કામ અત્યાર સુધી ઘણું ખરૂં પશ્ચિમના વિદ્વાનોને હાથે થતું પરંતુ જે મૂળ નવલકથા પરથી આ નવલકથાની યોજના થઇ છે, તેના લેખક બાબુ રાખાલદાસ વંદ્યોપાધ્યાય બંગાળદેશના એક વિરલ રત્ન છે, બાહોશ વિદ્વાન છે, જૂના ઇતિહાસના પ્રસિદ્ધ સંશોધક છે; અને તેમણે જે નવી શોધો કરેલી છે, તે નવી નવી શોધોને આધારેજ તેમણે આ નવલકથા લખી છે. આ અતિશય જૂની નવલકથાના નાયક, ગુપ્ત સમ્રાટ શશાંક નરેંદ્રગુપ્તનું ચરિત્ર, એમણે નવા–જૂનાં તામ્રપત્રો ને શિલાલેખ મેળવીને નવી શોધો કરી, તે પૂર્વે બહુજ કાળું ચિતરવામાં આવતું હતું; પણ રાખાલબાબુએ શોધો કરી અનેક પ્રમાણોથી સિદ્ધ કરી આપ્યું છે કે શશાંકનું ચરિત્ર એવી રીતે કાળું દોરવામાં પક્ષપાત થયો છે; અને ઉલટું, શશાંક તો એક અતિશય મહાન વ્યક્તિ હતી. એ પ્રમાણે સિદ્ધ કરી છેક સાતમી સદીનો એ ઇતિહાસ લઇ એમણે જે નવલકથા લખી–' શશાંક '–તેના પરથીજ આ પુસ્તક પ્રયોજવામાં આવ્યું છે. એ માટે રાખાલબાબુનો જેટલો ઉપકાર માનીયે તેટલો થોડો છે.

હવે આ સ્થળે મારે બે ત્રણેક ખુલાસા કરવાના છે તે કરીને હું વાંચકોની રજા લઇશ.

પહેલો ખુલાસો કરવાનો એ છે, કે આ નવલકથા તદ્દન મૂળ બંગાળી પરથીજ લખવામાં આવી નથી પણ મૂળ બંગાળી પરથી મરાઠીમાં રા. વિઠ્ઠલ સીતારામ ગુર્જરે લખેલ પુસ્તકની મદદ ઘણે અંશે લેવામાં આવેલી છે. ખરૂં જોતાં ' શશાંક ' એ મરાઠી પુસ્તકજ મારા વાંચવામાં પહેલું આવેલું. તે પછી તેનો અનુવાદ કરવાની પરવાનગી રા. ગુર્જર પાસે માગવા જતાં તેમણે કૃપા કરીને મૂળ બંગાળી પુસ્તક પણ આપ્યું. જેથી બન્ને પુસ્તકો સાથે રાખીને આ ગુજરાતી પુસ્તક લખવામાં આવ્યું છે. આ સ્થળે રા. ગુર્જરનો ઉપકાર ન માનું તો ખરેખર હું કૃતઘ્ન ગણાઉં.

બીજો ખુલાસો પુસ્તકમાં મેં જાતે કરેલ ફેરફારો સંબંધી છે. પહેલું પ્રકરણ ' મંદિરમાં રક્તપાત ' નામનું મેં જાતેજ સ્વતઃ કલ્પનાથીજ યોજેલું છે; તે મૂળમાં નથી. તે ઉપરાત વીરરસના કેટલાક પ્રકરણોમાં શબ્દો તેમજ વાકય રચનામાં બહુ ફેરફાર કરવામાં આવ્યા છે. એ ઉપરાંત જ્યાં જ્યાં મને કાંઇક ફેરફાર કરવા યોગ્ય લાગ્યા છે ત્યાં ત્યાં તે મેં કર્યો છે પણ તે નજીવા છે એમ કહીએ તો ચાલે.

હવે ભાષા વિષે ખુલાસો કરવાનો છે. આવી નવલકથાને જો લોકપ્રિય બનાવવી હોય તો તેને બહુજ સરળ સાદી ઘરગથ્થુ ભાષામાં લખવી જોઇએ; પરંતુ આ નવલકથાનો સમય ઘણોજ–અતિશય જૂનો હોવાથી તેમજ જે વખતે આ બનાવો બન્યા તે વખતે દેશભાષા સંસ્કૃત હોવાથી પાત્રોને બોલવાની ભાષા કંઇક અંશે સંસ્કૃતમયજ રાખવી પડે એ દેખીતું છે અને પછી એ ભાષા એવી રાખીને વર્ણનોની ભાષા તદ્દન સ્હેલી રાખવાથી પુસ્તક બે–ઢંગ બની જશે એમ મને લાગ્યું. આથી પુસ્તકમાં કંઈક અંશે સંસ્કૃતમય ભાષા વપરાઇ છે. જો કે તે એવી કઠણ તો નથીજ કે સમજણ ન પડે. અતિ સંસ્કૃતમય શૈલીનો હું હિમાયતી નથી.

હવે છેલ્લી લખવાની વાત એકજ રહે છે. આ પુસ્તક મારૂં પહેલુંજ પ્રયોજન છે, એટલે એમાં દોષો રહી જવાનો સંભવ ઓછો છે. નવી યોગ્ય સૂચનાઓ થશે ( સરનામું આપ્યું છે ) તો ઉપકૃત હૃદયે બીજી વખત સ્વીકારવામાં આવશે.

કેળાંપીઠ–સુરત.
સૌભાગ્ય પંચમી ૧૯૭૬

નટવર એમ. વીમાવાળા.

તા૦ ક૦ પારિભાષિક શબ્દોના અર્થ મૂળ પુસ્તકોમાં શબ્દોની સાથેજ ફુટનોટ તરીકે આપવામાં આવ્યા હતા; પરંતુ વાંચકોને એવા બીજા જૂના સમયના પુસ્તકોમાંયે મદદકર્તા થઇ પડે તે માટે મેં તેનો જૂદો કોષ બનાવીને છૂટોજ છપાવવો એ યોગ્ય ધાર્યું છે. પુસ્તકમાં વિરામ ચિન્હો વિગેરેની કેટલીક છાપચૂકો રહી ગઇ છે તે વાંચક માફ કરશે એવી આશા છે.



# અનુક્રમણિકા.



## દ્વિતિય ખણ્ડ.






**નોંધ:** પુસ્તકને છેડે "દ્વિતીય ખંડ સંપૂર્ણ" છાપવામાં આવ્યું છે તે ભૂલ છે. બીજા ભાગમાં બાકીનો બીજો ખંડ અને ત્રીજો ખંડ આવી જઇ પુસ્તક પૂરૂં થશે.

# સોનેરી શિર

અથવા

# પાટલીપુત્રનો પ્રલયકાળ.

સપ્તમ સદીના સમયની એક ઐતિહાસિક નવલ.

# સોનેરી શિર

અથવા

# પાટલીપુત્રનો પ્રલયકાળ.

## પ્રકરણ ૧ લું.

### મંદિરમાં રક્તપાત !

" અહો ! આજે માતાની અષ્ટમીનો પરમ મંગલ દિન હોવા છતાં મંદિરમાં આટલો બધો કોલાહલ શાનો મચી રહ્યો છે ? આટલો બધો ધ્વનિ ત્યાં થતો હોવાનું કારણ શું હશે ? આશ્ચર્ય ! આશ્ચર્ય ! આ શો હૃદયને કંપાવી નાંખે એવો ઘોંઘાટ ! "

અત્યંત તેજોમય અને પ્રભાવશાલી મુખમુદ્રાવાળો, ભવ્ય વસ્ત્રોથી સુસજ્જિત અને યૌવનના પૂર બ્હારમાં સામર્થ્ય અને શક્તિ ધરાવનારો એક યુવક ધીમે ધીમે ચાલતો દેવીમંદિર તરફ પ્રયાણ કરી રહ્યો હતો. દેવીમંદિર કેટલેક છેટે રહ્યું, ત્યારથી એક ભયાનક ધ્વનિ તેને કાને આવી અથડાતાં, ઉપર્યુક્ત ઉદ્ગારો તેના મુખમાંથી નીકળી પડયા.

આશ્વિન માસનો આરંભ થઇ ચૂક્યો છે. નવરાત્રિની શરૂઆત થતાંજ તારાદેવીના મંદિરમાં ઉત્સવો ઉજવાવા માંડયા છે; તેમાંયે વળી આજે તો માતાની અષ્ટમીનો દિન હોવાથી માતાનું મંદિર અનેક પ્રકારના ધ્વનિથી ગાજી રહે એમાં કાંઇજ આશ્ચર્ય જેવું નથી. પરંતુ જે પ્રકારનો ધ્વનિ આપણા યુવકને કર્ણગોચર થયો તે એક પ્રકારનો ભયંકર કોલાહલ હતો, અને એવો કોલાહલ એવા શુભ દિવસે અસામયિક ગણાય તેમાં નવાઇ જેવું નથી.

ત્યારે એ કોલાહલ શાનો હતો ?

સાતમી સદીમાં બૌદ્ધધર્મ અને બ્રાહ્મણધર્મ વચ્ચે જે અતુલ ઝગડો ચાલી રહ્યો હતો તેને લીધે અનેક ઝપાઝપીઓ, હંગામાઓ, તથા રક્તપાત થતા હતા, અને આ કોલાહલ એવાજ પ્રકારની એક ઝપાઝપીનો હતો. બૌદ્ધ ભિક્ષુકો અને બ્રાહ્મણો વચ્ચે એ સમયે ઉત્સવોને દિવસે અવશ્ય મારામારી અને ગાળાગાળી થતાં એવું ઇતિહાસ વાચકો સ્પષ્ટ રીતે જાણે છે.

કોલાહલ ધીમે ધીમે વધ્યો જતો હતો. ઉપર્યુક્ત યુવક જેમ જેમ દેવીના વિશાળ અને ભવ્ય મંદિરની પાસે આવતો ગયો, તેમ તેમ એ ઝપાઝપીનું કારણ તેના લક્ષ્યમાં આવવા લાગ્યું. તેના હૃદયમાં એક વિશિષ્ટ પ્રકારની ગ્લાનિ અને ખેદ ઉત્પન્ન થયાં.

આખરે તે ભવ્ય યુવક દેવીમંદિરના મોટા દરવાજા આગળ આવી પહોંચ્યો, અને એ ઝગડો શાન્ત પાડવાની આશા અને ઇચ્છા સહ, તેણે મંદિરમાં પ્રવેશ કર્યો; પરંતુ ત્યાં જે દશ્ય તેની દૃષ્ટિએ પડયું, તેનાથી તે મંત્રમુગ્ધ બની ગયો—સ્તંભિતજ થઇ ગયો !

બૌદ્ધ ભિક્ષુકો અને બ્રાહ્મણો વચ્ચે એક તુમુલ યુદ્ધ ચાલી રહેલું હતું. જેના હાથમાં જે આવ્યું તે, દેવીનો ઢોલ વગાડવાનો દણ્ડ, યા આચમની યા ગમે તે પ્રકારનું શસ્ત્ર લઇ એક બીજાને ઘાયલ કરવાનો પ્રયત્ન ચાલુ હતો. બૌદ્ધ ભિક્ષુકો પણ વ્યર્થ મમતા કરી લઢાઇમાં પોતાનું બનતું કરી, જે અહિંસા પરમોધર્મના મહાન અને વિરલ મંત્રનો તેમના આદિ ગુરૂએ ઉપદેશ આપ્યો હતો, તેનું ઉલંઘન કરી રહ્યા હતા !

યુવાને આ ઝપાઝપીને ખાળવાને ઘાંટો પાડવાનો પ્રયત્ન કર્યો, પરંતુ નગારખાનામાં તતુડીને કોણ સાંભળે ? અર્થાત્ તેનું કાંઈ ફળ વળ્યું નહિજ ! ઉલટો તેને આચમનીનો એક ગોદો કમ્મરમાં લાગ્યો !!

પોતાને કોણે ગોદો માર્યો છે તે જોઇ તેને યોગ્ય પુરસ્કાર આપવાને યુવક પાછો ફર્યો; પરંતુ એવામાં એક તીર આવી તેની છાતીને વિંધી સોંસરૂં નીકળી ગયું ! યુવક બેભાન થઇ પડ્યો !!

યુવક બેભાન થઇને પડતાંજ, મંદિરના એક ખુણામાં ઉભેલી ઝભ્ભાથી ઢંકાયેલી એક વ્યક્તિ, મંદિરમાંથી બ્હાર નીકળી અદૃશ્ય થઇ ગઇ!

*  *  *

સાયંકાળ થવા આવ્યો છે, તારાદેવીના મંદિરમાંનુ યુદ્ધ સઘળું શમી ગયું છે, બ્રાહ્મણો તેમજ ભિક્ષુકો સર્વે પલાયન કરી ગયા છે, મંદિરમાં લગભગ સર્વત્ર શાંતિ વ્યાપી ગઇ છે, છતાંયે પેલા યુવાનનું ચેતનહીન શરીર મૂર્તિની સમક્ષ પડી રહ્યું છે.

એવે સમયે મંદિરથી કેટલેક દૂર જે રસ્તે થઈ તે યુવક આવ્યો હતો, તે રસ્તા પર ચારેક પુરૂષો આમતેમ ફરતા, પરસ્પર વાર્તાલાપ કરતા જણાતા હતા.

“ પણ અલ્યા ! આજે કુમારને થયું શું હશે કે પાછાજ નથી ફર્યા ? ” એકે પ્રશ્ન કર્યો.

“ જેટલું તું જાણે, તેટલુંજ હું જાણું, ઇંદ્રદેવ ! મને શી વધુ માહિતી હોઇ શકે ? આટલા નિયમિત સ્વભાવના આપણા સેનાપતિ હજુય છાવણી તરફ પાછા ફર્યા નથી એતો આશ્ચર્યની પરિસિમાજ !” બીજાએ પોતાનું અજ્ઞાન દર્શાવી અજાયબી બતાવી.

“ અને તેથી તો એ ભેદનો સ્ફોટ કરવા આપણે એમને શોધવા નીકળ્યા છીએ.” ત્રીજાએ જણાવ્યું. “ પણ અલ્યા આ અવાજ શાનો ?”

પાસેની વૃક્ષરાજીઓમાં ધ્વનિ થયો, અને તેમાંથી એક ઉંચો લાંબો પુરૂષ બહાર નીકળી આવ્યો અને તેમની પાસે થઇને ઝટપટ પસાર થઈ ગયો. પેલા પુરૂષોને તે પુરૂષને બરાબર નિહાળવાનો સમય પણુ મળ્યો નહિ. એટલીજ ઉતાવળથી ચાલતો તે લાંબો પુરૂષ દેવી-મંદિર પાસે આવી પહોંચ્યો. દેવીમંદિરમાં જે ઘીનો દીવો અખણ્ડ બળ્યા કરતો હતો, તેના ઝાંખા પ્રકાશમાં જણાયું કે તેણે એક કાળો ઝભ્ભો પ્હેરેલો હતો.

યુવાનના તે ચેતનહીન ભાસતા શરીર પાસે આવી તેણે છાતીએ હાથ મૂકી જોયો અને, “ હજુ જીવતો છે પાપી નરપિશાચ ! ” એમ

તે બબડચો.

એક કૂદકો મારી તે દેવીના ગભારમાં ગયો અને દેવીના હાથમાંનું ખડ્ગ તેણે છિનવી લીધું. પછી પોતાના મનમાં કાંઈક મંત્રોચ્ચાર કરતો, એ તે દેહ પાસે ધસી આવ્યો અને પેલી તલવારથી તે યુવાનના ભવ્ય દેહ પર આઠ દશ ભયંકર કાતિલ ઘા કર્યા !......

અતિશય યાતનાને લીધે તે યુવાનના શરીરમાં સ્હેજ ભાન આવ્યું, અને ' પાણી પાણી ' એવો અતિ ક્ષીણ અને અસ્ફુટ સ્વરે તેણે ઉચ્ચાર કર્યો.

શત્રુના રક્તપતનને લીધે જાણે પોતાની રગેરગમાં આનંદ વ્યાપી ગયો હોય તેમ એક હર્ષચિત્કાર કરી તે ભયંકર પુરૂષ એ દેવળમાંથી કૂદતો બ્હાર આવ્યો અને નિબિડ અંધકારમાં, ભયંકર વૃક્ષરાજીમાં વિલીન થઈ ગયો.

પ્રભો ! કેવું ક્રૂર દશ્ય ! !

## પ્રકરણ ૨ જું.

### સોનેરી શિરના માલિકનો પ્રથમ પરિચય.

હજાર બારસેં વર્ષ પૂર્વે પાટલીપુત્ર નગરના દક્ષિણ પ્રદેશે શોણ નદીનો જલપ્રવાહ ભાગીરથી નદીને આવી મળતો હતો. આ શોણ-સંગમના કિનારા પર એક અત્યંત મોટો પત્થરથી બાંધેલો જૂનો વાડો (મહેલ) હતો ! અનેક શતક પૂર્વે શોણ નદીના પ્રવાહની ગતિ જ્યારે ફરી ગઈ, ત્યારે આ વાડાનો અવશેષ રહેલો તૂટેલો ભાગ પણ ગંગા નદીના પવિત્ર પાણીમાં લુપ્ત થઇ ગયો હતો !

વર્ષાકાળના પ્રારંભમાં સાયંકાલ પૂર્વે શોણ નદીની સમીપ આવેલા રાજ્યગૃહની એક બારી પાસે એક બાલક અને એક વૃદ્ધ મનુષ્ય ઉભા હતા. બાલકનો રંગ ગૌર સ્ફટિક સમાન હોઇ તેના લાંબા સુન્દર **સોનેરી કેશ** તેના પીઠ પ્રદેશ પર પથરાઈ ગયા હતા ! સંધ્યાની શીતળ વાયુ લહરીઓ એ બાલકના નયનરંજક કેશ સાથે

રમ્ય ખેલન કરી રહી હતી.

તે બાલક પાસે જે વૃદ્ધ ઉભો હતો તેના તરફ દષ્ટિ પડતાંજ તેનો વ્યવસાય યુદ્ધનોજ હશે એવું અનુમાન બંધાતું. તેના કેશ લાંબા પરંતુ સફેદ દુધ જેવા હતા. તે ઉપર તેણે ભૂરા રંગનો એક પટકો બાંધેલો હતો. તેનો દેહ ભવ્ય અને ઉંચો હોઈ માંસલતા તથા સુઘટતાનાં સઘળાં ચિન્હો દર્શાવતો હતો. તેના કટી પ્રદેશ પર એક વસ્ત્ર શિવાય તેનો સઘળો દેહ વસ્ત્રશૂન્ય હતો એમ કહીએ તો ચાલે. હાથમાં એક ભાલો ઝાલી તે નિઃસ્તબ્ધતાથી બાલક પાસે ઉભો રહ્યો હતો.

શોણ નદીનો મલિન પ્રવાહ ગંગાના પ્રવાહને ત્યાંજ મળતો હોવાથી ત્યાં તરંગલહરીઓ ઉત્પન્ન થઈ ઉંચે ઉછળી રહી હતી. વૃષ્ટિના જળને લીધે અત્યંત કાદવમય અને ગંદાં થયેલાં ગંગાનાં પાણી ત્વરિત ગતિથી રત્નાકર તરફ દોડી જતાં હતાં. રાજ્યગૃહની બારીએ ઉભેલો બાળક ગંગાના એ જલૌઘ તરફ એકદષ્ટિએ જોઇ રહ્યો હતો. સંગમની ઉભય બાજુએ પુષ્કળ નૌકાઓ ભેગી થઇ રહી હતી, કારણ કે સાયંકાળ થવા આવ્યો હોવાથી ક્ષુબ્ધ થયેલા જલસ્રોતમાં નૌકા ચલાવવાનું સાહસ નાવિકો કરી શકતા ન હતા. બાલક પાસે ઉભેલા તે વૃદ્ધનું લક્ષ્ય એ નૌકાઓ તરફજ લાગી રહેલું હતું.

ભાગીરથી તરફ જોતાં જોતાં બાળકે પૂછ્યું “ દાદા–”

“ શું છે ? કુમાર ! ”

“ દાદા ! આ નૌકા આજે પેલી તરફ નહિ જાય ? ”

વૃદ્ધે ઉત્તર આપ્યો, “ ના કુમાર ! અંધકારના ભયથી ખલાસીઓ જહાજને કિનારા તરફજ આણે છે. ”

બાલકનો ચ્હેરો ઉદાસ થઇ ગયો. બારી પાસેથી ફરી તે દિવાનખાનામાં ગયો. વૃદ્ધ સૈનિક પણ બાલક પાછળ ધીમે ધીમે ત્યાંજ ગયો.

તે વેળા અંધકારનું તિમિરપટ ચોમેર ફેલાઇ ગયું હતું. શોણસંગમ ધુમ્રવર્ણ પડદાથી ઢંકાઇ ગયો હતો. દૂર અંતરે નદીના કાંઠા પર લંગર નાંખી પડેલી નૌકાઓના ચમક ચમક થતા નાના દિવાઓ આગીઆ જેવા દેખાતા હતા !

દિવાનખાનામાં એક રૂપાના સ્તંભ પર એક મોટો દીપક ચોબાજુ પ્રકાશ અને પરિમલ ફેલાવી રહ્યો હતો. દિવાનખાનાનું રાચરચીલું અતિશય અપૂર્વ અને અમૂલ્ય હતું. સંગેમરમરની હિમતુષાર જેવી શુભ્ર દિવાલો પર નાના પ્રકારનાં શસ્ત્રો લટકી રહ્યાં હતાં. જે સ્તંભ પર દિવો હતો તેની બન્ને બાજુએ બે હાથીદાંતના પલંગ હતા અને તે પર સફેદ વસ્ત્રોથી ઢાંકેલી નાજુક શય્યાઓ હતી. એક પલંગ પર સુવર્ણનો એક મધ્યમ આકારનો દણ્ડ હતો. બન્ને પલંગની વચ્ચેની જમીન સફેદ અસ્તરથી ઢંકાયેલી હતી.

દિવાનખાનામાં આવતાંજ બાળક નીચે ભૂમિ પર પાથરેલી ગાદી પર બેઠો અને પેલો વૃદ્ધ વીર દૂર ગાદીને એક ખુણે બેઠો. ગાદી પર બેઠા પછી કેટલીક પળ સુધી બાળક તદ્દન સ્તબ્ધ રહ્યો; પરંતુ પછી તરતજ તે ચપલતાથી તે ગાદી ઉપરથી ઉઠ્યો અને પલંગ પાસે જઇ તેણે તે સુવર્ણદંડ પોતાના હાથમાં લીધો.

બાળકે દંડ લીધેલો જોઇને તે વૃદ્ધ વીર જરા ગભરાયો. તરત ઉઠી તેની પાસે આવી તેણે કહ્યું, " હાં હાં ! કુમાર ! એ લેશો માં ! મહારાજને ખબર પડશે તો તે બહુ ચિઢવાશે હોં ! "

બાળકે હસીને જવાબ આપ્યો, " દાદા ! હવે હું સમુદ્રગુપ્તનો ધ્વજ સ્હેલાઇથી ઉંચકી શકું છું ! હવે એ નીચે નહિ પડી જાય ! "

એમ કહી બાળકે તે પાંચ હાથ લાંબો જાડો દંડ પોતાના હાથમાં ઉંચકયો. એ જોઈ કિંચિત્ હાસ્ય કરી વૃદ્ધે કહ્યું, " કુમાર ! એવો દિવસ પણ આવશે કે જ્યારે હણહણતા ઘોડા પર સવાર થઈ આ ગરૂડધ્વજ હાથમાં લઇ તમારે સમરાંગણમાં જવું પડશે. "

પરંતુ તેનું આ ભાષણ કુમારના કાન પર પડયુંજ નહિ; તેતો તે વેળા તે સુવર્ણદંડનું એકાગ્ર ચિત્તે નિરીક્ષણ કરી રહ્યો હતો. સુવર્ણદંડ પર જ્યાં ત્યાં સુંદર નકશી કામ હતું અને તેમાં કંઇક અહેવાલ પણ લખેલો જણાતો હતો અને એ અહેવાલ વાંચવાનો પ્રયાસ કુમાર કરી રહ્યો હતો. દંડના શિરોભાગે એક સુંદર અને સુડોળ ગરૂડ બેસાડયો હતો અને આસપાસની ભિંત પરના ચળકતા

શસ્ત્રસમુહમાં તેના વિવિધ આકારનાં પ્રતિબિંબો પડી રહ્યાં હતાં.

એટલામાં વૃદ્ધ તરફ દૃષ્ટિ કરી બાળક બોલ્યો, "દાદા, મને ઠીક વાંચતાં આવડે છે હોં! જુઓ આ દંડ પર કેટલાંક નામ લખેલાં છે. એ શું સર્વ આર્ય સમુદ્રગુપ્તેજ લખેલાં કે?"

વૃદ્ધે કહ્યું, "ગરૂડધ્વજ પર કાંઇ લખેલું છે, એ વાત તો મેં આજેજ સાંભળી!"

આના ઉત્તરમાં બાળક કાંઇક બોલવા જતો હતો, એટલામાં એક બાલિકા એકદમ દોડતી ત્યાં આવી અને કુમારને બાઝી પડી. શ્વાસ ખાતાં તે બોલી, "કુમાર, 'તારી સાથે હું પરણવાનોજ!' એમ માધવ મને કહે છે; તેથી હું તેની પાસેથી નાસી આવી. જુઓ મને પકડવા તે અહિંજ આવે છે!"

એમ કહી બાલિકા કુમારના અંગને વળગી છૂપાઇ રહેવાનો યત્ન કરવા લાગી. એ જોઈ કુમાર તથા વૃદ્ધ બન્ને કૌતુકથી ખડખડ હસવા લાગ્યા. તે હાસ્યનો પ્રતિધ્વનિ જુના રાજ્યગૃહની પત્થરી દિવાલોમાં ગાજી રહ્યો.

તે વેળા બીજો એક બાળક દોડતો ત્યાંજ આવતો હતો, તે પેલા બેનો હાસ્યધ્વનિ સાંભળી દ્વારમાંજ હબકીને ઉભો રહ્યો. કુમારને જોઇને આ દ્વિતિય બાળકનો ચ્હેરો પડી ગયો. કુમારના લક્ષ્યમાં તે આવતાં તરત તે ફરીથી ખડખડ હસ્યો. એટલે પેલો બાળક દ્વારને વધારે ને વધારે સજ્જડ રીતે વળગવા લાગ્યો. બાલિકા હજુયે પોતાના અભયદાતાના વક્ષઃસ્થલમાં પોતાનું નાનકડું મુખકમળ છૂપાવી રહી હતી.

આ દ્વિતિય બાળક દેહમાં પાતળો, અશક્ત અને વળી ઠીંગણો હતો. તેનો રંગ શામળો હતો. તેના તરફ દૃષ્ટિ કરીએ તો તેનું વય પાંચથી વધારે નહિ હોય, એમ લાગે ખરૂં; પરંતુ ખરૂં જોતાં તેનું વય દશ વર્ષ કરતાંયે સ્હેજ વધારે હતું. બાલિકાનું રૂપ અત્યંત લાવણ્યમય હતું. તેનું લલિત સૌંદર્ય પૌર્ણિમાના સોળ કળાયલ ચંદ્ર જેવું નિર્મળ અને આકર્ષક હતું. વય આઠ વર્ષથી વધારે લાગતું

ન હતું. તેનો વર્ણ સુવર્ણ જેવો કાન્તિમાન હતો તથા શરીરનો બાંધો સુઘટ અને અવયવો સુંદર હતા. તોયે 'કૃશાંગી' એજ વિશેષણ તેને લગાડાય તેમ હતું. તેના માથા પરનો કેશકલાપ વિપુલ તથા કાળો —ભ્રમર જેવા રંગનો હતો.

ઉભય દિવાનખાનામાં આવતાંજ કુમારે દ્વિતિય બાળકને કહ્યું, "માધવ, 'ચિત્રા સાથે હું પરણવાનોજ!' એમ તેં કહ્યું કે ? ચિત્રાએ તો ક્યારનીયે પોતાના પતિની પસંદગી કરી મૂકી છે!"

માધવ ડોકું નીચું કરી કાંઈક અચકાતાં બોલ્યો, "હું કાળો છું, તેથીજ ચિત્રા મારો તિરસ્કાર કરે છે; કાળો તો કાળો પણ હું રાજપુત્ર તો ખરોજને ?"

આ સાંભળી વૃદ્ધવીરે કહ્યું, "માધવ, સુંદર સ્ત્રી નજરે પડી કે તેની સાથે લગ્ન કરવુંજ, એવો તારો નિશ્ચયજ છે કે શું ?"

આ શબ્દો સાંભળી કુમાર મોટેથી હસવા લાગ્યો. તે હાસ્ય માધવના મર્મપ્રદેશને ભેદી ગયું હોય એમ લાગ્યું. તે ખિન્નમુદ્રાથી ધીમે ધીમે ત્યાંથી ચાલ્યો ગયો.

* * * *

ઈસ્વી સન છઠ્ઠી સદીના છેવટના ભાગમાં ગુપ્તવંશનો મહાસેન-ગુપ્ત મગધદેશ પર રાજ્ય કરતો હતો. તે સમયે પ્રાચીન ગુપ્તસામ્રાજ્યનો ગૌરવ—સૂર્ય અસ્તાચળ પ્રતિ ગમન કરી રહ્યો હતો. સમુદ્રગુપ્તનો એ વંશજ 'સમ્રાટ' નામ ધારણ કરી મગધ અને બંગદેશ પર રાજ્ય કરી રહ્યો હતો ખરો; પરંતુ સામ્રાજ્યનો મોટો ભાગ તે વેળા બીજાઓના કબજામાં ગયો હતો. આર્યાવર્તમાં મૌખરી રાજાઓએ પોતાની નિષ્કંટક સત્તા સ્થાપી હતી. બ્રહ્માવર્ત અને પંચનદ દેશોમાં થાણેશ્વરનો વૈસ્ય રાજવંશ ધીમે ધીમે પોતાનો અધિકાર ફેલાવી રહ્યો હતો. કામરૂપ દેશે તો ક્યારનુંયે સ્વાતંત્ર્ય મેળવી લીધું હતું. બંગ અને સમતટ દેશ કોઈક કોઈક વાર સમ્રાટની સત્તા કબુલતા; પરંતુ સંધિ મળતાંજ ખંડણી આપવાનું કાર્ય ભૂલી જતા.

છેલ્લો સમ્રાટ, સામ્રાજ્યની જૂની રાજધાની પાટલીપુત્રમાંજ

રહેતો. ભરતખંડની એ પ્રાચીન રાજધાનીનો તે વેળા નાશ થતો જતો હતો—એ નગર તેની છેવટની સ્થિતિમાં હતું. એ વેળા કાન્યકુબ્જનો ગૌરવરવિ ધીરે ધીરે ઉદય પામવા લાગ્યો હતો. એ પછી આગળ મગધની રાજધાની કોઇ પણ સમયે ભરતખંડની રાજધાની થઈ નહિ ! પાટલીપુત્ર રૂપી ભાંગેલી તૂટેલી રાજધાનીમાં રહી ગુપ્ત રાજાઓ સામ્રાજ્યનો ડોળ કરતા હતા; પરંતુ આસપાસના રાજાઓના ભયથી સદાસર્વદા તેમને શંકાકૂલ સ્થિતિમાં રહેવું પડતું. કુમારગુપ્ત અને દામોદરગુપ્તે ભગીરથ પ્રયત્ન કરી મૌખરી રાજાઓથી આત્મરક્ષણ કર્યું હતું. અત્યંત થોડા વખતમાં મૌખરી રાજ્યનો નાશ કરી અને પશ્ચિમ પ્રદેશમાં હૂણ લોકોનો પરાજય કરી, મહાસેનગુપ્તનો ભાણેજ પ્રભાકરવર્ધન, ઉત્તર તરફ બલાઢ્ય અને પ્રતાપશાળી રાજા થઇ પડયો હતો. તેના મામાના વંશમાં હજુયે સમ્રાટની પદવી ચાલતી આવી હતી પણ પાટલીપુત્રમાંયે 'સમ્રાટ' પોતાના ભાણેજના ભયથી સર્વદા ચિંતાકૂળ સ્થિતિમાં રહેલો હતો. તેની એવી પાકી ખાત્રી થઇ ચૂકી હતી કે પ્રભાકર પછી ઉત્તર તરફ ગુપ્તવંશનું નામ નિશાન, ખરૂં જોતાં તેના અધિકારનું નામ નિશાન નહિ રહે !

સમ્રાટને બે છોકરા હતા. આ પ્રકરણના પ્રારંભે શોણ નદીના પ્રવાહની તરંગાવલી તરફ મુગ્ધ દૃષ્ટિથી જોતા જે બાળકને આપણે જોયો, તે સમ્રાટનો મોટો છોકરો, અને ગુપ્ત સામ્રાજ્યનો ભાવી સમ્રાટ અને માલિક. એનું નામ **શશાંક—નરેંદ્રગુપ્ત.**

ચિત્રાની પાછળ જે છોકરો દોડતો આવ્યો તે કુમાર શશાંકનો નાનો ભાઇ. પરંતુ તે તેનો સગો નહિ પણ સાવકો ભાઈ હતો. વૃદ્ધ સમ્રાટનો આ માધવ પર અત્યંત પ્રેમ હતો, તેથી તેનાં લાડ હોંશથી અને તત્પરતાથી પૂરાં કરવામાં આવતાં હતાં. લાડકો હોવાથીજ માધવ ઉચ્છૃંખલ, બેશરમ અને નિષ્ઠુર સ્વભાવનો બન્યો હતો.

કુમાર શશાંક સ્વભાવે ધીટ, પ્રશાંત, અત્યંત તીક્ષ્ણ બુદ્ધિનો અને ઉદાર હતો. તેજ પ્રમાણે શરીરમાં તે અત્યંત સુંદર બલિષ્ઠ અને કાંતિમાન હતો. બાલ્યાવસ્થાથીજ યુવરાજ શશાંક સવગા સૈનિ-

કોનો પ્રેમ સંપાદન કર્યો હતો.

ચિત્રા, મંડલા દૂર્ગાધિપતિ પરલોકવાસી તક્ષદત્તની કન્યા અને શશાંકના પ્રિયમિત્ર નરસિંહદત્તની ભગિની હતી. તક્ષદત્તના મૃત્યુ પછી દૂર્ગ પર રાની લોકોએ હલ્લો કરી બ્હાર કાઢી મૂકવાથી તેની વિધવા પત્ની પોતાનાં બાલકોને લઇ પાટલીપુત્ર આવી હતી, અને ત્યાં તેને આશ્રય મળ્યો હતો. નરસિંહદત્તના વંશનો કિલ્લો અને માલેકીની જમીન પારકાના હાથમાં જવાથી સમ્રાટે સેનાપતિને મોકલી મંડલાદૂર્ગ હસ્તગત કરી લીધો. તે સમયે મંડલા, ગૌડ, મગધ અને બંગ દેશમાં અત્યંત દુર્જય કિલ્લાઓ હતા.

એ વૃદ્ધ વીર અને કુમાર શશાંક અસ્ત્રાગારમાં બેસી અનેક વિવિધ વાતો પર પ્રલાપ કરી રહ્યા હતા. એટલામાં પાસેના મહાલયમાં પુષ્કળ મનુષ્યોનો પાદધ્વનિ સાંભળવામાં આવ્યો. તે સાંભળતાંજ ચમકી, હાથમાંનો ભાલો સરકાવી દઇ, વૃદ્ધ વીર દ્વારમાં જઇ ઉભો, અને કુમાર પણ આશ્ચર્યચકિત થઇ શય્યા પરથી ચડપ ઉઠ્યો.

દિવાના પ્રકાશમાં સર્વની આગળ શુભ્ર વસ્ત્ર પ્હેરેલા વૃદ્ધ ભટ્ટની મૂર્તિ દેખાવા લાગી. તેની પાછળ રાજ્યગૃહની અનેક દાસીઓ અને નોકરો આવતાં હતાં. કુમાર દૃષ્ટિએ પડતાંજ ભટ્ટે હર્ષના આવેશમાં મોટો જયધ્વનિ કર્યો અને ક્ષણાર્ધમાં વાડામાંનો સેવકવર્ગ દિવાનખાનામાં આવી લાગ્યો. આજે બે પ્રહરને સુમારે કુમાર અસ્ત્રાગારમાં આવી બેઠો હતો. રાજવાડામાં કશેય તેનો પત્તો ન લાગવાથી સર્વ ચિંતાતુર થઇ તેનો શોધ કરવા લાગ્યા હતા. માધવ અને ચિત્રાએ શોધ કરનાર નોકરોને ખબર આપી કે સંધ્યાકાળે કુમાર અને વૃદ્ધવીર લલ્લ બન્ને અસ્ત્રાગારમાં હતા અને એ ખબર પરથીજ સઘળા અહિં આવ્યા હતા. બીજા પ્રહરથી કુમાર દ્રષ્ટિએ ન પડવાથી સમ્રાટ અને પટ્ટમહાદેવી તદ્દન અધીર અને ચિંતાતુર થઇ ગયાં હતાં. મહાદેવીને તો લાગ્યું કે એ ચંચળ બાળક વૃષ્ટિજલથી છલાછલ ભરેલા જલસ્રોતમાં જઇ પડ્યો કે શું ?

કુમાર દ્રષ્ટિએ પડતાંજ, દોડતા જઇ ભટ્ટે તેને ઉંચકી લીધો

અને અસ્ત્રાગારની બહાર નીકળ્યો. પરંતુ કુમાર તો ત્યાંથી બહાર આવવાનું કેમે કર્યું કબુલજ ન કરે ! વૃદ્ધ ભટ્ટ સાથે તેનું મલ્લયુદ્ધજ શરૂ થયું. ભટ્ટે તેને બહુ ભાઈબાપુ કરી, કલાવી પટાવી સમજાવવાનો યત્ન કર્યો; પરંતુ કુમારનું તો એકજ રટણ, "હું લલ્લ પાસે આર્ય સમુદ્રગુપ્તની વાત સાંભળવાનો; હું હમણાં અહિંથી કશે આવવાનો નથી."

લલ્લે પણ કુમારને શાન્ત કરવાનો યત્ન આદર્યો. પરંતુ તેમાં તેને ઝાઝો યશ મળ્યો નહિ. એથી "કાલે સ્હવારે હું તમને સમુદ્રગુપ્તની વાર્તા કહીશ" એવું ભટ્ટે કબુલ કર્યું ત્યારે કુમાર શાન્ત થયો. પછી કુમારને લઇ ભટ્ટ અને સેવકવર્ગ ચાલ્યા ગયા અને તેની પાછળ વૃદ્ધ લલ્લ પણ ધીમે ધીમે ગયો.

કુમાર શશાંકની સાથે ઉભેલો એ વૃદ્ધવીર મગધદેશનો એક નાયક અને રાની કોળી જાતીની સેનાની ટુકડીનો પ્રમુખ હતો. સ્વતઃ જાતે કોળી હતો અને એનું નામ લલ્લ. અનેક યુદ્ધમાં એણે સામ્રાજ્યની કીર્તિનું રક્ષણ કર્યું હતું. વૃદ્ધવયે સમ્રાટ મહાસેનગુપ્તને પુત્ર થયેથી વૃદ્ધ લલ્લને તેનો સંરક્ષક નીમવામાં આવ્યો હતો. તેમ તે પણ અત્યંત ભક્તિ અને પ્રેમથી કુમારનું પાલનપોષણ કર્યા કરતો હતો. શશાંકનો પ્રેમ પણ વૃદ્ધવીર પર ઘણો ચોંટયો હતો, તે એટલે સુધી કે તે લલ્લને દાદા* કહી સંબોધતો !

પ્રેમની શી બલિહારી !



## પ્રકરણ ૩ જું.



### "શશાંકને તું શું કહેતો હતો ?"

સૂર્યનારાયણના પ્રચણ્ડ તીવ્ર તાપથી આખી પૃથ્વી સંતપ્ત થઈ રહી હતી ! રાજ્યગૃહને છેક ભોંયતળીએ એક અંધારી ઓલીમાં ભૂમિ પરજ પડચે પડચે વૃદ્ધ યદુભટ્ટ ભોજન બાદ આરામ લેતો હતો

યદુભટ્ટ ગુપ્તવંશની ચઢતી દશાની કથા કહેતો હતો. એ શાંત

* મોટા ભાઈ.

શૂન્ય જગામાં તેનો ગંભીર કંઠસ્વર પ્રતિધ્વનિત થઈ રહ્યો હતો. સમ્રાટની વૈભવસ્થિતિ બદલાયા પછી રાજ્યગૃહની દશામાંયે પરિવર્તન થઇ ગયું હતું. શોણ અને ગંગાના સંગમસ્થાન પર પાટલીપુત્રના લિચ્છવી રાજાઓએ ઘણાં વર્ષ પૂર્વે એક નાનકડો બગીચો તૈયાર કર્યો હતો. ગુપ્તરાજાની પ્રતિષ્ઠાપના થયે શહેરના મધ્ય ભાગમાં આવેલું રાજ્યગૃહ છોડી પહેલો ચંદ્રગુપ્ત નગરને નાકે આવેલા બાગમાં આવી રહ્યો, તે વેળા રાજ્યગૃહનો આ ભાગ બંધાયો હતો. મોટા મોટા જંગી પત્થરોથી બાંધેલી આ નાનકડી ઓરડીઓ પુષ્કળ કાળ સુધી બિલકુલ વપરાશમાં આવી ન હતી; પરંતુ મગધરાજ્ય આર્યાવર્તનું કેંદ્રસ્થાન બનતાંજ બીજા ચંદ્રગુપ્તે પોતાની કારકીર્દિમાં પુષ્કળ પૈસા પાણીની પેઠે ખર્ચી શોણનદીના કાંઠા પર આ પ્રચંડ રાજ્યગૃહ બાંધ્યું હતું. પહેલા કુમારગુપ્તે એ રાજ્યગૃહ ત્યજી દઈ પોતાની નાની રાણીની હોંશ પૂરવા ગંગાકાંઠે શુભ્ર સંગેમરમરની એક નવીજ હવેલી બંધાવી. ગુપ્તવંશની અવનતિનો પ્રારંભ થયો ત્યારે કુમારગુપ્તવાળા ગૃહમાંજ સમ્રાટ રહેતો. ગૃહનો બાકીનો ભાગ અધિકારીઓના કાર્યાલય માટે વપરાતો. એક કોશ જેટલી જગા રોકતા આ રાજ્યગૃહ, બાગ તથા પટાંગણને વિવિધ નામો આપવામાં આવ્યાં હતાં. જે ઓલીમાં યદુભટ્ટ રહેતો તે 'પહેલા ચંદ્રગુપ્તની કોઠી' નામે પ્રસિદ્ધ હતી, અને તેજ પ્રમાણે 'ધ્રુવસ્વામિનીનો બગીચો' 'સમુદ્રગુપ્તનો વાડો' 'ગોવિન્દગુપ્તનું વિલાસગૃહ' એવા પ્રકારનાં વિવિધ નામોથી રાજ્યગૃહના વિવિધ ભાગો ઓળખાતા.

ગુપ્તસામ્રાજ્યની અવનતિ સમયે એ વિસ્તૃત રાજ્યગૃહની એવી તો ખરાબ સ્થિતિ થઇ ગઈ, કે છેલ્લા રાજામાં તેને ઠીકઠાક મરામત કરાવવાની અને સારી સ્થિતિમાં રાખવાની શક્તિયે રહી નહિ. સર્વભક્ષક કાળના પ્રભાવે મોટી મોટી દિવાલો, બુરજો અને ઓરડાઓ તદ્દન પડિઅલ થઈ જઇ વસ્તીને માટે તદ્દનજ અયોગ્ય બની ગયા. તે સમયે મગધરાજનો સેવકવર્ગ અને નીચા દરજ્જાના કામદારો એ સઘળા ભાગોનો ઉપયોગ કરતા. રાજ્યગૃહનું મોટું ઉદ્યાન અને

વિસ્તીર્ણ પટાંગણ તો જાણે ઘોર જંગલજ બન્યાં હતાં ! પાટલીપુત્રના નાગરિકોમાં રાત્રે કુમારગુપ્તના વાડા સિવાય બીજે કશે જવાની હિમ્મતજ ન હતી. પ્રમાણમાં કુમારગુપ્તના રાજ્યગૃહનો સંગેમરમરી મહેલ મોટે ભાગે હમણાંજ બાંધ્યો હોવાથી તે હજુ ઝાઝો જૂનો થયો ન હતો. ગંગાતીર પરના આ વિસ્તીર્ણ રાજ્યગૃહમાંજ મગધરાજનો વાસ હતો. લાલ પત્થરથી બાંધેલા સમુદ્રગુપ્તના રાજ્યગૃહમાં સમ્રાટના શરીરરક્ષકો રહેતા. પ્રસ્તુત કથાના ગત પ્રકરણમાં જે **સોનેરી શિરવાળો** બાળક **શશાંક નરેંદ્રગુપ્ત** ( એજ આપણી ઐતિહાસિક નવલકથાનો રમ્યચરિત નાયક ! ) તથા સેનાપતિ લલ્લને જોયા તે એજ રાજ્યગૃહના એક મહાલમાં !

યદુભટ્ટ કુમારને કહેતો હતો, " શકરાજ આજ સુંદર પાટલીપુત્ર નગરમાં રહેતો. પ્રાચીન મગધ તેને નમ્ર મુખે નમન કરી તેની સત્તા કબુલ કરી રહ્યો હતો ! તીરભુક્તિના રાજા પાટલીપુત્ર આવી શકરાજને ચરણે માથું નમાવતા અને દરવર્ષે માગે તે ખંડણી મુંગે મોંઢે આપતા. વૈશાલીના પ્રાચીન લિચ્છવી રાજાના વંશજ દૈવવશ થઇ દુર્દશા પામી પાટલીપુત્રમાં આશ્રય લઇ રહ્યા હતા, અને સામાન્ય ખેડુતની પેઠે શકરાજનું દાસ્ય સ્વીકારી જેમતેમ કાળ વ્યતીત કરતા !"

આ સાંભળતાંજ કુમારની મુખમુદ્રા પર એકદમ રતાશ છવાઇ ગઈ ! ક્રોધથી કંપતે સ્વરે શશાંકે કહ્યું, " ભટ્ટ, તે સમયે દેશમાં કોઇજ માણસ ન હતું શું ? મગધ અને તીરભુક્તિ બન્ને દેશના રાજાઓએ દુષ્ટ શકરાજની સત્તા કેમ કબુલ કરી ? "

યદુભટ્ટ બહુજ વૃદ્ધ થઇ ગયો હોવાથી તેની કર્ણેન્દ્રિ મંદ થઈ ગઇ હતી. કુમારના ઉદ્‌ગાર તે બિલકુલજ સાંભળી શક્યો નહિ ! તે તો પોતાની વાર્તા આગળજ ચલાવ્યો ગયો. " શકના અત્યાચારથી આખો મગધદેશ હાલહવાલ થઇ ગયો ! દેશ, દેવતા અને દ્વીજ ત્રણેની સ્થિતિ શોચનીય થઇ પડી. શકરાજાના વિલક્ષણ જુલમથી તીરભુક્તિના બ્રાહ્મણો અનાથ અને નિરાશ્રિત થઇ લિચ્છવીરાજને શરણે આવ્યા. પરંતુ તે સમયે વિશાળવંશાવતંસ લિચ્છવીરાજ મહાન દુર્દશાચક્રમાં

સપડાયેલો હતો. તે ફક્ત શકનો પગારદાર નોકર હતો. બ્રાહ્મણોને આશ્રય આપવાનું સાહસ કરી શકરાજાની સાથે ખુલ્લેખુલ્લું વૈર કરવા તેની હિમ્મત ચાલી નહિ; પરંતુ તેનાથી જે સાહસ થયું નહિ તે તેને આધિન એક સામાન્ય સામંતે કર્યું ! ચંદ્રગુપ્તે પ્રસન્નમુખે બ્રાહ્મણ-વર્ગને ગૃહમાં બોલાવ્યો."

યદુભટ્ટ સ્હેજ થોભ્યો. પછી વંશપરંપરા ચાલતી આવેલી વીરવાર્તા તે અસ્ખલિત શબ્દોમાં કહેવા લાગ્યો. "એ બ્રહ્મવૃંદને આ પ્રમાણે આશ્રય મળવાથી તેમણે પાટલીપુત્રમાં ઘેરઘેર દેવદ્રોહી બૌદ્ધ અને શકના અત્યાચારની વાતો પોકારી પોકારી કહેવા માંડી. શકરાજાની સેનાએ ગૃહને ઘેરો ઘાલ્યો. પરંતુ નાગરિકોજ ખળભળી ઉઠ્યા હતા ! તેમણે બંડ કરી શકરાજાનો સંહાર કરી નાંખ્યો ! ચંદ્રગુપ્તના નેતૃત્વતળે નાગરિકોએ શકલોકોને પવિત્ર મગધદેશમાંથી હાંકી કાઢ્યા. બંડનો ભડકો પાટલીપુત્ર શહેરમાંથી ચારે બાજુએ દૂર ફેલાવા લાગ્યો. તીરભુક્તિ અને મગધ, બૌદ્ધોની ઝુંસરીમાંથી મુક્ત થયા !"

"પાટલીપુત્ર નગરમાં પવિત્ર ગંગાજળથી ચંદ્રગુપ્તને મહાન સમારંભસહ અભિષેક કરવામાં આવ્યો. લિચ્છવીરાજને પુત્ર ન હતો; પરંતુ તે પોતાની એકની એક લાવણ્યમયી કન્યા કુમારદેવી ચંદ્રગુપ્તને અર્પણ કરી, તીર્થાટન કરવા નીકળી પડયો. દેશમાં શાંતિનું સામ્રાજ્ય વ્યાપી ગયું. વાસુદેવના ચક્રધ્વજ અને શિવના ત્રિશુલધ્વજથી શોભાયમાન થયેલાં ઉંચાં મંદિરો પાછાં આકાશ સાથે વાતો કરવા લાગ્યાં. શકરાજાના જુલમથી દેશ છોડી ગયેલા લોકો પાછા આવવા લાગ્યા. મગધ, તીરભુક્તિ ધનધાન્યથી ભરપુર થઇ ગયા. સંપૂર્ણ સામંતમંડળથી ભક્તિભાવે સેવાતા મહારાજાધિરાજ પરમભટ્ટારક પહેલા ચંદ્રગુપ્તના બાહુબળથી મગધની રાજ્યલક્ષ્મી ગુપ્તવંશને આશ્રયે આવી રહી !"

જ્યાં સુધી યદુભટ્ટ યુદ્ધ અને લડાઇની કથા કહેતો હતો ત્યાં સુધી કુમાર એકાગ્રચિત્તે સાંભળતો હતો, પણ પછી તેને ધીરેધીરે નિદ્રા આવવા લાગી. રાજ્યગૃહની તે અંધારી નાનકડી ઓરડીમાં ભૂમિના બિછાના પર મગધદેશનો યુવરાજ ઉંઘી ગયો !

પરંતુ પોતાના શ્રોતાને ઉંઘ આવ્યે ઘણો વખત થયો, તે કાંઇ બ્હેરા અને વૃદ્ધ યદુભટ્ટના લક્ષ્યમાં આવ્યું નહિ. તેતો પોતાની કથા આગળ ચલાવ્યોજ જતો હતો “યોગ્યકાળે પૂર્ણવયે સમ્રાટ પહેલા ચંદ્રગુપ્તે પરલોકપ્રતિ પ્રયાણ કર્યું. કુળમાં ચાલતા આવેલા રિવાજ પ્રમાણે લિચ્છવીરાજકન્યા કુમારદેવી પતિ સાથે સતી થઇ. તે પછી ગુપ્તવંશનો મધ્યાહ્ન સૂર્ય મહારાજધિરાજ સમુદ્રગુપ્ત પાટલીપુત્રના સિંહાસન પર વિરાજમાન થયો–”

પડોશના મહાલયમાં એક પુરૂષ આમતેમ આંટા ખાતો હતો; તે હવે એકદમ અંદર આવ્યો. બ્હેરા યદુભટ્ટને કાંઇ તેનો પદધ્વનિ સંભળાયો નહિ. અંદર આવેલા પુરૂષનો દરજ્જો મોટો હોવો જોઇએ એવું દીસતું હતું. તેનો પોશાક સાદો હતો અને અંગ પર બારિક–ઝીણું ઉત્તરીય હતું. પરંતુ તેના પગમાંના ચામડાના જોડા પર હિરા મોતી જડેલાં હતાં!

મહાલયની અંદર આવી, તે પુરૂષે યદુભટ્ટ તરફ તથા જમીન પર સૂતેલા કુમાર પર દૃષ્ટિપાત કર્યો. પછી ઉંચે સ્વરે તે યદુભટ્ટને કહેવા લાગ્યો, “યદુભટ્ટ, ગાંડા મનુષ્ય પેઠે તું આ શું બોલતો હતો?”

તે પુરૂષનો સિંહધ્વનિ સાંભળતાંજ ભટ્ટ એકદમ ગભરાટમાં ઉડયો. તે પુરૂષને જોઇ તેની શુષ્ક મુખમુદ્રા છેકજ પડી ગઇ. હવે શું કરવું તે ન સૂજવાથી તે એકદમ ગભરાઇને ઉભો રહ્યો!

તે પુરૂષે કહ્યું, “યદુભટ્ટ, મેં તને કેટલીવાર કહ્યું, કે તારે કુમાર સમક્ષ ચંદ્રગુપ્ત કે કુમારગુપ્ત કોઈનું નામ પણ ઉચ્ચારવું નહિ? **કુમારને તું શું કહેતો હતો?** મેંતો તારે મોંઢે કુમારગુપ્તનું નામ બે ત્રણ વેળા સાંભળ્યું!”

યદુભટ્ટ બોલી શકયો નહિ! ભયથી જાણે તે ભિંત સાથે સજ્જડ થઈ ગયો! તે પુરૂષના સિંહધ્વનિથી કુમારની ઉંઘમાં ખલેલ થઈ, તેથી કુમાર જાગ્યો અને તેને જોઇ એકદમ ઉઠી ઉભો થઇ ગયો. પેલા પુરૂષે તેને પૂછ્યું, “કુમાર, રાજયગૃહના આ પડીઅલ ભાગમાં તું શું કરતો હતો!”

કુમાર કાંઇ ઉત્તર ન આપતાં અવનત મુખે ઉભો રહ્યો.

પેલા પુરૂષે યદુભટ્ટને ફરી કહ્યું, "યદુ, તું તદ્દન વૃદ્ધ થઈ ગયો છે, અને હવે, શું કરવું, શું ન કરવું, તેની વિવેકબુદ્ધિ તારામાં રહી હોય એમ ભાસતું નથી. મારી આજ્ઞા વિરૂદ્ધ એપરવા રહી તું કુમારને ખોટું—ખરાબ શિક્ષણ આપતો હતો. ભટ્ટ હવે જો ફરી સમુદ્રગુપ્તનું નામ મેં તારે મોંઢે સાંભળ્યું તો તારૂં સઘળું દ્રવ્ય લઇ તને પાટલી-પુત્રમાંથી કાઢી મૂકવામાં આવશે એ બરાબર લક્ષ્યમાં રાખ. કુમાર, તુંયે રાજ્યગૃહના આ ભાગમાં ખબરદાર એકલો આવ્યો તો! યદુ ઘરડો થયો છે; તે શું તારૂં સાપ કે વાઘના સપાટામાંથી રક્ષણ કરી શકે એમ છે?"

તે બાળકનાં વિસ્તીર્ણ નેત્રો પાણીથી ભરાઇ ગયાં. અવનત મુખે કુમાર ત્યાંથી ધીરે ધીરે નીકળી ગયો. દૂરની એક ઓરડીમાં લક્ષ તેની વાટ જોતો બેઠો હતો; તેણે દોડી આવી કુમારને પોતાની કેડ પર તેડી લીધો અને ત્યાંથી નીકળ્યો. તે વૃદ્ધવીરના વક્ષઃસ્થળ પર પોતાનું નાજુકડું **સોનેરી શિર** મૂકી કુમાર ધીમે ધીમે રડવા લાગ્યો!

કંઈક ખરાબ ખબર કાન પર આવવાથી સમ્રાટ મહાસેનગુપ્ત અસ્વસ્થ ચિત્તે રાજ્યગૃહના પટાંગણમાં આંટા મારતો ફરતો હતો. સહજ નવિન ગૃહ છોડી તે આ પડીઅલ અને ભાંગેલા તૂટેલા ભાગ તરફ વળ્યો હતો. યદુભટ્ટ આ ભાગમાં રહેતો. સમ્રાટ, કે મોટા દરજ્જાનું કોઈ મનુષ્ય એ બાજુ તરફ કોઇ દિવસ આવતું ન હોવાથી તે નિશ્ચિંત મને આ નિષિદ્ધ વાર્તા કુમારને કહી રહ્યો હતો! પેલો એકાએક આવી ચઢેલો પુરૂષ તે સમ્રાટ મહાસેનગુપ્તજ હતો એમ ચતુર વાચકને કહેવું નહિ પડે. "શશાંકને હાથે સામ્રાજ્યનો નાશ થઇ તેની કોઇનો વંશ પાટલીપુત્ર પર સત્તા ભોગવશે" એવું ભવિષ્ય મધ્યદેશના એક જોશીએ તેની આગળ ભાખ્યું હતું. તે દિનથી ભયભીત થઇ મહા-સેનગુપ્તે ગુપ્તવંશના લુપ્ત થયેલા ગૌરવની કથા, અને ચંદ્રગુપ્ત વા સમુદ્રગુપ્તનો ઇતિહાસ કુમારને કદી ન કહેવા ભાટચારણને હુકમ કરી દીધો હતો!

કુમાર જતાંજ સમ્રાટનું ચિંતવન પાછું શરૂ થયું. ધીરે ધીરે યદુભટ્ટની ખોલીમાંથી બ્હાર નીકળી તે અહિંતહિં ફરવા લાગ્યો.

સમ્રાટ જતાંજ જાણે વજ્રઘાત થયો હોય તેમ વૃદ્ધ યદુભટ્ટ ભૂમિ પર પડ્યો !

## પ્રકરણ ૩ જું.

### "દોડો રે દોડો !"

બીજે પ્હોરે વરસાદનું એક ઝાપટું પડીને તરતજ વૃષ્ટિ બંધ પડી ગઇ હતી છતાંયે હજુ સુધી આકાશ પૂરેપૂરૂં સ્વચ્છ થયું ન હતું; સંધ્યાકાળ પ્હેલાં કેટલીક વખત તો ઘણો તાપ પડ્યો હતો. પાટલીપુત્રની પાસેથી કાશી જવાના નિર્જન રસ્તા પર અંધકાર પોતાનું સામ્રાજ્ય ધીરે ધીરે પરન્તુ મજબુતીથી ફેલાવી રહ્યો હતો; છતાં પર્વતનાં અતિ ઉચ્ચ શિખરો યા ઘણાં ઉંચાં ઝાડો પર—તેમની તદ્દન ઉપલી ટોચ પર નાશોન્મુખ સૂર્યકિરણો ચમક ચમક થતાં હતાં. ગગનના પૂર્વ ભાગે ભયાનક કાળા રંગનાં વાદળાંઓ જામી ગયાં હતાં. વળી બપોરના ઝાપટાથી એ વિસ્તીર્ણ રાજમાર્ગ એક નદીના સ્વરૂપમાં ફેરવાઇ ગયો હતો. એવે સમયે, એ રસ્તે થઇ પાટલી પુત્ર તરફ ધીમે ધીમે ચાર પ્રાણી જતાં હતાં. સઘળાંની આગળ એક વૃદ્ધ પુરૂષ હતો; અને તેના હાથમાં એક મોટી લાકડી હતી. તેની પાછળ બાર વર્ષની એક સુસ્વરૂપ બાલિકા ચાલી રહી હતી. વળી એ બંન્નેની પાછળ એક વૃદ્ધ ગર્દભરાજ ચાલતો હતો. એ ગર્દભરાજની પીઠ પર એક નાનો છોકરો સ્વાર થયેલો હતો. ઉપર્યુક્ત વૃદ્ધ પુરૂષ છેકજ થાકી ગયો હોય એમ લાગતું હતું છતાંયે તે જેમ તેમ કરી રસ્તો કાપતો હતો. પણ તેની પાછળ આવતી બાલિકા તો છેકજ શ્રાન્ત થઇ ગઇ હતી, અને ક્ષણેક્ષણે આરામની ઇચ્છા પ્રકટ કરતી હતી.

ચાલતાં ચાલતાં વૃદ્ધે કહ્યું, "આપણે થોડે આગળ જઇશું, એટલે કોઇકનું ઘર યા એકાદ નાનકડું ગામ આપણને જરૂર મળી

આવશે. રસ્તામાંજ જો આપણે રસળી રસળીને મોડું કરીશું તો પછી અંધારામાં આપણાથી ચલાશે નહિ!"

તે બાલિકા ક્ષીણ સ્વરે કહેવા લાગી, "બાપુ હવે તો હું છેકજ આવી રહી છું! મારાથી જાણે હવે બિલકુલ ચલાશેજ નહિ એમ લાગે છે. મારા પગ કેટલે ઠેકાણે ફાટી ગયા છે તે મને પોતાનેજ બરાબર જણાતું નથી! હું તો અહિં બેસુંજ છું, બાપુ."

બાલિકાના આ કરૂણ શબ્દો સાંભળી ગધેડા પરના બાલકે કહ્યું. "બ્હેન, તું બેસ હવે ગધેડા પર; હું હવે ચાલી શકીશ."

બાલકના આ શબ્દો સાંભળી તે વૃદ્ધ અને પેલી બાલિકાને આવી સ્થિતિમાં પણ હસવું આવ્યું. તેમના હાસ્યને લીધે બાલક શરમાઇ ગયો અને મુંગો બેસી રહ્યો. આગળ કેટલુક ચાલ્યા પછી બાલિકા તદ્દન લાચાર બની જમીન પર બેસી ગઈ. ક્ષણભર પછી ત્યાંથી ઉઠી રસ્તા પાસેની એક ભિંજાઇ ગયેલી ઉંચી જમીન પર જઇ તેણે ત્યાં પોતાની છાવણી જમાવી

આ જોઈ વૃદ્ધ બોલ્યો, "જો આખરે તું બેઠીજને!" પછી ઉત્તરની રાહ ન જોતાં તે પણ પાછો ફરી બાલિકા પાસે જઇ બેઠો. પાછળ આવતું ગધેડું પણ બાલકને પીઠ પર લઇ ત્યાં આવી ઉભું રહ્યું. અંધકારનું ભ્રમરપટ એમને પોતાનામાં લપેટી રહ્યું હતું.

આ પ્રમાણે કેટલોક વખત જતાંજ કાનસોરીઉં લઇ બાલકે કહ્યું, "બાપુ પુષ્કળ ઘોડાઓના દાબડાઓનો ધ્વનિ મને સંભળાય છે."

વૃદ્ધ એકદમ ચમકીને ઉભો થઇ ગયો અને રાજમાર્ગની પાસેજ આવેલા એક ખેતરમાં આંબાના એક વૃક્ષ નીચે જ્યાં અંધકાર બહુજ ઘોર દીસતો હતો ત્યાં જઇ બન્ને બાલકોને લઇ તે સંતાઇ બેઠો. ધ્વનિ ધીમે ધીમે પાસેને પાસે આવવા લાગ્યો અને કેટલીક ક્ષણે એ અંધકારમાંથી સેંકડો ઘોડેસ્વાર પાટલીપુત્ર તરફ ત્વરાથી જતા જણાયા. વચ્ચે વચ્ચે આકાશમાં થતા વિજળીના ચમકારમાં તે સવારોની આકૃતિ અધિક ભયાનકજ દીસતી હતી! આવી સ્થિતિમાં બિચારો વૃદ્ધ પ્રવાસી બન્ને બચ્ચાંઓને છાતી સાથે સજ્જડ દાબીને આમ્રવૃક્ષને

ઓથે ઉભો રહી તેમની દૃષ્ટિએ ન પડવાનો યત્ન કરી રહ્યો હતો.

ઘોડેસવારોનું એ સૈન્ય પુષ્કળ આઘે નીકળી ગયા પછી પણ બહાર રસ્તા પર આવવાની હિમ્મત આપણો વૃદ્ધ કરી શક્યો નહિ. સઘળું આકાશ કાળાં વાદળાંઓથી છવાઇ ગયું. બાલિકાને ઝાડની એક બખોલમાં બેસાડી વૃદ્ધ પોતે તે ઝાડ નીચે બેસી જોરથી પડતા વરસાદમાં ભિંજાતો રહ્યો!

આ પ્રમાણે એક પ્રહર રાત્રિ વિતી ગઇ. પુનઃ એ પ્રવાસીઓને ઘોડાના દાબડાના અવાજ સંભળાવા લાગ્યા. અતિશય ભયચકિત થઇ વૃદ્ધ ડોળા ફાડી રસ્તા તરફ જોવા લાગ્યો.

થોડીજ ક્ષણમાં ચારપાંચ ઘોડેસવાર કર્મસંયોગે તેજ આમ્રવૃક્ષ આગળ આવી ઉભા રહ્યા. તેમાંના એકે કહ્યું, "બાપરે! આ વરસાદનું જોર તો વધ્યુંજ જાય છે. ચાલો પેલા ઝાડ નીચે જઇ જરા ઉભા રહીએ."

આ સવારની એ સૂચના સઘળાઓએ માન્ય કરી હોય એમ લાગ્યું. સર્વ સવાર એકદમ નીચે ઉતરી પેલા ખેતરમાં પેઠા. આપણા પ્રવાસીઓનું તો આવીજ બન્યું! તેજ વેળા આકાશમાં વિજળીનો એક ચમકારો થયો અને વૃદ્ધની ભવ્ય ઉંચી મૂર્તિ તે સવારોને દેખાઇ.

વૃદ્ધની આકૃતિ દૃષ્ટિએ પડતાંજ છેક આગળના સવારે બૂમ પાડી કહ્યું, "અરે, ઝાડ નીચે હાથમાં ભાલો લઇ કોઇ ઉભું છે, તે જોયું?"

આ શબ્દો સાંભળતાંજ સર્વ સવાર તે ઝાડ તરફ વળ્યા. આ અવકાશમાં પેલો વૃદ્ધ પણ ઝાડ હેઠેથી નીકળી ખેતરના મધ્ય ભાગે આવી લાગ્યો હતો. એક સવારે તેને વધારે આગળ ન આવવા જોરથી હુકમ કર્યો પરંતુ તેનું વાક્ય પૂરૂં થાય તે પ્હેલાં તો—

વૃદ્ધની છાતીની આરપાર એક ભાલો નીકળી ગયો અને નિર્જીવ થઈ તે ચેતનહીન દેહ ભૂમિ પર પડયો! તરતજ ઝાડ નીચેથી એક ભયંકર કરૂણ ચીશ નીકળી વાતાવરણમાં વિલીન થઈ ગઇ ને સાથેજ ગર્દભરાજ ભડકીને નાઠો! ગર્દભ પરનો બાળક પોતાની સઘળી શક્તિનો ઉપયોગ કરી તેના કેશ પકડી જેમ તેમ બેસી રહ્યો હતો!

સવારોએ પાસે આવી જોયું તો શું? મૃત મનુષ્ય એક વૃદ્ધ પ્રવાસી હોઈ તેની પાસે કશાંય શસ્ત્ર ન હતાં. તેના હાથમાંની લાકડી તેજ સવારોએ જોયેલું ભયાનક ત્રિશૂળ! જે સવારે વૃદ્ધ પર ભાલો ફેંકવાની અપ્રતિમ બહાદુરી (!) કરી હતી તેની સર્વે મશ્કરી કરવા લાગ્યા. પરંતુ બાલિકાની ભયાનક ચીસ તેણે બરાબર સાંભળી હોવાથી તે તો ધ્યાન ન આપતાં તે તરફ એટલે ઝાડની દિશામાંજ ગયો.

વિદ્યુચ્ચમકારની સહાયથી આપણા એ બહાદૂર સરદારને ઝાડની બખોલમાં બેઠેલી બાલિકા દૃષ્ટિએ પડી, એટલે તે ભારે ઉલ્લાસથી મોટેથી કહેવા લાગ્યો, "તમે લોકો મારો તિરસ્કાર કરોછોને? ઠીક છે, પણ એ વૃદ્ધને મારી મેં શું મેળવ્યું તેતો જરા જુઓ? કોઈને એ લૂંટમાં ભાગ નથી મળવાનો તે યાદ રાખજો."

સર્વે સવાર તત્ક્ષણ દોડતા આવ્યા. બાલિકા દૃષ્ટિએ પડતાંજ સઘળા એકદમ બોલ્યા, "વાહ, વાહ! કેવી મજા! ચન્દ્રેશ્વરને તો એક રત્નજ મળ્યું છે જો!"

બિચારી બાલિકા ભયભીત થઈ ગભરાઈને શોક કરી રહી હતી. તેના પર જે સવારનો અધિકાર (!) હતો, તે ઝટપટ ઘોડા પર ચઢ્યો અને તેને પોતાની પાછળ બેસાડી. વૃષ્ટિનું જોર સ્હેજ નરમ પડતાં સર્વ સવાર પોતાને રસ્તે આગળ ગયા.

બાલકને પીઠ પર લઈ નાઠેલો ગર્દભ કાંઈ બહુ દૂર ગયો ન હતો. તે અર્ધ કોશ જઈ તાડના ઝાડનું એક નાનકડું વન હતું ત્યાંજ ઉભો રહ્યો હતો! આ અકલ્પિત ભયંકર બનાવ બનવાથી બ્હી જઈ તે બાળકે ઘણો સમય રડયા કર્યું; પરંતુ તેનું એ અરણ્ય રૂદન સાંભળે કોણ? થોડી વેળાએ થાકી જઈ બિચારો ગધેડાની પીઠ પરજ ઉંઘી ગયો!

બીજે દિવસે સ્હવારે સૂર્યોદય વખતે બાળકનો રૂદન ધ્વનિ એક તેલીઆને સંભળાયો. તે પાસેથીજ જતી એક નાનકડી પગથી પર થઇ, પોતાનો માલ લઇને વેચવા શહેર તરફ જતો હતો. બાલકની કરૂણ દશા જોઇ તેને દયા આવી અને તેને તથા ગધેડાને લઈ તે

નગર તરફ વળ્યો.

બીજો પ્રહર થઇ જવા આવ્યો હતો, નગરના સિંહદ્વારે મંગળ વાદ્ય વાગી રહ્યાં હતાં, ત્યારે તેલીઓ બાળકને લઈ પાટલીપુત્રના પશ્ચિમ તરફના દૂર્ગદ્વાર આગળ આવી પહોંચ્યો.

એ દૂર્ગને બે દરવાજા હતા. તેમાંનો બ્હારનો દરવાજો ખુલ્લો મૂકી પ્રતિહારીઓ બીજા દ્વાર આગળ ઘોરતા પડ્યા હતા. તેઓને બૂમ પાડવાનું સાહસ ગરીબ તેલીઓ કરી શક્યો નહિ. બાળક સાથે તે કેટલેક અંતરે બેસી રહ્યો. દરવાનોએ તો ઝાંખીને તેના તરફ જોયુંયે નહિ. તૃતિય પ્રહર વિતી જતાંજ રથના પૈડાંનો ધ્વનિ સંભળાતાં ઘણાક જાગ્યા. એક રથ ધડધડ અંદર આવી દ્વાર પાસે સ્તંભ્યો, અને અંદરથી એક વ્યક્તિએ પોતાને અતિશય ત્રાસ થયો હોય, તેમ કર્કશ સ્વરે દ્વાર ઉઘાડવાનો હુકમ કર્યો. તત્ક્ષણ દ્વારપાળો બિછાના પરથી ઉઠી ઉભા થઇ ગયા. એક જણ બિચારો સૂતો હતો તેને બીજાએ લત્તા–પ્રહાર કર્યો !

પેલો ક્રુદ્ધ થઇ તેને મારવા જતો હતો, એટલામાં એક ત્રીજાએ તેની ગોદડી લઈ દ્વાર પાસેની એક ખાલીમાં ફેંકી દીધી. એક જણ દાતણની ચીરી લઇ પોતાના દાંત સ્વચ્છ કરતાં ખોંખારીને ખોખાર કાઢતો હતો તેણે પૂછ્યું, “ અલ્યા, કોણ આવ્યું છેરે ?”

બીજાએ જવાબ દીધો, “ આવ્યો છે તારો બાપ ! ”

“ અરે બાપુ, મારો બાપ તો કયારનોયે વિદાય થઇ ગયો છે !” એમ કહી તે તો શાંતિથી પોતાના દાંત ઘસવાનું કામ પૂર્વ પ્રમાણે કરવા લાગ્યો. તે જોઈ એક ત્રીજાજ સિપાઇએ તેનું દાંત ઘસવાનું લિમડાનું દાતણ અને જળનો લોટો ખાડાના પાણીમાં ઝટપટ ફેંકી દીધાં. એ જોઇ ખાડીના પીળા પાણીમાંથી પોતાનો લોટો કાઢવા તે પહેરેગીર તરત દોડ્યો. એટલા અવકાશમાં તો તોરણદ્વારના અંદરના ભાગમાની પોતાની પથારીઓ સિપાઇઓએ કાઢી નાંખી.

નગરના ભાગ તરફથી જેણે દ્વાર ઉઘાડવાનો હુકમ કર્યો હતો તે અધીર થઇ હવે દ્વાર પર લત્તાપ્રહાર કરી રહ્યો હતો. એટલે સઘળા

દ્વારપાળોએ મળી દરવાજાના ચારે અર્ગળો મહાપ્રયાસે કાઢયા. દેવદારના લાકડાનો એ જડ અને પ્રચણ્ડ કોટમાંનો દરવાજો ઉઘડયો, અને કોટની દિવાલ સરસા તેના બે ભાગ થયા. દ્વારપાળોએ અને પ્રતિહારોએ ભયચકિત નેત્રોએ જોયું તો શ્યામ રંગનો કૃશ શરીર તથા ઠીંગણા બાંધાનો એક મનુષ્ય અતિશય ક્રોધાવેશમાં આવીને ઉભેલો જણાયો. તેને જોઈ જેમણે પાઘડી પહેરી ન હતી તેવાઓ તો ઝટપટ નાસીજ ગયા. બાકીનાઓ ઘુંટણુ ટેકવી નમન કરી રહ્યા. પરંતુ તેમની પ્રાર્થના તરફ બિલકુલ લક્ષ ન આપતાં તે વૃધ્ધે રથને સારૂ રાખેલી ચાબુકથી તેમને સપાટા લગાવ્યા અને પછી ચાર ઘોડાનો રથ દોડાવતો તે કોટ બહાર નીકળી ગયો !

પછી આપણો તેલીઓ પોતાનો બળદ, બાળક અને ગર્દભરાજને સાથે લઈ નગરમાં આવવાના ઉદ્દેશથી સજ્જ થયો. તેને જોતાંજ દ્વારપાલોને પાછું શૂર ચઢી આવ્યું. સર્વેએ મળી એ બિચારા તેલીઆ પર પોતાનો રોફ બજાવવાની શરૂઆત કરી. છેવટે લાચાર થઈ પોતાના માલમાંથી થોડોક લાગા તરીકે આપી તેલીઓ જેમ તેમ તેમના પંજામાંથી છૂટયો !

તેલીઓ બાળકને લઇ નગરમાં પેઠો એટલે ત્યાંનું દૃશ્ય જોઈ તે વિસ્મીત થઇ ગયો ! બજાર બંધ થઇ ગયો હતો તેથી રાજમાર્ગ બહુધા શૂન્ય હતો. જે થોડા લોકો રસ્તેથી જતા આવતા હતા તે પણ સંધિ મળતાં નગરની ગલીકુંચીઓનો આશ્રય લેતા. વચ્ચે વચ્ચે પરદેશી સૈનિકોનાં અનિયત ટોળાં રાજમાર્ગ પર ધાંધાટ કરતાં ફરતાં હતાં. તેને જોઇ નાગરિકો તો દૂરજ ખસી જતા ! એ ટોળાં દૃષ્ટિએ પડતાંજ ઘરની બારીઓ અને દ્વાર ફડાફડ દેવાઈ જતાં ! દુકાનદારો તો દુકાન મૂકી પોબારા ગણી ગયા હતા !

શહેરની આવી ચમત્કારિક સ્થિતિ જોઇ તેલીઓ તો બિચારો બહુ ગભરાયો. તાબડતોબ રાજમાર્ગ છોડી તે પણ એક ગલીમાં પેઠો. કેટલોક સમય આડે રસ્તે ચાલ્યા પછી તે એક જુની ઝુંપડી આગળ આવી ઉભો અને દ્વાર ઠોક્યું. ધીમે ધીમે ઠોકવાથી કોઇ દ્વાર ઉઘાડવું

નથી એમ જોઇ તેણે ફરીથી બારણું જોરથી ઠોકવા માંડયું.

આ પ્રમાણે બે ઘડી વહી ગઇ. બિચારો છોકરો તો પાછો થાકી જઇ ગર્દભરાજની પીઠ પર ઉંઘી ગયો. શહેરમાં ધીરે ધીરે નિઃસ્તબ્ધતા પ્રસરતી હતી. સૂર્યાસ્ત થઇ ગયો હોવાથી પહેલેથીજ તિમિરમય રસ્તા પરનો અંધકાર વધારેને વધારે ગાઢો થતો જતો હતો. બીજો ઇલાજ ન જડવાથી આપણા તેલીઆએ જોરથી દ્વારને ધક્કા મારવા માંડયા. હવે એ ધક્કાથી બારણું તૂટી પડશે એમ જોઇ અંદરથી એક સ્ત્રીના ડુસકાંનો તથા રડવાનો સ્વર સંભળાવા લાગ્યો; તેના રડવાની ભાષા તથા સ્વરનું યથાર્થ વર્ણન કરવાની શક્તિ આ કમનસીબ કલમમાં ન હોવાથી તેના રડવાનો ભાવાર્થજ આપી સંતોષ પામીયે છીએ.

"હાયરે, બાપલીયા, આ મારા ઘરમાં ચોર પેઠોરે ! ઓ. ઓ, અડોશી પડોશી હો તો દોડોરે દોડો અને મારૂં રક્ષણ કરો ! રાજાના ભાણેજ સાથે જે થાણેશ્વરનું મોટું જંગલી લસ્કર આવ્યું છે તેણે હું અનાથ ગરીબ બાઇનું સત્યાનાશ વાળી નાખ્યુંરે ! ઓ રે ! ઓ કોઇ દોડજો ! હું મરી ગઇરે ! અરેરે બાપલીયા, દોડોરે દોડો."

પહેલાં પહેલાં તો તે સ્ત્રીના ચીસો સાંભળી એક બે પડોશીઓએ ઉપલે માળેથી ધીમેથી બારીઓ સ્હેજ ખુલ્લી કરી જોયું અને એક બેયે મોટે સ્વરે તેને આશ્વાસન દેવાનો યત્ન પણ કર્યો: પરંતુ પાસેના ઘરવાળાએ જ્યારે તેલીઆનો બળદ તથા ગધેડું વગેરે જોયાં એટલે તેણે બૂમ પાડી "અરે, તું કરે છે શું રે ?" રસ્તામાં ખરેજ ઘોડાઓના ઝુંડનાં ઝુંડ ભરાઈ ગયાં છે. થાણેશ્વરનું સૈન્ય આવેછે અહિં !"

એ માણસના મુખમાંથી આ શબ્દો નીકળવાનીજ ખોટી હતી! પાટલીપુત્રના વીર નાગરિકોએ તરત ધડાધડ બારણાં બારી દઇને ઘરમાં ઘુસી જવાનુંજ યોગ્ય ધાર્યું !

પેલી બાઇનો શોકસ્વર તો ક્રમે ક્રમે વધવા લાગ્યો. હવે અંધકાર રસ્તા પર વધારે ફેલાવા લાગ્યો તેથી તેલીયાએ જોરથી લાત મારી બારણાની આગળી તોડી પાડી અને પોતે અંદર પેઠો.

તરતજ તે સ્ત્રીનું જે કલ્લાહોળ ચાલુ થયું તેની કલ્પના વાચકોને આપી શકાય તેમ નથી. તે મૂર્ચ્છિત થઇને પડી કે કેમ, તેગે અમને બરાબર માલુમ પડયું નથી; કારણ તેસીઆએ બાળક, ગર્દભ તથા• બળદને અંદર લઈ બારણું બંધ કર્યું. પણ શો તેનો ચમત્કાર તે તો એજ જાણે, કારણ તેજ ક્ષણે તે સ્ત્રીનો રૂદનધ્વનિ એકાએકજ અટકી ગયો !



## પ્રકરણ ૫ મું.



### સિંહાસનના ટુકડા થઈ ગયા !

સ્હવારના સમયથીજ સેવકવર્ગ દરબારનો સભામંડપ સાફસુફ કરવાના કાર્યમાં વળગી ગયો હતો. કાળી મેંશ જેવી બ્રહ્મશિલાઓથી બાંધેલો એ પ્રશસ્ત સભામંડપ આકારમાં ચોરસ હતો અને તેની છત ૧૦૮ સ્તંભ પર બાંધવામાં આવી હતી. મંડપની ભૂમિ ચોરસ, સુંદર અને મૃદુ કાળા પત્થરોથી બાંધવામાં આવી હતી. સભાના પટાંગણની ચારે બાજુએ બહુ જાડા નહિ, તેમ અતિશય પાતળાયે નહિ, તેવા પ્રકારના લીલા પત્થરના સ્તંભની ઉપર રૌપ્ય ઝરૂખા હતા. તેની ઉપર અત્યંત કલાકાશલ્યથી તૈયાર કરેલાં મહાભારત અને રામાયણના પ્રસંગોનાં અતિ રમ્ય પાષાણ ચિત્રો હતાં, અને તેનીજ પાછળ સભામંડપના સ્તંભો આવી રહ્યા હતા. સભામંડપની ચારે બાજુ મજબુત પત્થરનો કોટ હતો અને એવી એક દંતકથા હતી કે પ્રાચીન સમ્રાટના સમયમાં ત્યાં આગળ દશહજાર ઘોડેસ્વારો હારબંધ ઉભા રહેતા !

સભામંડપમાં લગભગ એક હજાર હાથીદાંતનાં આસનો માંડેલાં હતાં. પરંતુ તે બહુ જુનાં હોવાથી અને તેની જોઇએ તેવી દરકાર ન લેવાતી હોવાથી તે ઉપરનો સફેદ હાથીદાંત મેલો થઇ ગયો હતો. આ આસનો પર રાજ્યના વિવિધ અધિકારીઓ અને સન્માન્ય નાગરિકો બેસતા. હજુ સુધી આર્યાવર્તમાં યવનરીત પ્રમાણે રાજસભામાં

સર્વને ઉભા રહેવાની રૂઢિ પ્રચલિત થઈ ન હતી. સભાગૃહમાં રાજા આવતાંજ સર્વજણ પોતપોતાની જગા પરથી ઉઠતા, અને તેની આજ્ઞા થતાંજ બેસી જતા. પેલા ઝરૂખા પર બે પ્રકારના રૌપ્ય સુખાસનો રહેલાં હતાં. તે આસનો પર રાજકુળમાંની વ્યક્તિઓ તથા યુવરાજપાદીય અને કુમારપાદીય અમાત્યો બેસતા. અભિજાત વર્ગમાં પ્રવેશ થયા શિવાય એ સ્થળે સ્થાન મળતું શકયજ ન હતું.

મત્સ્ય દેશમાંથા આણેલા બહુમૂલ્ય સંગેમરમરની બનાવેલી ઉંચી વેદી પર સમ્રાટનું સિંહાસન માંડવામાં આવતું. આ વેદી સભા મંડપની જમીનથી બે હાથ ઉંચી હતી, અને તેને ચારે બાજુ પગથીયાં હતાં. વેદીપર ચાર સુવર્ણમંડિત નાનકડા સ્તંભ હતા અને તે પર રૌપ્ય છત્ર હતું.

નોકરો આખા દરબાર મંડપ સાફસુફ કરી સંગેમરમરની વેદી ધોઈ સ્વચ્છ બનાવી તે પર પારસ્ય દેશમાંથી આણેલા અમૂલ્ય આચ્છાદન વસ્ત્ર ઢાંકી તે ઉપર સુવર્ણનાં બે સુંદર સિંહાસનો ગોઠવવાની તજવીજ કરતા હતા. કેટલાક પરિચારકો ઉપલા છત્રને મોતીની ઝાલરો લટકાવતા હતા. કેટલાક સિંહાસન પર શુભ્ર રૌપ્ય છત્રો બેસાડતા હતા. વેદીને એક ખૂણે એક ખુરસી ( લાકડાનું વેત્રાસન—તેને ખુરસીનું નામ આપવામાં કોઈ પ્રકારની હરકત નથી ) પર બેસી એક અધિકારી વિવિધ હુકમો આપતો સઘળો દેખરેખ રાખી રહ્યો હતો.

કેટલાક દિવસ પૂર્વે શોણ અને ગંગાના સંગમસ્થાન પરના જુના રાજ્યગૃહમાં ઉભો રહી જે સોનેરી શિર વાળો બાળક જલૌઘ તરફ તથા તરંગ લહરી તરફ જોઈ રહ્યો હતો, તે આ વેળા સભા મંડપમાં આમથી તેમ અને તેમથી આમ આંટા માર્યા કરતો હતો. ફરતાં ફરતાં તે વેદી સામે આવી ઉભો રહ્યો. તેને જોતાંજ નોકરવર્ગે પોતાનું કામ તરત છોડી દઇ તેને સલામ આપી.

બાળકે પૂછ્યું—" આ બીજું સિંહાસન કોને માટે મૂકયું છે ?"

એક પરિચારક બોલ્યો—" આણેશ્વર નરેશ સારૂ."

તેના આ શબ્દો કાને પડતાંજ તે બાળક જાણે ચમકી ગયો !

તેના મનોહર મુખમંડળ પર તરત ક્રોધની છાયા ચઢી આવી. તેણે પાસેના એક હાથીદાંતની ખુરસી હાથમાં એવા તો જોરથી સજ્જડ પકડી કે તેના ચૂરેચૂરાજ થઇ ગયા!

કુમારે ક્રોધથી રક્ત થઇ જરા કાંપતે સ્વરે પૂછ્યું–"શું કર્યું તે?"

કોઇએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. કામદારોનો નાયક–પેલો ખુરસી પર બેઠેલો અધિકારી–આગળ આવ્યો, અને કુમારને નમન કરી ઉભો રહ્યો.

યુવરાજે તેને ગુસ્સામાં પૂછ્યું, "કોના હુકમથી તમે વેદીપર બીજું આસન મૂકાવ્યું?"

યુવરાજને શું ઉત્તર દેવો તેના વિચારમાં તે નાયક પડ્યો. પછી અસ્પષ્ટ સ્વરે તેણે કહેવા માંડ્યું, "મેં સાંભળ્યું છે કે–"

તેના મુખમાંના શબ્દો પૂરા વાક્યમાં પરિણત થાય તે પૂર્વે તો યુવરાજે વેદી પર કૂદકો માર્યો અને એક લાત જોરથી મારી તે આસનને ઉડાવી દીધું અને નીચે પત્થર પર જઇ પડતાંજ તે તૂટી ગયું!

આ વિલક્ષણ બનાવ જોઇને નોકરો તો ગચ્છન્તિજ કરી ગયા. કામદારોનો નાયક પણ યુવરાજનું એ નરસિંહ સ્વરૂપ જોઇ ત્યાંથી અગીઆરા ગણી જવાના વિચારમાંજ હતો એટલામાં તો–

સભામંડપની પાછળનો એક પડદો બાજુએ ખસી ગયો અને વીરવેષ ધારણ કરેલ એક ઉંચો પુરૂષ અને એક પાતળા એકવડા બાંધાની સ્ત્રી કેટલાક પરદેશી સૈનિકો સાથે અંદર દાખલ થયાં.

વૃદ્ધાએ તરત પૂછ્યું, "હમણાં અવાજ શાનો થયો?"

તેને કોઇએ ઉત્તર આપ્યો નહિ. કુમાર–અમાત્ય અને યુવરાજ શશાંક શિવાય ઉત્તર આપનાર ત્રીજું કોઇ રહ્યું ન હતું. આ નવિન આગંતુકને જોઇ બાપડો અમાત્ય–નાયક તો એટલો બધો ગભરાઇ ગયો, કે તેના અંગમાં પેલી વૃદ્ધાને ઉત્તર દેવાનું સામર્થ્ય બિલકુલ રહ્યું નહિ! શશાંક તો મુદ્દાસરજ ઉત્તર આપ્યો નહિ. તે તો પેલાંઓ તરફ પીઠ ફેરવીનેજ ઉભો રહ્યો હતો.

અધિકારીએ ઉત્તર આપવાનો યત્ન કર્યો અને તેના મુખમાંથી

કેટલાક અસ્પષ્ટ શબ્દો બહાર પડયા.

એટલે તરત કુમાર શશાંક મોઢું ફેરવી ઉંચો આવેશયુક્ત ઉત્તર આપ્યો. "બાપુના સિંહાસન પાસે વેદી પર થાણેશ્વર નરેશનું આસન નોકરોએ મૂક્યું હતું, તેના મેં ચૂરેચૂરા કરી નાંખ્યા!"

યુવરાજના આ શબ્દો સભામંડપના કઠણ પત્થર પર અથડાઈ તેનો જાણે પ્રતિઘોષ આવવા લાગ્યો! તે કાને પડતાંજ પેલી વૃદ્ધાની સાથે આવેલા પેલા પ્રૌઢ વીરની મુદ્રા તં તાલી થઈ ગઈ. તત્ક્ષણ પેલા સૈનિકોની મ્યાન થયેલી અસિઓનો ખણખણાટ પણ સંભળાવા લાગ્યો. શશાંકની સાથેનો પેલો નાયક તો એ ખણખણાટ સાંભળી ચમક્યો અને જીવ લઈ ત્યાંથી ઉભી પૂંછડીયેજ નાઠો.

વૃદ્ધા ધીમે ધીમે વેદી આગળ આવી અને શશાંકનો હાથ પોતાના હાથમાં લઇ તેણે તેને નીચે ઉતાર્યો. તેની સાથેનો પ્રૌઢ વીર તો તે વેળા મ્યાનમાંથી પોતાની રક્તપિપાસુ તલ્વાર કાઢી રહ્યો હતો. તેની તલ્વાર હજી તો અર્ધી મ્યાનમાંજ હતી તે સમયે જાણે વિજળી કેમ ન પડી હોય તેમ શુભ્ર વસ્ત્રોમાં સજ્જ અને ઉઘાડા પગવાળો એક વૃદ્ધ ત્યાં આવી પ્હોંચ્યો તેને જોઈ સઘળાં સ્તબ્ધજ થઈ ગયાં! પછી ક્ષણ રહી પેલા સૈનિકોએ લળીને તેને નમન કર્યું.

પ્રિયપાઠક! એ પુરૂષને તમે એક વાર પ્હેલાં જોયો છે. એજ ગુપ્તવંશનો જીવન્ત સમ્રાટ મહાસેનગુપ્ત!

સમ્રાટને જોઇ પેલી વૃદ્ધા કંઇક હસી. પેલા પ્રૌઢ વીરનું મગજ પણ સ્હેજ નમ્ર થઈ ગયું. પરંતુ સમ્રાટ તદ્દન રાંક—ગરીબડી દૃષ્ટિએ વૃદ્ધા તરફ જોઈ રહ્યો હતો! એ દૃષ્ટિ પરથી તો, પેલા પ્રૌઢ વીર અને વૃદ્ધ સ્ત્રીને કુમારના અપરાધની ક્ષમા આપવાને સમ્રાટ વિનતિજ કરે છે એવું કોઇનેયે લાગે! સેંકડો વર્ષના સામ્રાજ્યનો વર્ગ તેને બોલવા દેતો ન હતો એટલુંજ!

સમ્રાટ તરફ જોઈ હાસ્ય કરતાં વૃદ્ધા બોલી "ભાઈ, શશાંક માટે મને કાંઇયે કહેવાની જરૂર નથી. બાળક—બચ્ચાંની ઉચ્છૃંખલ મસ્તીથી પોતાનું ભાન ભૂલે એટલો ગાંડો મારો પ્રભાકર નથી હોં!"

પેલો પ્રૌઢ વીર ડોકું નીચું રાખી દ્વેષથી દાંત પીસતો ઉભો હતો!

વૃદ્ધાનો પોશાક જોતાંજ તે પંચનદ દેશની હોવી જોઇએ એવું દેખાઈ આવતું. હજુયે પંજાબમાં સ્ત્રીઓ એવોજ પોશાક પ્હેરે છે. કપિશા અને ગાંધાર દેશની સ્ત્રીઓના પોશાક પ્રમાણેજ આ પોશાકમાં સ્ત્રીઓની સાહજીક કોમલતાનો અભાવ તરત દેખાઈ આવતો. કેટલેક અંતરથી તો પ્હેરનાર પુરૂષ છે યા સ્ત્રી તે પારખી શકાય તેમ ન હતું. કારણ કે ગંજાવર પર્વત રાજીઓથી વિંટાએલા ડુંગરાળ મુલકમાં રહેનાર સ્ત્રીઓને માટે બીજો યોગ્ય પોશાક મળવો મુશ્કેલ હતો.

તે સ્ત્રીના સઘળા કેશ સફેદ થઈ ગયા હતા. તેના કપોલપ્રદેશ પર ઘણીજ કરચલીઓ દેખાતી હતી. તેણે એવીજ કરચલીઓવાળો પાયજામો પ્હેર્યો હોઈ તેના અંગમાં અંગરખો અને માથે ધોળો પટકો હતો. તેની પીઠ પર તેના ધોળા વાળ લટકતા હતા. તેના નાનકડા પગમાં જોડા હતા.

એ વૃદ્ધા સમ્રાટ મહાસેનગુપ્તની સગી બ્હેન, તથા થાણેશ્વરના મહારાજ આદિત્યવર્ધનની વિધવા પત્ની. એનું નામ મહાસેનગુપ્તા. તેની સાથેનો પેલો પ્રૌઢ વીર મહારાજ આદિત્યવર્ધનનો જ્યેષ્ઠ પુત્ર અને થાણેશ્વર રાજવંશનો પ્હેલો સમ્રાટ પ્રભાકરવર્ધન. આદિત્યવર્ધન જીવત હતો ત્યારથીજ મહાસેનગુપ્તા પોતાના પતિને નામે થાણેશ્વર પર કારભાર ચલાવતી. પ્રભાકર જ્યારે રાજ્યાસન પર અભિષિક્ત થયો, ત્યારેયે સિંહાસન પાછળ પડદા આડે રહી મહાસેનગુપ્તા લોહદંડ હાથમાં લઇ રાજકારભાર રૂપી અશ્વને હાંકતી. વયમાં અહેંશી વર્ષની થઇ હતી છતાં થાણેશ્વર પર હજુ તેનો અમલ ચાલતો હતો. આર્યાવર્તમાં સર્વે જાણતા હતા કે સિંહાસનપર બેઠેલો, સમ્રાટની પદવી ધારણ કરનારો, પંચનદ દેશનો ઉદ્ધાર કરનાર અને હુણ, આભીર તથા ગુર્જરોને કાળ સમાન ભાસનારો પ્રભાકરવર્ધન તો ફક્ત મહાસેનગુપ્તા ચાવી આપે અને ચાલે તેવું પુતળું હતો! મહાદેવીની સલાહથીજ થાણેશ્વર અને આખા ઉત્તર પ્રદેશનું રાજ્યતંત્ર ચાલી રહ્યું હતું!

એક હાથમાં ભાણેજ શશાંકનો હાથ અને બીજામાં પોતાના

પુત્રનો હાથ લઇ મહાદેવી હસતી હસતી સભાગૃહમાંથી નીકળી ગઇ. તેની પાછળ, અવનત મસ્તકે સમ્રાટ પણ ધીરે ધીરે ગયો. પછી નાસી ગયેલા નોકરો ધીમે ધીમે પાછા આવવા લાગ્યા. જે સિંહાસનના ટુકડા થઇ ગયા હતા તેને ત્યાંથી લઇ જવામાં આવ્યું અને સભાગૃહ ફરી શણગારવાની તૈયારીઓ થઇ. પરંતુ હવે—

હવે વેદી પર બીજું સિંહાસન માંડવામાં આવ્યું નહિ !

## પ્રકરણ ૬ ઠું.

### " કોણ ? મારી બ્હેન ! મારી બ્હેન ! "

દુકાનમાં બેસી એક કાગડાનેયે શરમાવે તેવી કાળી, મોટી અધેડ વયની એક સ્ત્રી, દાળ, ચોખા, ઘી, તેલ, મીઠું આદિ વસ્તુઓ સાથે પોતાના હાસ્યનીયે વિક્રી કરી રહી હતી ! લોકોથી ગાજી રહેલા ભરપૂર પાટલીપુત્ર નગરમાં દાળ ચોખા જેવી વસ્તુઓ પ્રમાણે તેના હાસ્યના ગ્રાહકોનોયે કાંઇ ટોટો ન હતો ! દુકાનની અંદર આપણા પરિચિત તેલીઆજી પણ બેઠેલા હતા, તથા વેચાતા હાસ્યના વજન અથવા માપ તરફ કરડી નજરે જોઇ રહ્યા હતા. તેલીઆજીએ આણેલો પેલો છોકરો રાજમાર્ગ પર ધૂળથી રંગાએલાં બીજાં કાળાં બાળકો સાથે નાના પ્રકારની રમતો રમવામાં મશગુલ થઇ ગયો હતો.

એટલામાં એક ઉંચો, મસ્ત શરીરનો, ગોરા રંગનો પુરૂષ ઘી ચોખા વેચાતા લેવા દુકાનમાં આવ્યો. ચોખા અને ઘી સાથે, પોતાના હાસ્યના થોડા ચમકાર કરી દુકાનદાર સ્ત્રીએ બીજુંયે થોડું ઘણું તેની પાસે લેવડાવ્યુંજ. ખરીદી પૂરી થતાંજ જ્યારે તે પુરૂષે ઘી, દાળ, ચોખા વિગેરેનું પોટલું બાંધ્યું ત્યારે તે ઘણુંજ મોટું અને વજનદાર હોવાથી એક માણસથી ઉંચકાય તેમ નથી, એમ તેને લાગ્યું. તેની આ અગવડ તરતજ પેલી બાઇના લક્ષ્યમાં આવતાં અને તેનું કોમલ હૃદય પેલાના વિઘ્નને લીધે કરૂણાથી પીગળી જતાં તેને મદદ કરવા તે પોતાની જગા પરથી ઉઠી.

પરંતુ એ તે કાંઇ આપણા તેલીઆજીથી સહન થાય કે ? તે એકદમ અંદરથી બ્હાર આવ્યો, અને ગ્રાહકને સ્પષ્ટ કહ્યું, " તમારૂં પોટલું લઈ જવા હું પોતે તૈયાર છું અથવા તો મારા છોકરાને સાથે મોકલું, પરંતુ ગમે તે થાઓ પણ એક અપરિચિત વ્યક્તિ સાથે મારી સ્ત્રીને મોકલવા હું તૈયાર નથીજ ! " થયું ! બન્ને વચ્ચે પ્હેલાં તો શબ્દયુદ્ધ જામ્યું, પણ પછી તો મલ્લયુદ્ધ થશે એવાં ચિન્હો દેખાવા લાગ્યાં ! પરંતુ પેલી બાઇએ વચમાં પડી તેમના ઝગડો મટાડ્યો. પેલા ગ્રાહકની પોટલી લઇ બાળકેજ સાથે જવું એવું આખરે ઠર્યું.

પેલો બિચારો છોકરો ગ્રાહકે આપેલો એક નાનકડો બોજો માથા પર લઇ તેની પાછળ પાછળ જવા લાગ્યો. પેલો પુરૂષ તો લાંબો તાડ હોવાથી ઝડપથી લાંબાં ડગલાં ભરી ચાલ્યો જતો હતો. વચ્ચે વચ્ચે પાછો ફરી પેલો છોકરો ક્યાં સુધી આવ્યો, તે તે જોતો. વળી કોઇવાર જો તે તેને દેખતો નહિ તો પાછો ફરી એ એને શોધવા જતો.

જે રસ્તે પેલો માણસ ચાલતો હતો તે રસ્તો ક્રમે ક્રમે શહેર ત્યજી નદી તીરે થઇને આગળ જતો હતો એટલુજ નહિ પણ ધીમે ધીમે વધારે મોટો બનતો જતો હતો. રસ્તાની ઉભય બાજુએ મોટાં મોટાં વિશાલછાય વૃક્ષો આવી રહેલાં હોવાથી આખો રસ્તો તેનાથી ઢંકાઇ જતો હતો. એક બાજુએ ગંગાનો વિસ્તીર્ણ વાલુકાપટ હતો અને બીજી બાજુએ શ્યામલ તૃણોથી છવાઇ ગયેલું સુંદર મોટું મેદાન હતું. ઘણે દૂર અંતરે વાલુકાપટ તરફ અત્યંત સુક્ષ્મ ગંગાના સલિલ-પ્રવાહની રેષા દેખાતી હતી. ઇતર સમયે આ રસ્તે લોકોની ઝાઝી ગિર્દી થતી નહિ, પરંતુ આજે કોઇક ખાસ કારણ હોવાથી એ રસ્તે લોકોની ઠઠ જરા વધારે જામેલી હતી.

એ ગર્દીમાં પેલો છોકરો વારંવાર અદૃશ્ય થઈ જતો અને પેલો દાળ ચોખાવાળો પુરૂષ તેને પાછો શોધી કાઢતો. રસ્તામાં જમણી બાજુએ લોકસમુદાય વધારે એકત્ર થયેલો હતો. એ લોકો સૈન્યના માણસો છે એવું તેમના પ્રત્યે એકજ દૃષ્ટિપાત કરતાં જણાતું. પેલા

વિશાળ મેદાનમાં સૈન્યની છાવણી પડેલી હતી અને પોતાની છાવણી પાસે બેસી સૈનિકો વિવિધ કાર્ય કરવામાં મશગુલ થઈ ગયા હતા. તેમાં મોટો ભાગ તો પોતાની રસોઇ તૈઆર કરવામા ગુંથાયો હતો, અને બાકીના તો પોતાનું એ કામ આટોપી લઇ ઝાડોની છાયા તળે સૂતેલા હતા. રસ્તાની ડાબી બાજુએ ઉત્તમ અને ઉમદા અશ્વો ઉભેલા હતા, અને તેનીજ સામે ઘોડાનો સરંજામ, ભાલા તલવાર આદિ પડ્યા હોવાથી પેલા પુરૂષોનો વ્યવસાય સ્પષ્ટ રીતે જણાઈ આવતો હતો. રસ્તાની ઉભય બાજુએ સરખે અંતરે શસ્ત્રસજ્જ સૈનિકો ઉભા રહી શાંતિરક્ષણ કરતા હતા. સૈનિકોનાં ટોળેટોળાં ગંગાસ્નાન કરી પાછા આવતા હતા. ગધેડાની પીઠ પર લોખંડના બનાવેલા હાંડા મૂકી કુંભારો સૈનિકોને જોઈતું પાણી પુરૂં પાડતા હતા. રથ અને ગાડાંઓ તો ગિર્દીને લીધે ઝટપટ ચાલીજ શકતા ન હતા. શહેરમાંથી ગાડાંઓ ભરી સવારો અને ઘોડાઓને માટે ખાધખોરાકીનો સામાન આવતો, અને તે યોગ્ય ઠેકાણે વ્યવસ્થિત રીતે ઠલવાતાં ગાડાં શહેર તરફ પાછાં વળતાં. કોઈ કોઇ વાર ઘોડેસવારની ટુકડીઓથી વિંટળાયેલાં ગાડાંયે શિબિરમાં જતાં અને વસ્તુઓ ઠાલવી પાછાં વળતાં.

શહેરથી એક કોશ દૂર એક મોટા વિશાલછાય વડવૃક્ષની છાયા તળે કેટલાક સૈનિકો ગપ્પાં મારવામાં મશગુલ હતા. તેમનીજ પાસે એક મોટો ભાલાઓનો ઢગલો પડેલો હતો. એક બાજુએ ભૂમિ પરજ એક બાલિકા—અથવા તો તેને બાલ્યાવસ્થા અને તારૂણ્યના સિમાસ્થાન પર આવી પ્હોંચેલી રમણી કહીશું તો વધુ શોભશે—પડેલી હતી. તેના બન્ને હાથ તેમજ પગને ચામડાના પટાથી બાંધી જમીનમાં ખોસેલા એક ખીલા સાથે પટાનો બીજો છેડો બાંધ્યો હતો. વચ્ચે વચ્ચે મસ્તક ઉન્નત કરી તે પેલા લોકો તરફ દૃષ્ટિપાત કરતી અને કેટલીક ક્ષણે પાછી હતાશ થઇ ભૂમિ પર પડી રહેતી. પેલા સૈનિકોનો પ્હેરવેશ પંજાબી પદ્ધતિનો હતો અને તેમની મુખમુદ્રા પણ પરદેશીજ હતી. તેઓમાંનો એક, એક ચર્મપાત્રમાં મદ્યપાન કરતો હતો અને પોતાના ભાઇબંધોનેયે તે એમાંની પ્રસાદી વ્હેંચતો હતો. પરંતુ તેઓમાંનું

કોઈયે પેલી રમણી તરફ તો ભૂલેચૂકયે જોતું ન હતું !

દુકાનમાંથી દાળ ચોખા વિગેરેનો બોજો માથા પર લઇ તેલી-આણનો છોકરો પેલાજ ઝાડ પાસે આવી લાગ્યો. ચાલી ચાલી તે બહુ થાકી ગયો હોવાથી માથા પરથી ભાર ઉતારી સહજ આરામ લેવા જમીન પર બેઠો. અને બાલકોચિત ચાપલ્યેથી આમતેમ જોવા લાગ્યો. એ વખતે પેલી બાલિકા એકાગ્ર દષ્ટિએ રસ્તા તરફ ટગર ટગર જોઇ રહી હતી. તે સમયે વાદ્યોના ગંભીર સ્વર સાથે, વિવિધ રંગી પોશાકમાં સજ્જ થયેલું મગધ રાજ્યનું પાયદળ એ રસ્તે થઇ પસાર થતું હતું.

બાળકનો ભાર જ્યાંનો ત્યાં પડી રહ્યો. તે ઉઠી ધીમે ધીમે બાલિકા પાસે જવા લાગ્યો. પાસે જતાંજ તેની તરફ જોઈ તે આશ્ચર્યથી એકદમ બોલી ઉઠ્યો:

" કોણ ? મારી બ્હેન ! મારી બ્હેન ! ! "

તેની એ બૂમથી આશ્ચર્યચકિત થઇ પેલી બાળાએ પોતાનું મોંઢું ફેરવ્યું તે સાથેજ પેલો બાળક તેને સજ્જડ બાઝી પડ્યો ! એજ સ્થિતિમાં તે બંધુભગિની કેટલોક સમય અશ્રુપાત કરી રહ્યાં !

કેટલીક ક્ષણે પેલા પરદેશી સૈનિકોનુ લક્ષ્ય તે તરફ દોરાયું. આશ્ચર્ય સાથે જોયું તો ત્યાં એક કેદીના બે થઇ ગયા હતા ! એટલે પેલો દારૂ વ્હેંચનારો પુરૂષ પેલા યુગલ તરફ ગયો અને કેટલોક સમય તો વિસ્મય થઈ તેમને એકટાસે જોઈજ રહ્યો. પછી તેણે પેલી બાળાને કહ્યું, " અં ! આ છે શું ? આ વળી કયાંથી તને વળગ્યો. "

બાલિકાએ ડૂસકાં ખાતાં જવાબ દીધો, " એ મારો ભાઇ—"

પેલા સૈનિકે તરત તેના તરફ ધસી જઇ, મોટેથી બૂમ પાડી " ભાઇ બાઈ ચાલવાનો નથી. ખબરદાર ! હમણાંને હમણાં એને અહિંથી કાઢી મૂક, સમજી ! "

આ નિષ્ઠુર આજ્ઞા સાંભળી પેલી બાળા રડતાં રડતાં મોટેથી બૂમો પાડવા લાગી. તેનો સૂર તેના ભાઇના રૂદનના સ્વરમાં મળી ગયો. આ જોઈ પેલા સૈનિકને ગુસ્સો ચઢ્યો અને તે બાળકનો હાથ પકડી તેને ખેંચવા લાગ્યો. બાળક મોટેથી બૂમો પાડવા લાગ્યો, " ઓ

બ્હેન ! નહિ નહિ બ્હેન, હું તને છોડીને નહિ જાઉં ! ઓ–"

આ ઘોંઘાટ સાંભળીને ચારે તરફથી લોક સમુદાય ત્યાં એકત્ર થવા લાગ્યો. એકે પૂછ્યું, "અરે છે શું ?" બીજાએ પ્રશ્ન કર્યો, "પણ આ બચ્ચાંઓને તમે શા માટે પજવો છો ?" ત્રીજો એક વળી ચોથાને કહેવા લાગ્યો, "જુઓ તો ખરા એ બાળાને એમણે કેવી કસકસાવી બાંધી છે !"

આ ગિર્દીમાં થઇને એક શાંતિરક્ષક સૈનિક ત્યાં આવી પહોંચ્યો અને તેણે પૃછ્યું "શું છે ? શેની ગડબડ અહિં ચાલી રહી છે ?"

એટલે એકદમ દશ જણે તેને ઉત્તર આપવા માંડ્યો, "આ પરદેશી લોક દારૂ ઢીંચી આ બાળાને મારતા હતા તેમાંથી તેનો આ ભાઇ તેને છોડવે છે !"

ભગિનીને મુક્ત કરવાની ઇચ્છા રાખનાર વીર બંધુનું કદ જોઇ શાંતિરક્ષક તો ખડખડ હસવા લાગ્યો !

પછી સૈનિકને પૂછતાં તેણે કહ્યું, "આ બાળા મારી કેદી છે. રસ્તામાંથી મને તે મળી આવી છે અને ત્યારથી એ મારા કબજામાં છે. આ બાળક કોણ છે તે કાંઇ હું જાણતો નથી. મેં કાંઇ મારફાડ કરીજ નથી !"

એટલામાં તો આપણો પેલો દાળ ચોખા ખરીદી આવનારો ગૃહસ્થ પેલા પોટલાવાળા બાળકનો શોધ કરતો કરતો ત્યાં આવી પહોંચ્યો. ગિર્દીની આસપાસ તે કેટલીક વાર ફર્યો છતાં જ્યારે તેને અંદરનું કાંઇ દેખાયું નહિ ત્યારે કળે કળે રસ્તો કરી તે ગિર્દીમાંથી અંદર જઇ ઉભો એટલે પહેલાં તો પોતાની વસ્તુઓનું પોટલું તેને નજરે પડ્યું. પછી જરા આગળ જઇ તેણે દૃષ્ટિ કરી તો પેલો તેલીઆનો છોકરો એક સુંદર બાળાના શરીર પર પડી રડે છે એવું તેને માલમ પડ્યું !

તેણે પેલા બાળકને પૂછ્યું, "આ શું ? અલ્યા તું હજુ અહિં કેમ બેસી રહ્યો છે ?"

પેલા બાળકની દૃષ્ટિએ તે ગૃહસ્થ પડતાંજ તે ફરી મોટેથી રડવા

લાગ્યો અને અસ્પષ્ટ સ્વરે બોલ્યો, "હું નહિ છોડું ! નહિ છોડું મારી બ્હેનને હવે !"

આ જોઈ પેલો ગૃહસ્થ તો આશ્ચર્યચકિતજ થઇ ગયો. તેની આસપાસ જે લોકો ઉભા હતા તેમણે તરતજ તેના પર પ્રશ્નો રૂપી ગોળાનો ભયંકર મારો ચલાવ્યો !

તેણે ધીમે ધીમે પોતાની હકીકત કહેવા માંડી; "હુંયે થાણેશ્વરના સૈન્યમાંનોજ એક સૈનિક છું. કાલે આખી રાત્રી રાજ્યગૃહમાં પ્હેરો ભરવાનું કામ મારે માથે હોવાથી હું ત્યાં હતો. સ્હવારે રજા મળતાંજ ખાવા પિવાની વસ્તુઓ લેવા હું શહેરમાં ગયો. મેં વેચાતી લીધેલી વસ્તુઓનું વજન ઘણું હોવાથી દુકાનદારે પોતાનો આ છોકરો મારી સાથે માલ ઉચકવા મોકલ્યો છે. આ બાળાને તો મેં મારી જીંદગીમાં જોઇજ નથી—"

જોતજોતામાં ત્યાં લોકસમુદાય વધવા લાગ્યો, છાવણીમાંના શાંતિરક્ષકો પણ ત્યાં આવી પહોંચ્યા. પુષ્કળ પ્રયત્નો કર્યા છતાં ત્યાંનો ઘોંઘાટ તેમનાથી મટયો નહિ. ક્ષણે ક્ષણે વધતો જતો લોકસમુદ તેમનાથી ખાળી શકાયો કે વિખેરી નંખાયો નહિ ! શહેરમાંના લોકોની સંખ્યા દર ક્ષણે ઝડપથી વધતી જતી હોવાથી તે પક્ષ વધુ બળવાન બનતો ગયો.

જોતજોતામાં એ બે પક્ષ—સૈનિકપક્ષ અને લોકપક્ષ—ના ટંટાનું સ્વરૂપ વધારે ગંભીર થવા લાગ્યું, મામલો ઝપાઝપી પર વધી ગયો. બિચારા મુઠ્ઠીભર શાંતિરક્ષકો શાંતિ રાખી ન શકાવાથી ત્યાંથી વટાણા વાવી ગયા !

થોડોજ વેળામાં ઉભય પક્ષની તકરારે એક નાનકડી લડાઈનું સ્વરૂપ ધારણ કર્યું. થાણેશ્વરનું સૈન્ય તો પ્હેલેથીજ ટંટા માટે તૈયાર થઇ આવેલું હોવાથી તેમની પાસે તો શસ્ત્રાસ્ત્ર તૈયારજ હતાં; પરંતુ પાટલીપુત્રના નાગરિકો કાંઇ લડવાની તૈયારી કરી આવ્યા ન હતા. તેઓમાંના કેટલાક ગાડીવાળાઓ, કેટલાક ઘોડાવાળાઓ, કેટલાક મજુર અને કેટલાક પાણી ભરનારા હતા. થાણેશ્વરનું સૈન્ય પ્હેલે સપાટે

તો બે ચાર ડગલાં પાછું હઠ્યું; પરંતુ તરતજ તેમની તીક્ષ્ણ તલ્વારના સપાટા આગળ નાગરિકો પાછા હઠવા લાગ્યા! કોઇનું માથું ફુટયું તો કોઇ હંમેશને માટે લુલા પાંગળા થયા! પરંતુ હજુ કોઇએ પરલોક પ્રયાણ કર્યું નહોતું એ વાત સાચી! રક્તપાતનો આરંભ થતાંજ નાગરિકોએ પાછા હઠવાની શરૂઆત કરી. કેટલાક તો વૃક્ષ સમુહની પાછળ છુપાઇને સૈનિકો પર મોટા મોટા પત્થરો ફેંકી તેમને પાસે આવવા દેતા નહિ!

તે વેળા ગંગાતીરે થઇને પાટલીપુત્રમાંના સૈન્યની એક ટુકડી શહેરમાંથી છાવણી તરફ આવતી હતી. એ સૈનિકોને જોઇ નાગરિકોને વધુ ઉત્સાહ આવ્યો એવું કાંઇ બન્યું નહિ પરંતુ ઉલટું એક બે એક બે થઇ તેઓ નાસી જવા લાગ્યા; કારણ તેમને પાકી ખાત્રી હતી કે તકરારની વાત સાંભળી આપણા સૈનિકો આપણને મદદ તો નહિજ કરે, પણ ઉલટો આપણને તકરાર કરવા માટે ભારે ઠપકો આપશે!

આ સમયે નદીતીરે થઇને એક રથ બહુ ત્વરિત ગતિથી શહેર તરફ પ્રયાણ કરી રહ્યો હતો. એ રથ આ મારામારીની જગા નજીક આવી પહોંચતાંજ તેના સારથીના માથાપર એક મોટો પત્થર આવી પડયો અને તે તરતજ જખમી થઇ નીચે પડયો. સારથી પડવાથી જે અવાજ થયો તેનાથી ભડકીને રથના બંને ઘોડા ચમકયા અને જેમ ફાવે તેમ દોડવા લાગ્યા. આ વિલક્ષણ આપદા જોઈ રથમાં બેઠેલી વ્યક્તિએ તેમાંથી એકદમ ભૂસકો માર્યો અને ખાલી રથ માત્ર શહેર તરફ દોડી ગયો!

રથમાંનો પુરૂષ પહેલાં તો સારથી પાસે ગયો અને તેને બરાબર તપાસીને જોયો. તેનું માથું તદ્દન ફુટી ગયું હતું. તેની એવી શોચનીય દશા જોઇને પેલા વીર પુરૂષનું મોં ક્રોધથી લાલચોળ થઈ ગયું. વળી એજ ક્ષણે એક મોટો પત્થર તેના કાન પાસેથી સુસવાટ કરતો પસાર થઇ જઈ એક નાનકડા તંબુને જઈ લાગ્યો, અને તંબુ એકદમ જમીન પર પડી ગયો. આ બનાવ જોઈ પેલો વીર આશ્ચર્ય ચકિત થઈ ગયો, અને તરતજ પોતાની તલવાર ખેંચી કાઢી જે ઝાડ તરફથી પત્થર

આવતા હતા તે તરફ ઝડપથી ગયો.

આપણા વીરને જોઇ વૃક્ષ આડે લપાયલી મંડળીએ નાર જવાનો પ્રારંભ કર્યો. એટલામાં તેઓમાંના એકે કહ્યું, "અરે આ આપણા યુવરાજ !"

બીજો તિરસ્કારયુક્ત સ્વરે બોલ્યો "અલ્યા તું ગાંડો બાંડો થ છે કે શું ? અલ્યા ભાઇ યુવરાજ તે વળી અહિં શા માટે આવે ?

"કેમ ? યુવરાજ અહિં ફરવા આવે તેટલુંએ તને શકય ન લાગતું ?"

"શાબાશ ! તાપને વખતે પાટલીપુત્રમાં ફરવાની જગા ન મ તે યુવરાજ આ ધગધગના મેદાન પર ફરવા આવ્યા છે !"

"અરે તને ખબર નથી. યુવરાજને કોઇ કોઇ વાર એવી ધન આવે છે !"

"ત્યારે બાપુ, તુજ જઇને યુવરાજને જોઈ આવ. આપણે આ નાઠા અહિંથી !"

પહેલા પુરૂષે બ્હાર આવી, "યુવરાજનો જયજયકાર" ક રથમાંના પુરૂષને પ્રણામ કર્યા. બીજો પુરૂષ જે ત્યાંથી નાસી જ હતો તેને પેલા વીરપુરૂષે બુમ મારી અટકવા કહ્યું. તરતજ તે કંઠસ્વર ઓળખી પેલો પુરૂષ ચમકયો અને તેણે "યુવરાજનો જ એમ ઘોષણા કરી.

એ વેળા આસપાસ જે નાગરિકો સંતાઈ રહ્યા હતા, તેમ ધીરજ આવી અને તેઓ પણ ધીમે ધીમે બ્હાર આવી પેલા વ પુરૂષને અભિવાદન કરવા લાગ્યા. જોતજોતામાં ત્યાં આગળ લોકસ ભેગો થઈ ગયો. નાગરિકોએ લડાઇમાંથી નાસવા માંડયું છે એ જોઈ ચાણેશ્વરનું સૈન્ય જે નિશ્ચિંત થયું હતું તેણે પાછા નાગરિ એકત્ર થયા છે એવું જોઇ પત્થર અને ઢેફાં ફેંકવા માંડયાં. એક ઢે તો યુવરાજના શિરસ્મરણને સ્પર્શીને પેલી બાજુએ નીકળી ગયું. ર જોઈ નાગરિકો પાછા ખળભળી ઉઠયા.

આજ વખતે પેલી સૈન્યની ટુકડી તે સ્થળે આવી લાગી ચ

ગિર્દી જોઈ તેના નાયકે તેને ત્યાં ઉભા રહેવાની આજ્ઞા આપી. એ જોઇ પેલો વીરપુરૂષ તેના અધિનાયક પાસે ગયો, અને તેને પૂછ્યું, "તમે મને ઓળખો છો ?"

અધિનાયકે કહ્યું, "ના."

તરતજ તે પુરૂષે પોતાના માથા પરનો શિરસ્ત્રાણ દૂર કર્યો એટલે તેના છૂટા સોનેરી સુંવાળા વાળ તેના સ્કંધ તથા પીઠપ્રદેશ પર વિખેરાઇ ગયા. તરતજ પેલા અધિનાયકે તેના ચ્હેરા તરફ એક વાર લક્ષ્યપૂર્વક નજર કરી તેને અભિવાદન કર્યું.

એ જોઇ મગધસેનાએ જયધ્વનિ કર્યો અને નાગરિકોએ પણ એ જયધ્વનિમાં પોતાનો જયઘોષ મિશ્રિત કર્યો. ચૌદ વર્ષનો છતાં, ભારે લોખંડી બખ્તર શરીર પર હોવાથી સોનેરી શિરવાળો કુમાર શશાંક એક ઠીંગણા બાંધાના વીરપુરૂષ પેઠે શોભી રહ્યો હતો !

કુમારે પૂછ્યુ, "અહિં શું બનાવ બન્યો છે ?"

નાગરિકોએ તરત કહ્યું, "આ પરદેશી સૈનિક એક બાળાને લઇ જતા હતા તેને છોડી દેવા અમે તેને કહ્યું પરંતુ તેથી ક્રોધાવેશમાં આવી જઈ એમણે અમારા પર હુમલો કર્યો !"

જેને જખમ થયા હતા તેમણે પોતાના ઘા યુવરાજને બતાવ્યા. બિલકુલ નિઃશસ્ત્ર વ્યક્તિઓના શરીર પર એવા ઘા જોઈ પાટલીપુત્રનું સૈન્ય ક્રોધથી ખળભળી ઉઠ્યું. વળી જ્યારે યુવરાજના સારથીની સ્થિતિ તેમની દૃષ્ટિએ પડી ત્યારે તો તેમના ક્રોધની સીમાજ રહી નહિ !

કુમારની આજ્ઞાથી સેના નાયક જ્યારે થાણેશ્વરની છાવણી તરફ જવા લાગ્યો ત્યારે તંબુઓની પાછળ રહી પત્થર ફેંકી તેને પણ ઘાયલ કરવાનો યત્ન પેલા સૈનિકોએ કર્યો. આથી તેને પાછા આવવું પડ્યું. યુવરાજની આજ્ઞાથી માગધી સેનાએ તંબુઓ પર આક્રમણ કર્યું. થાણેશ્વરના સૈનિકો મહામાયા વારૂણીને પ્રતાપે તદ્દન બેહોશ બની ગયા હતા. આથી સ્હેજમાંજ તેમનો પરાભવ થયો. જે શુદ્ધિમાં હતા, તે તો જીવ લઇને નાઠા અને બેહોશ થઇ ગયેલાઓ જમીન પર પડીજ રહ્યા, તેથી તેમણે બેશુમાર માર ખાધો. બે ચારેકને તો

બાંધીને પકડી જવામાં આવ્યા.

કુમાર શશાંકની આજ્ઞાથી આપણી પેલી બાળા અને તેના ભાઈને બંધનમુક્ત કરી રસ્તા પર લાવવામાં આવ્યાં. કુમારનો રથ કેટલે દૂર જઈ એક વૃક્ષ સાથે અથડાઈ અટકી રહ્યો હતો, તેને કેટલા નાગરિકો પાછા લઈ આવ્યા. કુમાર તથા પેલા બાળક—બાળિકાએ તેમાં બેસીને પ્રયાણ કર્યું. પછી માગધી સેના પણ વિદાય થઈ.

તે વેળા સાયંકાળ થવા આવ્યો હતો. આટલા અવકાશમાં આ સર્વ સમાચાર નગરમાં પ્રચલિત થઇ ગયા હતા. દુષ્ટ અને કલહપ્રિય લોકોનાં ટોળેટોળાં નગર તરફથી આવી નાગરિકોની સંખ્યા વૃદ્ધિંગત કરતાં હતાં. માગધી સેના ચાલી જતાંજ નાગરિકોએ પરદેશી સેના લૂંટવાના મહાન (!) કાર્યનો આરંભ કર્યો ! મુઠ્ઠીભર શાંતિરક્ષકો તેમને ખાળી શક્યા નહિ અને નાગરિકોએ તો છેવટે તેમનેયે ફટકાવી કાઢી મૂકયા. છાવણી લૂંટાઇ રહેતાંજ, અગ્નિ દેવને મોટું ભક્ષ આપવાનું પુણ્ય કાર્ય થયું. અર્થાત્ આગ લગાડવામાં આવી ! જ્યારે પેલા તંબુઓ સળગવા લાગ્યા ત્યારે ગગનમંડળ સુધી પ્હોંચી ગયેલી પાવક જ્વાલાઓ જોઇ થાણેશ્વરના સેનાપતિને લાગ્યું કે કોઇ ભયાનક આપત્તિ આવી પડી કે શું ? નગરમાં રહેલા હજાર બારસો શાંતિ રક્ષકોને લઇ તે દોડતો મેદાન પાસે આવી પહોંચ્યો, પણ તે વેળા સઘળું બળીને ભસ્મ થઇ જવાથી અગ્નિદેવ શાંત પડયા હતા અને પોતાને સ્થાને પાછા જવાની તૈયારી કરી રહ્યા હતા.

થાણેશ્વરના સેનાપતિએ ભયચકિત નેત્રોએ જોયું કે-મહામાયા સુરાદેવીના પ્રતાપે બેહોશ થયેલા સૈનિકોની તથા બંદિવાનોની કતલ કરી ક્રૂર હૃદય નાગરિકોએ છાવણીને બાળી મૂકી સઘળું નષ્ટવિનષ્ટ કરી મૂક્યું છે !

એ દશ્ય તેને સ્તંભિત બનાવી મૂકવા પૂરતું હતું !

---

# પ્રકરણ ૭ મું.

## રત્નકંકણ !

પરમ પુણ્યભૂમિ ભારતના મનોરંજક વૈવિધ્યપૂર્ણ ઇતિહાસમાં રોહિતાશ્વનો દૂર્ગ પ્રાચીન કાળથીજ બહુ પ્રખ્યાત છે. દક્ષિણ મગધ અને કરૂષ દેશની દક્ષિણ મર્યાદા પર આ પરમ પ્રસિદ્ધ રોહિતાશ્વ દૂર્ગ આવેલો છે અને અનેક અરણ્યોથી ખીચોખીચ ભરાઇ ગયેલા એ રાની પ્રદેશનું એ એકજ પ્રવેશ દ્વાર છે.

ઇતિહાસના પ્રારંભથી આપણી નવલકથાના કાળ સુધી અવિરતપણે રોહિતાશ્વગઢનો અધિપતિ યાને માલિકજ આ અરણ્યમાં નિવાસ કરી રહેલી રાની પ્રજાઓનો સરદાર ગણાતો હતો. મુસલમાન વિજય પછી રોહિતાશ્વનું નામ રોહિતાસ થઈ ગયું, અને ઇતિહાસથી સર્વ રીતે પરિચિત વાચકોને કહેવું પડે તેમ નથી, કે મોગલ રાજ્યની ચઢતીના કાળમાં રોહિતાશ્વનો દૂર્ગસ્વામિ બિહારની દક્ષિણ સીમાના રક્ષકનું કાર્ય પણ કરતો. તેમજ શેરશાહ, માનસિંહ ઇસ્લામખાં, શાયસ્તખાં આદિ ઇતિહાસ પ્રસિદ્ધ વ્યક્તિઓનાં નામ 'રોહતાસ' સાથે અવિયુજ્ય રીતે જોડાયલાં છે. આ સર્વ પાત્રો–વિશ્વરંગભૂમિના અનંત રહસ્યમય નાટકનાં એ પાત્રો રોહતાસ પર પોતાનાં કાંઇને કાંઇ સ્મરણ ચિન્હ મૂકી ગયેલાં છે !

અતિશય પ્રાચીન કાળમાં–જ્યારે ઇતિહાસ લખવાની પદ્ધતિની શોધ થઇ નહોતી ત્યારે એટલે કે ( Pre–Historic ) સમયમાં રોહતાસનો દૂર્ગ બાંધવામાં આવ્યો હતો. પર્વતનો જે ભાગ નદીના છેક આંતરવિભાગ સુધી પ્રસરેલો હતો તે ભાગના એક અત્યંત ઉચ્ચ શિખર પર રોહતાસ બાંધવામાં આવ્યો હતો. એ ઉચ્ચ શિખર તરફ નજર કરીએ તો જાણે એમજ લાગે કે પવિત્રસલિલા શોણ નદીના પ્રવાહમાંથીજ તે બહાર નીકળી આવ્યું હશે !

એ પછી તેર સદી જેટલો સમય વહી ગયો છે અને તે તેરસો વર્ષમાં શોણ નદીએ પોતાની ગતિ તદ્દનજ બદલી નાંખી છે. હવે

શોણુ પાટલીપુત્ર પાસેથી નથી વહેતી તેમજ રોહતાશ્વની નીચેથીયે જતી નથી. એક હજાર વર્ષ પૂર્વે જે રમણિય સ્થળે શોણ નદીનો પ્રવાહ ખળખળ નાદ સાથે વહી જતો હતો તે સ્થળે હવે ફક્ત સ્નિગ્ધ છમ નયનરંજક ઘાસનાં ખેતરો તથા વૃક્ષઘટાઓથી ઘેરાઇ ગયેલાં ગામડાંઓજ દૃષ્ટિએ પડે છે. વિન્ધ્યપર્વતની તળેટી નદીના તીરથી હવે ઘણે મોટે અંતરે છે.

પર્વતના શિખરપર આ રોહિતાશ્વદૂર્ગ બાંધવામાં આવ્યો હતો. દૂર્ગના બે ભાગ કર્યા હતા. પ્રચણ્ડ અને વિશાળ નગફૂટને પાષાણથી મજબૂત રીતે બાંધેલા એક કોટનું વેષ્ટન કરી નીચેનો કિલ્લો બાંધવામાં આવ્યો હતો. અતિશય દ્રવ્ય ખર્ચ કરી બહુજ ખડકમય કૂટ પ્રદેશને એક સરખો બનાવી કિલ્લાનો બીજો ભાગ તૈઆર કર્યો હતો. દૂર્ગના આ ભાગની લંબાઇ તથા પહોળાઇ સો હાથથી વધારે ન હતી છતાંયે એ ભાગ સુધી ચઢીને જવું એ આકાશ કુસુમને હસ્તગત કરવા જેટલુંજ મુશ્કેલ હોવાથી એ નાનકડો પ્હાડી કિલ્લો અજીતજ હતો એમ કહીયે તો તેમાં કોઇ પ્રકારનો અસત્યાંશ રહેતો નથી. રોહિતાશ્વદૂર્ગના મનોરંજક ઇતિહાસમાં દૃષ્ટિપાત કરતાં જણાશે કે કિલ્લાનો આ ભાગ શત્રુના હાથમાં બેથી ત્રીજીવાર ગયો નથી!

એ અતિશય મજબૂત પરમ ગૌરવમય ઇતિહાસવાળા કિલ્લાના ઉત્તર તરફના કોટ આગળ તદ્દન સ્થૂલ શરીરવાળો એક વૃદ્ધ પુરૂષ બેઠો બેઠો દંતધાવન કરી રહ્યો હતો!

એ વૃદ્ધ આ પ્રમાણે કેટલોક સમય દંતધાવન કરતો બેઠો હતો એટલામાં-તેની એ પ્રાતઃકાલિન વિધિઓ સંપૂર્ણ થયા પ્હેલાંજ—દૂર્ગદ્વારને રસ્તે કોઇનો પદધ્વનિ સંભળાયો.

જોતજોતામાં એક અતિશય સુંદર પ્રભાવશાળી મુખમુદ્રાવાળી નાનકડી બાલિકા ત્યાં દોડતી આવી. વૃદ્ધને ત્યાંજ બેઠેલો જોઈ પોતાના વેગની ગતિ એકદમ અટકાવવાથી તે ત્યાંજ રસ્તાના પત્થર પર પડી ગઈ!

દુર્બળ થઈ ગયેલો તે વૃદ્ધ તથા તેનો નોકર એ નાજુક બાલિ-

કાની સહાયે એકદમ દોડી ગયા. ભાગ્યવશાત્ તેને કશી ઈજા થઈ ન હતી. બાલિકા ઉઠતાંજ એકદમ શ્વાસ ખાતાં બોલી. "દાદાજી, દાદાજી, નાનિયા કહે છે કે ઘરમાં આજે ચપટીભર પણ લોટ નથી. આપણે આજે શું ખાઇશું દાદાજી ?"

પૌત્રીના માથા પર મમતાભર્યો હાથ ફેરવતાં ફેરવતાં વૃદ્ધ કિંચિત્ સ્મિત કરી બોલ્યો, "બેટા, એટલી બ્હીએ છે શાની ? ઘરમાં ઘઉં તો છેને ? હમણાંજ તે દળી રઘુ આપણને લોટ આણી આપશે હોં !"

"ના દાદાજી ! નાનિયા તો એક સરખી રડી રહી છે. તે કહે છે કે ઘરમાં ઘઉંનો એક પણ દાણો નથી !"

બાલિકાના વિણાવિનિન્દિત સ્વરે ઉચ્ચારાયલાં આ કરૂણ વાક્યો સાંભળી તે વૃદ્ધની મુખમુદ્રા પર ગંભીરતાની છાયા છવાઇ ગઇ. કેટલીક ક્ષણે તેણે કહ્યું, "ઠીક છે બેટા, હું હમણાંજ શિકાર કરીને કાંઇક લાવું છું. અરે રઘુ, એ રઘુ ! મારાં ધનુષ્યબાણ લાવ તો જલદી !"

રઘુ કિલ્લામાં ગયો. બાલિકા પોતાના દાદાને બાઝી પડી અને કરૂણ રડતે સ્વરે કહેવા લાગી, "પણ દાદાજી, મારાથી પક્ષી કે હરણનું માંસ નથી ખવાતું હોં ! મને કેની, તેમાંથી ગંદી વાસ આવે છે બાપુ."

આ હૃદયને પીગળાવી નાંખે તેવાં વચનો સાંભળી વૃદ્ધ ચિંતાક્રાન્ત થઈ સ્તબ્ધ ઉભો રહ્યો ! બીજી બાજુ રઘુ ધનુષબાણ લાવી ઉભો રહ્યો હતો તે પ્રતિ તેનું લક્ષ્ય દોરાયું નહિ. તે બાલિકા વિસ્મિત વદને દાદાના ચ્હેરા તરફ ટગરટગર જોઇ રહી.

ઘણી વારે તે વૃદ્ધની એ તંદ્રાનો ભંગ થયો. તેનાં નેત્રોમાંથી એક બે અશ્રુબિંદુઓ તેના ચિમળાઈ ગયેલા કરચલીવાળા કપોલ પર થઇ શ્વેત મૂછો પર પડ્યાં. પછી તેણે નોકરને કહ્યું, "રઘુ, આ ધનુષબાણ મૂકી દઇ તું અંદર આવ જોઉં."

એવું કહી પૌત્રીને સાથે લઇ વૃદ્ધ અંદર ગયો. ઘાસચારા તથા રાની વેલાઓથી છવાઇ ગયેલા કિલ્લાના પટાંગણને વટાવી તે પેલા બીજા નાનકડા કિલ્લાને ભોંયતળીએ આવેલી એક નાનકડી ઓરડીમ

પેઠો. તેની પડોશનીજ ખોલીમાં ઘરમાં ઘઉંનો એક પણ દાણો ન હોવાથી રડતી બેઠેલી ઘરની વૃદ્ધ દાસી નાનિયા ભયાનક અશ્રુસારણ કરી રહી હતી. વૃદ્ધને જોઇ આંખો લૂછી તે એકદમ ઉભી થઇ ગઇ.

તે ઓરડીના એક ખુણાના એક ગોખલામાં ઘણીજ જીર્ણ થઇ ગયેલી એક નાનકડી લોઢાની બનાવેલી પેટી પડેલી હતી. પોતાના સેવકની સહાયથી મહા પ્રયત્ને વૃદ્ધે તે પેટી ઉઘાડી, અને તેમાંથી એક ચોરસ કંડીઓ બહાર કાઢયો. એ કંડીઓ એક જૂના પૂરાણા વસ્ત્રમાં વિંટયો હતો અને તેની આસપાસ શુષ્ક થઇ ગયેલાં વનકુસુમની એક ફુલમાળા હતી. ઉપરનું વસ્ત્ર છોડી કંડીઓ ઉઘાડતાંજ તેમાંનું તેજોમય હિરાઓથી જડેલું એક સુવર્ણ કંકણ દેખાયું.

એ રત્નખચીત કંકણ નોકરના હાથમાં આપી વૃદ્ધે તેને કહ્યું "આ લઇ જઇ તું ગામમાં ધનસુખ સોની પાસે જા, અને એને વેચી નાંખ. એની જે કિંમત આવે તેમાંથી થોડા ઘઉં અને થોડો લોટ વેચાતાં લાવ."

એ જીર્ણ રત્નકંકણ પોતાના સેવકના હાથમાં આપતાં વૃદ્ધનો હાથ થરથર ધ્રુજી ઉઠયો અને તેનાં તેજહીન થતાં જતાં નેત્રોમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. આ કરૂણ સ્થિતિ સ્વામિભક્ત સેવકના લક્ષ્યમાં તરતજ આવી. તેનાં નેત્રોમાંથી પણ અશ્રુબિન્દુઓ પડવા લાગ્યાં. પરંતુ સ્વામિની આજ્ઞા વિષે કશોય બીજો વિચાર તેના હૃદયમાં પ્રવેશી શકયો નહિ! એ આજ્ઞાનું પાલન કરવા તે ઝટપટ ત્યાંથી ચાલ્યો ગયો.

જાણે તેના હૃદય પર સખત વજ્રઘાત થયો હોય અને તેની કમર તદ્દન ભાંગી ગઈ હોય તેમ તે વૃદ્ધ એકદમ ભૂમિપર બેસી પડયો. તેનાં નેત્રોમાંથી હવે તો અશ્રુપ્રવાહ અસ્ખલિતપણે વહેવા લાગ્યો. ઓરડાના દ્વાર પાસે ઉભેલી પરમ લાલિત્યમયી પુતળી જેવી પેલી બાલિકા પોતાના દાદાની આ કરૂણાસ્પદ સ્થિતિ જોઈ રહી હતી!

એ વેળા ગુપ્ત સામ્રાજ્ય તદ્દન આસન્નમરણ સ્થિતિમાં આવી પડેલું હતું. મગધ, બંગ અને રાઢ દેશો શિવાય બીજા સઘળા પ્રદેશોએ ગુપ્તસામ્રાજ્યની ધુંસરી ત્યજી દીધી હતી. તીરભુક્તિ અને બંગ

દેશોમાં તો ખરેખર સ્વતંત્ર રાજ્યો સ્થપાયાં હતાં. એ પ્રદેશો પરના અધિકારીઓ સામ્રાજ્યની સત્તા માત્ર નામ ખાતર કબુલ કરતા. પરંતુ એ પ્રદેશોમાં થતા ઉત્પન્નમાંથી રાજ્યધાની તરફ કશુંએ મોકલવામાં આવતું ન હતું. એટલું ખરૂં, કે તેમણે પ્રકટપણે પોતાનું સ્વાતંત્ર્ય જાહેર કર્યું ન હતું.

ગુપ્તસામ્રાજ્યની સ્થાપનાના સમયથી જે નવિન સરદાર વર્ગ ઉત્પન્ન થયો હતો, તેમાંનો મોટો ભાગ મગધ અને ગૌડ દેશમાં નિવાસ કરતો. ગુપ્તવંશની ચડતીના સમયે નવા જીતાયેલા પ્રદેશોમાંથી તેમને બક્ષીસ તરીકે જાગીરી આપવામાં આવી હતી. આ મળેલા પ્રદેશોના રક્ષણાર્થે ઘણાને જન્મભૂમિનો ત્યાગ કરી પરદેશમાં નિવાસ કરવો પડતો. એમાંના કેટલાકને તો મગધમાં રહેવું પડતું, કારણ સામ્રાજ્યનો કોઇક અધિકાર વંશપરંપરાથી તેમને વારસામાં મળવાથી તેમનાથી સમ્રાટથી દૂર જઇ શકાય તેમ ન હતું. ગુપ્ત સામ્રાજ્યના વિનાશકાળે આ સરદાર વર્ગની સ્થિતિ બહુજ શોચનીય થઇ પડી. પરદેશમાંની તેમની જાગીરો ધીરે ધીરે તેમની પાસેથી જવા લાગી. ગૌડ અને બંગદેશમાં જેને જાગીરી મળેલી હતી તેમને તો કેટલાક સમય સુધી દારિદ્રપીડા સહન કરવી પડી નહિ. આખરે આધુનિક સમ્રાટ મહાસેનગુપ્તના પિતા દામોદરગુપ્તના સમયમાં તેમનો વારો આવ્યો. એ વખત અન્નનાંયે ફાંફાં પડે તેવી સ્થિતિવાળા અભિજાત વર્ગના અભિમાની જુના અમાત્યવંશના લોકોથી પાટલીપુત્ર નગર અને આખો મગધદેશ છલોછલ ભરાઇ ગયાં. પહેલેથીજ અધોગતિને પામેલા મગધરાજ્યની સ્થિતિ આવા ઢમઢોલ મહિ પોલ જેવા સરદાર વર્ગને લીધેજ વધારે કરૂણાજનક થઈ ગઈ.

ગુપ્ત સામ્રાજ્યની ઉન્નતિના સમયે રોહિતાશ્વના સ્વામિ બહુ પરાક્રમી હતા અને દક્ષિણ તરફના પ્રદેશનું સારૂં રક્ષણ કરવા માટે તેમને સમ્રાટ તરફથી વારંવાર પુષ્કળ સન્માન મળતું. એક પછી એક દેશ જેમ જેમ જીતાઈ ગુપ્તસામ્રાજ્યમાં ખાલસા થતા ગયા તેમ તેમ રોહિતાશ્વ દુર્ગાધિપતિને માલવ અને બંગદેશમાં પુષ્કળ જાગીરો મળતી

ગઈ. સામ્રાજ્યના વિનાશકાળને આરંભેજ માલવ દેશમાંનો તેમની માલિકીનો પ્રદેશ તેમના હાથમાંથી ગયોં હતો. છતાં જ્યાં સુધી બંગ દેશમાંની જાગીરો પર તેમનો અધિકાર સ્વસ્થપણે જામેલો હતો ત્યાં સુધી દુર્દશાના ચક્રમાં તેઓ અટવાયા નહિ. દામોદરગુપ્તના સમયમાં બંગદેશમાંના કેટલાક રાજ્યાધિકારીઓએ રાજ્યનું ઉત્પન્ન સમ્રાટને મોકલવું બંધ કર્યું. છતાંયે એ પછી કેટલોક વખત રોહિતાશ્વના સ્વામિને તો બંગદેશમાંથી તેમનો ચાલુ કર મળ્યો. પરંતુ શનૈઃ શનૈઃ એ ઉત્પન્ન તેના હાથમાં આવતું બંધ થયું. દૂર્ગની આસપાસના પ્હાડી પ્રદેશ દૂર્ગસ્વામિની માલિકીનો હતો. તેના ઉત્પન્નના પષ્ઠાંશમાંથી દૂર્ગેશ જેમ તેમ મહાકષ્ટે પોતાનો સંસાર વ્યવહાર ચલાવતો.

હવે આટલું વિવેચન કરી આપણુ આપણી કથાના પ્રવાહમાં આગળ વધીએ.

પ્રસ્તુત પરિચ્છેદમાંનો જે વૃદ્ધ તે ચાલુ સમયનો દૂર્ગેશ હતો. અતિશય પ્રાચીન ખાનદાન કુળમાં તેનો—યશોધવલનો—જન્મ થયો હતો. તેના પૂર્વજોને વંશાનુક્રમે 'મહાનાયક' ની પદવી મળેલી હતી ગુપ્ત-સામ્રાજ્યમાં તેનો દરજ્જો રાજકુમારના જેટલોજ હતો.

યશોધવલદેવની વય સિત્તેર વર્ષથી સ્હેજ વધારે હતી. સમ્રાટ દામોદરગુપ્તની કારકીર્દિમાં તેણે મહાન યુદ્ધોમાં પોતાનું વીરત્વ બતાવી યશ સંચય કર્યો હતો. મહાસેનગુપ્તના સમયમાં મૌખરી વંશના રાજાનો પરાજય કરી યશોધવલદેવે દક્ષિણ મગધમાંનો બંડ—અગ્નિ બુઝાવી નાંખ્યો હતો.

યશોધવલદેવના એકના એક પુત્રનું નામ કીર્તિધવલ. કીર્તિધવલ ખરેખર ધવલકીર્તિજ હતો! તેણે પણ વીર પિતાના વીરતર પુત્ર નીવડી યશ પ્રાપ્તિ કરી હતી. દારિદ્ર યાતના અસાધ્ય ભાસવાથી પોતાના પૂર્વજોનો બંગ દેશમાંનો અધિકાર પુનઃ હસ્તગત કરવાના ઈરાદાથી પિતાની અનુમતિ લીધા શિવાય તે એ તરફ ગયો અને દૈવેચ્છાથી પાછોજ ફર્યો નહિ! પતિના પરલોક પ્રયાણના દુઃખદ સમાચાર સાંભળી તેની વીર પત્નીએ ચિતા પ્રવેશ કરી સ્વર્ગગમન કર્યું. એ પછી

પોતાની અનાથ પૌત્રીને લઇ ભગ્નહૃદય યશોધવલ કિલ્લામાં દુઃખે કાળ વ્યતીત કરવા લાગ્યો.

પુત્રમૃત્યુ પછી તેના ભાગ્યચક્રના ગુંચવનારા ફેરા શરૂ થયા અને તેની દીન દશા દીનતર થતી ગઈ. તેની પ્રજાએ નિયમિત રીતે કર આપવો બંધ કર્યો. પગાર ન મળવાથી દુર્ગમાંનો સેવકવર્ગ ધીમે ધીમે કામ છોડી વિદાય થઈ ગયો. અંતે ઘરની વૃદ્ધા દાસી નાનિયા અને નોકર રઘુ એ ઉભય શિવાય તેની પાસે કોઇજ રહ્યું નહિ! એ વેળાએ પણ જો દુર્ગેશના આધિપત્ય હેઠળની જમીનનો કર અથવા તેમાં ઉત્પન્ન થતું ધાન્ય તેને પૂર્વ પ્રમાણે મળ્યું હતે તો તેની આવી દુર્દશા થતે નહિ. પરંતુ ઘરમાં કોઈ ચાકર નોકર ન હોવાથી ધાન્ય આવતું બંધ થયું. કરની ઉઘરાણી કરવા કોઇ ન ગયાથી પ્રજાને પણ કર આપવાનું દુઃખ મટી ગયું! અંતે યુવરાજ ભટ્ટારકપાદીય મહાનાયક યશોધવલદેવને પોતાના જીવનનિર્વાહ પૂરતા ધાન્ય માટે પોતાની પ્રિયતમા સ્વર્ગવાસી પત્નીનું સુવર્ણકંકણ વેચવું પડે એટલી તેની દુર્દશા થઇ.

બાલિકા પોતાના પિતામહની કરૂણાજનક સ્થિતિ જોઇ રહી હતી. તેનાં નેત્રોદ્વારા તેના સદય હૃદયે પણ પોતાનો ઉભરો ખાલી કરવા માંડ્યો; પરંતુ તેને રૂદન કરતી જોઇ વૃદ્ધા દાસી નાનિયા તેને ઉચકી અંદર લઈ ગઇ.

ધીમે ધીમે બે પ્હોર જેટલો સમય વહી ગયો. તે સમયે એક મોટો કોથળો પીઠ પર લઈ હાંફતો હાંફતો રઘુ ત્યાં આવી લાગ્યો. તેનું સર્વાંગ પ્રસ્વેદથી ભિંજાઇ ગયેલું હતું. એને જોઇ વૃદ્ધ મહાનાયકને શુદ્ધિ આવી. તેણે એક નિઃશ્વાસ મૂકી પોતાના વયોવૃદ્ધ સેવક પ્રતિ દૃષ્ટિપાત કર્યો. રઘુએ પોતાના વસ્ત્રમાંથી દશ સુવર્ણ મ્હોર કાઢી અને પછી તે ત્યાં મૂકતાં તેણે કહ્યું, "દેવ! ધનસુખસોનીએ પ્રણામસહ સંદેશ પાઠવ્યો છે કે કંકણનું પૂરેપૂરૂં મૂલ્ય હાલનેહાલ આપી શકાય તેમ નથી. સાયંકાળે બાકીની સુવર્ણમુદ્રા લઇ હું દુર્ગેશ મહાશયના દર્શનાર્થે આવીશ."

તે દિવસે દુર્ગેશે બિલકુલ અન્ન ગ્રહણ ન કર્યું એ વાર્તા રઘુ

ાને નાનિયાના લક્ષ્યમાં આવ્યા શિવાય રહી નહિ !

સાયંકાળને હવે થોડોજ સમય રહેલો છે. ભગવાન સવિતૃદેવ ાસ્તાચળ પ્રતિ જલદીથી પ્રયાણ કરી રહ્યા છે. એવે સમયે એક ધ્ધે મંદ ગતિથી દુર્ગમાં પ્રવેશ કર્યો. તેનાં ગાત્ર ઢીલાં પડી ગયેલાં તાં, અને શરીર જીર્ણ થઇ ગયું હતું. આશ્ચર્યચકિત થઇ તે ઇતસ્તતઃ ષ્ટિપાત કરી રહ્યો હતો. દુર્ગની દુર્દશા નિહાળી તે તો સ્તંભિતજ ઈ ગયો ! કોટદ્વાર પાસે એક પણ પહેરેગીર નહિ ! તે સિંહદ્વારનો નાશકાળ આવી પહોંચ્યો હતો. તેની લોહનિર્મિત સાંકળો તથા ાર્ગળાઓ તૂટેલી અવસ્થામાં સામેજ ઢગલો થઈ પડી હતી. દુર્ગમાં વેશ કરવો એ એક અત્યંત મુશ્કેલ કાર્ય થઇ પડયું હતું. દુર્ગના દાનમાં રાની છોડવા વેલાઓ પોતાનો અડ્ડો જમાવી બેઠા હતા ાને દિવાલોમાંથી વટવૃક્ષ, પિપળો આદિ વૃક્ષોએ ઉગી નીકળી એ વાલો પર પોતાનો અધિકાર વિસ્તારી દીધો હતો. દુર્ગાધિપતિને હેવાનું મહાલય અને અન્યગૃહો તૂટીને મેદાન મેદાન થઇ ગયાં હતાં, મજ તેમાંનાં રાચરચીલાં, સામાન વિગેરે બિલકુલ કાળજી વગર હેવા દેવામાં આવ્યાથી ગંદાં, મલિન અને અનુપયુક્ત થઇ ગયાં હતાં. હાામાં દષ્ટિપાત કરતાંજ એ ભાગ મનુષ્યવસ્તીહીન હોવો જોઇએ ાવોજ ભાસ થયાં કરતો હતો. નાનકડા કિલ્લા નીચે એક નાનીશી મારત સામે એક બહુમૂલ્ય જીર્ણ ગાલીચા પર વૃદ્ધ દુર્ગેશ બેઠો હતો. લો આગંતુક વૃદ્ધ ધનસુખ સોનીજ હતો એમ ચતુર વાચકોએ અનુ-ાન્યુ હશેજ. યશોધવલદેવને જોતાંજ તેણે નીચા નમી પ્રણામ કર્યા. ોધવલદેવે તેને ભૂમિ પર બેસવા આજ્ઞા કરી; પરંતુ તે આજ્ઞાનું પાલન યું નહિ. એક કોથળીમાંથી કેટલીક સુવર્ણમુદ્રા બહાર કાઢી તેણે દુર્ગેશ ાસે મૂકી અને ધીમે સ્વરે કહ્યું, " દેવ ! તમારા સુવર્ણવલયની કિંમત થશે તે હું હાલ ચોક્કસ કહી શકતો નથી મારી પાસે ી તેટલી એક હજાર મુદ્રા લઇ હું આપની પાસે આવ્યો છું. બાકી ેલી રકમ થોડાજ દિવસમાં હું પાટલીપુત્રથી આણી આપીશ."

" શું ? વલયની કિંમત કેટલી બધી થશે ? "

" સેવકે જે કાંઇ વિદ્યાકળા પ્રાપ્ત કરેલી છે, તે પરથી મને તો એવું સ્પષ્ટ ભાસે છે કે વલયની કિંમત દશહજાર મુદ્રાથી ઓછી નહિ થાય. "

" ધનસુખ, તું એવડી મોટી રકમ આપી શકશે ? "

" મેં મારા પુત્રને પાટલીપુત્ર મોકલ્યો છે તે પાછો આવશે એટલે મોટી રકમ આપી જઈશ. "

યશોધવલદેવ નિશ્ચિંત થયો હોય એમ ભાસ્યું: પરંતુ ધનસુખ ગયો નહિ. તે તો પૂર્વ પ્રમાણે તેજ સ્થળે ઉભો હતો. કેટલીક ક્ષણ પછી યશોધવલદેવે પ્રશ્ન કર્યો.

' ધનસુખ, જાપિલગ્રામનિવાસી મારો સેનાપતિ મહેન્દ્રસિંહ અદ્ય પર્યંત જીવંત છે કે ? "

" દેવ ! મહેન્દ્રસિંહને પરલોક પ્રયાણ કર્યાને પુષ્કળ સમય વીતી ગયો છે. પરંતુ તેનો પુત્ર વીરેન્દ્રસિંહ ક્ષેત્રપાળનો વ્યવસાય કરી રહ્યો છે. જાપિલગ્રામમાં તો આપના જુના સેવક હરિદત્ત અને અક્ષપટલિક વિધુસેન તથા પહાડી પ્રદેશમાં સિંહદત્ત હજુ જીવંત છે. "

વૃદ્ધ યશોધવલદેવના નેત્રોમાં અકસ્માત એક જ્યોતિઃપુંજ ચમકારા મારી રહ્યો. તે કિંચિત ગુંજતે સ્વરે બોલ્યો, " ધનસુખ, તું આજે આવ્યો એ ઠીક થયું. મેં મારા મનમાં નિશ્ચય કર્યો છે કે મારે પાટલીપુત્ર જવું. તું આ સર્વને મારી પાસે મોકલીશ કે ? "

ઘુંટણ ટેકવી હસ્તદ્વય જોડી વૃદ્ધ ધનસુખ બોલ્યો, " દેવ ! આ અત્યંત દુર્ગમ ડુંગર ચઢી હું તમારી પાસે આવ્યો છું તેનું કારણ તમારા વયોવૃદ્ધ સેવકોનો આગ્રહજ છે. દશ વર્ષ પર્યંત કોઇને તમારૂં દર્શન થયું નથી. જેઓ બંગસમરાંગણમાંથી પાછા ફર્યાં છે, તેઓ લજ્જાવશતઃ પોતાનું મુખ બતાવી શકતા નથી, પરંતુ તમારૂં દર્શન થતું ન હોવાથી સર્વે તે માટે અત્યંત આતુર બની ગયા છે. દેવ, તમારા દર્શન માટેજ સર્વ કાલે પ્રભાતે દુર્ગપર આવવાની ઇચ્છા રાખે છે."

યશોધવલદેવનાં નેત્રોમાં અશ્રુબિંદુઓ ભરાઈ આવ્યાં છે તેણે ગદ્દગદિત કંઠે કહ્યું, " ધનસુખ, જે કોઇ અહિં આવવાની ઇચ્છા

રાખતું હોય તેને બેલાશક આવવા દે. તેને જોઇ મારાં વૃદ્ધ નેત્રોને અતિશય આનંદ થશે. પરંતુ તેમને કહે, કે મારી પાસે હવે પૂર્વનું સામર્થ્ય રહ્યું નથી. નથી મારી પાસે દ્રવ્યબળ—નથી લોકબળ; અરે કોઇને એક ગ્રાસ પૂરતું અન્ન ખવડાવવા જેટલી શક્તિયે હવે મારામાં રહી નથી. ધનસુખ તું એટલું તો કળી ગયો હશે નહિ તો મારા પ્રાણથી પણ પ્રિય મારી સ્વર્ગવાસિની સહચારિણીનું કંકણ હું વેચવા કાઢું ?

દુર્ગેશના આ શબ્દો એવા પ્રકારના ભાવ સાથે ઉચ્ચારાયા હતા કે તે સાંભળી ધનસુખ પણ રોવા લાગ્યો. તે કશું બોલી શક્યો નહિ. પુનઃ લળીને પ્રણામ કરી તે ધીમે ધીમે બ્હાર નીકળી ગયો.

ડુંગરની નીચે આવી વયોવૃદ્ધ ધનસુખ સોના પોકે પોક મૂકીને રડ્યો. !

## પ્રકરણ ૮ મું.

### " સઘળો મારોજ ભ્રમ હતો ! "

સાયંકાળ થવાને બે ઘટિકા જેટલો સમય વીતી ગયો છે. પાટલીપુત્રના જૂના રાજવાડાના અંદરના ભાગના એક મહાલયમાં બે વ્યક્તિઓ બેઠેલી છે.

એ મહાલયને લિલા પડદાથી છાઈ દીધું હતું. નીચે ભૂમિ પર અત્યન્ત સુંવાળો બહુ મૂલ્ય ગાલિચો પાથરી દીધો હતો. તેના પર માંડેલા એક નાનકડા હસ્તીદંતાસન પર વૃદ્ધ મહાદેવી બેઠી હતી. તેની સામે એક હિરણ્યાસન પર પ્રભાકરવર્ધન બેઠો હતો. તેણે પીળા રંગનાં વસ્ત્રો પરિધાન કર્યાં હતાં. મહાલયના એક ખુણામાં એક સૌગંધિક દિપક ચમકચમક બળી રહ્યો હતો અને લિલા રંગના સ્વચ્છ પડદા પાછળથી આવતો તેનો ઝાંખો પ્રકાશ આલયના કેટલાક ભાગમાં જ્યોતિ પ્રસારી રહ્યો હતો. પરંતુ એ જ્યોતિ એટલી નિસ્તેજ હતી કે આલયમાં બેઠેલી વ્યક્તિઓ સ્પષ્ટપણે દેખાતીયે ન હતી. એ માતાપુત્ર વચ્ચે અતિશય મૃદુ સ્વરમાં કાંઇક સંભાષણ ચાલી રહેલું હતું.

બોલતાં બોલતાં મહાદેવીએ કહ્યું, "પ્રભાકર, આટલા બધા અધીર થઈ જવા જેટલી વયે હજુ તું પ્હોંચ્યો નથી. તું હવે તારૂણ્ય સિમા ઉલ્લંઘી ગયો છે. પરંતુ મગધ તારા મામાનું રાજ્ય છે અને આ રાજ્યગૃહ તેના સન્માનિત કીર્તિશાળી કુટુંબનું છે. તું હાલ પાટલીપુત્રમાં મ્હેમાન તરિકે આવેલો છે, એ વાર્તા તું ભૂલી જાય છે. તારા મામાનું ખાનદાની કુળ બહુજ જૂનું અને અખિલ આર્યાવર્તમાં નિરૂપમપણે સન્માન્ય ગણાય છે. હજુયે ઉત્તર તરફના દેશોમાં તારા પિતા કરતાં તારી માતાના કુટુંબનેજ વધારે માન અને ગૌરવ મળે છે. કાલપ્રભાવે મારા પિતાના કુટુંબની દુર્દશા આવી પડી અને ભાગ્યચક્રના ફરવાથી તારા પિતાના કુટુંબની જાહોજલાલી શરૂ થઇ. પરંતુ તેથી મામાને ઘેર મ્હેમાન તરિકે આવેલા સમ્રાટ પદવી ધારણ કરનાર થાણેશ્વર નરેશને—તને પોતાના મામાનું એટલે કે તારી જન્મદાત્રી જનેતાના સહોદર ભ્રાતાનું અપમાન કરવું બિલકુલ છાજતું નથી!"

મહાદેવી બહુજ નીચે સ્વરે બોલી રહી હતી. તેનો આ સમયનો કંઠસ્વર એટલો તો મૃદુ હતો કે ભારે પ્રયત્ન છતાંયે મહાલયની બ્હાર ઉભેલી કોઇ તિક્ષ્ણકર્ણ વ્યક્તિ પણ તે સાંભળી શકે કે કેમ એ વિષે અમને શંકાજ છે!

પ્રભાકરવર્ધન ઉંચે સ્વરે બોલ્યો, "પણ માતુશ્રી, પ્હેલાં તમે મારી તકરાર—મારા મુદ્દા તો—"

તેને બોલતો એકદમ અટકાવી મહાસેનગુપ્તાએ કહ્યું "પ્રભાકર, હું તારી માતા છું. તું જે કાંઇ મને કહેવાનો છે તે હું પ્હેલેથીજ જાણું છું. પાટલીપુત્રના ઉચ્છૃંખલ નાગરિકો સર્વથા નિર્દોષ છે એવું હું બિલકુલ કહેતી નથી; છતાંયે થાણેશ્વરના સૈનિકોના અત્યાચારથી અકળાઇ જઇનેજ તેમણે આપણા સૈન્યની છાવણી પર આક્રમણ કર્યું એ કાંઇ અસત્ય નથી."

પોતાના ભાષણમાં વચ્ચેજ વ્યત્યય આવવાથી થાણેશ્વરના સમ્રાટના કાન લાલચોળ થઈ ગયા. તે રાતોપીળો થયો તો ખરો, પણ તેનું ચલણુજ ક્યાં હતું? મહા કષ્ટે મનોભાવનાઓને અંતર-

માંજ શમાવી દઈ તેણે કહ્યું, " થવા દ્યો ત્યારે તમારી ઇચ્છા પ્રમાણે."

મહાદેવી શાંતિથી બોલી, " પ્રભાકર, ગઈ કાલે જે બનાવો બની ગયા તેમાં સંડોવાયેલા મુખ્ય મુખ્ય પાત્રોને બોલાવી તારા દેખતાંજ હું સઘળી તપાસ કરૂં છું; પરંતુ વચ્ચે તું કંઇજ બોલીશ નહિ. જો જરૂર જેવું ભાસે તો મને પડદામાં બોલાવી જે કાંઇ કહેવું હોય તે જણાવી દેવું એજ યોગ્ય છે. તારા અમલદારોએ તને શું શું કહ્યું છે ? "

" મારા એક સિપાઇએ રસ્તામાં એક મનોહર દાસી વેચાતી લીધી નાગરિકોની દૃષ્ટિએ તે પડતાં " આ તો એક વ્યાપારીનીજ પુત્રી છે " એવું તેમણે કહેવા માંડ્યું. એ દાસીના સ્વામિત્વ માટેજ નાગરિકો અને આપણા સિપાઇઓ વચ્ચે તકરાર ઉપસ્થિત થઈ. તેમની વચ્ચે વાગ્યુદ્ધ ચાલુ હતું, એટલામાં શશાંક ત્યાં આવી લાગ્યો અને માગધી સેનાની એક ટુકડીની સહાય વડે આપણા નિઃશસ્ત્ર નિર્દોષ સૈનિકોનો તેણે સંહાર કરી નાંખ્યો. વળી આપણી છાવણીમાં આગ લગાડી તેને ભસ્મીભૂત કરી નાંખી. નગરની બીજી બાજુએથી આપણું સૈન્ય આવી પ્હોંચે તે પૂર્વેજ આ સર્વ બાબતો પરિપૂર્ણ થઈ ગઇ હતી ! "

મહાદેવીએ કહ્યું, " તારા અમલદારોએ તને જે કાંઇ કહ્યું છે તે તદ્દન અસત્ય છે. કોની હકીકત ખરી છે અને શા માટે, તે હું તને બતાવું છું. "

એમ કહી મહાસેનગુપ્તાએ એકદમ એક તાળી વગાડી. પડદાની પાછળથી એક વૃદ્ધ સેવક તે સ્થળે આવી બે હાથ જોડી ઉભો રહ્યો. મહાદેવીએ તેને કહ્યું, " મહા પ્રતિહાર વિનયસેનને તેડી લાવ.'

બે વાર પ્રણામ કરી એ પરિચારક પડદા પાછળ નીકળી ગયો. કેટલીક ક્ષણે પડદો ઉંચો કરી તે અંદર દાખલ થયો અને એક બાજુએ ઉભો રહ્યો. ચકચકિત લોહબખ્તરમાં સજ્જ થયેલા એક ઉંચા પુરૂષે દ્વારમાંથીજ મહાદેવીને નમન કર્યું. એજ મહા પ્રતિહાર વિનયસેન.

મહાદેવીએ તેને પ્રશ્ન કર્યો, "પાટલીપુત્રના રસ્તા પર જે સિપાઇએ દાસી વેચાતી લીધી તેનું નામ શું, વિનયસેન ?"

"તેનું નામ ચંદ્રેશ્વર. તે જાલંધરનો એક ઘોડેસવાર છે."

"વારૂ. તેને અહિં લઇ આવ જોઉં."

બે વાર પ્રણામ કરી મહાપ્રતિહાર ત્યાંથી ચાલ્યો ગયો અને થોડા સમય બાદ ચંદ્રેશ્વરને લઈ તે ત્યાં પાછો હાજર થયો.

કિંચિત્ સ્મિતમય વદને મહાદેવીએ પ્રશ્ન કર્યો, "તારૂં નામ શું?"

"ચંદ્રેશ્વરસિંહ."

"તું કયાંનો રહેવાસી છે ?"

"જાલંધર નગરનો."

"તું થાણેશ્વરના સૈન્યમાં સેવા બજાવે છે, ખરૂંને ?"

ચંદ્રેશ્વરે હકારદર્શક નમન કર્યું. દેવીએ ફરીથી તેને પૂછ્યું, "વારાણસીથી પાટલીપુત્ર આવતાં રસ્તામાં તેં એકાદ દાસી વેચાતી લીધી હતી કે ?"

"હા. પરંતુ પાટલીપુત્રના નાગરિકોએ તેને મારી પાસેથી છિનવી લીધી છે, તે દેવીથી અજ્ઞાત નહિજ હોય." નમ્રતાપૂર્વક ચંદ્રેશ્વરે જણાવ્યું. "

"તેં એ દાસીને કોની પાસેથી વેચાતી લીધી હતી ?"

"રસ્તામાં એક વ્યાપારી પાસેથી." ચંદ્રેશ્વરે અસત્યતાભર્યો દંભ ચાલુ રાખ્યો.

"તેને તેં કેટલી કિમ્મત આપી હતી ?"

"દશ ×દિનાર."

"હવે તું જા. વિનયસેન, જે બાલિકાને નાગરિકો આ સૈનિક પાસેથી લાવ્યા છે તેને લઇ આવ."

---

× 'શશાંક'માં દિનારને ગુપ્તસામ્રાજ્યની સુવર્ણમુદ્રા તરિકે જણાવેલો છે અને તેથીજ એ નામ અહિં રાખવામાં આવ્યું છે. મને પોતાને તો એ નામ સંશય ભર્યું લાગે છે. દિનાર તો એક ઈરાની સિક્કાનું નામ છે. પ્રયોજક.

ચંદ્રેશ્વર તથા વિનયસેન બંનેએ પ્રણામ કર્યા અને પછી તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

એટલામાં પડદામાંથી આવી એક સેવકે દેવીનું અભિવાદન કરી કહ્યું, "દ્વારમાં સમ્રાટ પધારેલા છે."

આ સાંભળ્યા છતાં મૌન ધારણ કરી પ્રભાકરવર્ધન જેમનો તેમ બેસી રહ્યો. એ જોઈ મહાદેવીએ સક્રોધ જોરવાન ભાષામાં તેને ઠપકો આપ્યો. "પ્રભાકર, તારી બુદ્ધિ આજે ગઇ છે કયાં? દ્વારમાં ગુપ્તસામ્રાજ્યાધીશ ખુદ મહારાજા મહાસેન આવી ઉભા છે અને તે જાણ્યા છતાં તને તારો ધર્મ કેમ સમજાતો નથી? જા, ઉઠ અને પરમ સન્માનપૂર્વક તારા મામાને અંદર બોલાવી લાવ."

માતરાજ્ઞાના આ કઠોર શબ્દો સાંભળી પ્રભાકરવર્ધનના અંગમાં જાણે એકાએકજ ચેતનનો આવિર્ભાવ થયો. તે એકદમ સિંહાસન પરથી ઉઠયો અને મહાલયદ્વાર પાસે જઇ તેણે પોતાના મામાને અંદર આવવા માટે નમ્ર વિનંતિ કરી. એટલા અવકાશમાં સેવકે એક આસન લાવી ત્યાં ગોઠવીજ દીધું હતું. ઉભય અંદર આવી પોતપોતાનાં આસનો પર બેઠા.

મહાદેવીએ પોતાના બંધુને તરતજ પોતાનો મનોભાવ કહી સંભળાવ્યો. તે બોલી, "બંધુ, તું અહિં ગમે તે હેતુથી ભલે આવ્યો હોય, પરંતુ હમણાં કશું બોલીશ નહિ. હું અહિં બધી યોગ્ય તપાસ કરવા તથા સત્યનું સંશોધન કરવા બેઠેલી છું. તું અહિં જે થાય તે મૌન ધારણ કરી સાંભળ્યા કર. જે થશે તે યોગ્યજ થશે."

મહાપ્રતિહાર વિનયસેને આ ક્ષણે આપણા પરિચયની પેલી સ્વરૂપસુંદર બાલિકાને લઇ આલયમાં પ્રવેશ કર્યો. તેનીજ સૂચનાથી બાલિકાએ પેલી ત્રિપુટીને નમસ્કાર કર્યા.

મહાદેવીએ બાલિકા તરફ જોઇ કોમલ, મધુર સ્વરે પ્રશ્ન પુછવા શરૂ કર્યા. "તારૂં નામ શું, બેટા?"

"મારૂં નામ ગયા."

"તું કયી જાતની છે તે કહેશે?"

"અમે ક્ષત્રિય કુળમાં જન્મ્યાં છીએ."

"તારા પિતાનું નામ શું ?"

મહાદેવીના આ પ્રશ્નથી બાલિકાનાં ચક્ષુઓમાં જલબિંદુ ભરાઇ આવ્યાં. મસ્તક અવનત કરી ગદ્‌ગદ્ કણ્ઠે તેણે ઉત્તર આપ્યો, "મારા પિતાનું નામ યજ્ઞવર્મ."

પોતાના પ્રશ્નથી થયેલી બાલિકાની કરૂણ સ્થિતિ જોઈ મહાદેવીનું હૃદય પીગળી ગયું. દયાર્દ્ર સ્વરે તેને આશ્વાસન આપતાં તેણે કહ્યું, "બેટા, તારે બિલકુલ પણ ભય રાખવાની જરૂર નથી હોં! તને અહિં કોઇ કાંઇ કહેવાનું નથી. બ્હેન, તમે કયાં રહેતાં હતાં ?"

મહાદેવીના આ શબ્દો કાંઇ તે બાલિકાનો ચક્ષુ-જલ-પ્રવાહ ખાળી શકયા નહિ. ઉલટું તેતો તેના રમણિય કપોલ પ્રદેશ પર થઇ નીચે ટપકવા લાગ્યો. ગળગળે સ્વરે તેણે જવાબ આપ્યો, "અમે ચરણાદ્રિદુર્ગમાં રહેતાં."

એથેન્સના કોઈ સુપ્રસિદ્ધ કુશળહસ્ત શિલ્પકારે ઘડેલા પુતળા પેઠે વૃદ્ધ સમ્રાટ મહાલયમાં આવ્યો ત્યારથી આ ઘડી સુધી સિંહાસન પર નિશ્ચલ બેસી રહ્યો હતો. ત્યાં જે સંભાષણ ચાલી રહ્યું હતું તેમાંના શબ્દો તેના કર્ણપર્યંત પ્હોંચતાજ ન હતા. અર્થાત્ તેનું ધ્યાન એ સંભાષણ શિવાયના કોઈ અન્ય વિષયમાં પરોવાયેલું હોવાથી તેણે આ સંભાષણ સાંભળ્યું ન હતું. પરંતુ બાલિકાના મુખમાંથી બ્હાર પડેલો શબ્દ ચરણાદ્રિદુર્ગ, અને પેલું આગળ કહેલું નામ 'યજ્ઞવર્મ' એ બે કાને પડતાંજ સમ્રાટ એકદમ ચમકયો. તેનું લક્ષ્ય બાલિકા પ્રતિ તરતજ દોરાયું. "શું બોલી? ચરણાદ્રિદુર્ગ ? અને તારા પિતાનું નામ યજ્ઞવર્મા ? કયો યજ્ઞવર્મા ? શું મૌખરિ નાયક શાર્દૂલવર્મનો પુત્ર યજ્ઞ-વર્મ તારો પિતા થાય ? શું તેજ તારો પિતા ?" એવી પ્રશ્ન પરંપરા તેણે ચાલુ કરી.

એકદમ ઉપરાછાપરી પૂછાતા પ્રશ્નોથી ગભરાઇ જઇ તે રડતી બાલિકા એકદમ તો કશું બોલી શકી નહિ પરંતુ સમ્રાટને પોતાના તરફ એકાગ્ર-અટલ દૃષ્ટિએ જોતો જોઇ તેણે કહ્યું, "હા."

સમ્રાટ કાંઈક બોલવાની તૈયારીમાં હતો એટલામાં મહાદેવીએ તેને અટકાવી મહાપ્રતિહારને, મુખ્ય મહલ્લિકાને બોલાવી લાવવાની આજ્ઞા કરી.

શિષ્ટાચાર અનુસાર પ્રણામ કરી વિનયસેન ગયો. અને મહલ્લિકાને લઈ પાછો આવ્યો.

મહાદેવીએ તેને આજ્ઞા કરી, "આ બાલિકાને લઇ જા અને તેને શાંત કરી પાછી અહિં લાવ."

પછી સમ્રાટ તરફ વળી દેવીએ પૂછ્યું, "તું યજ્ઞવર્મા સંબંધી શું કહેતો હતો ?"

સમ્રાટે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો, અને ધીમે ધીમે પોતાની વાર્તા શરૂ કરી. "દેવી, હું જે કહું છું તે ઘણા દિવસો પૂર્વેની કથા છે. તે વેળા સામ્રાજ્યનું સન્માન સામ્રાજ્યનું સામર્થ્ય અને સામ્રાજ્યની સત્તાનો ડંકો સઘળે ગડગડી રહ્યો હતો ! મારા હસ્ત તે સમયે આટલા દુર્બળ થયેલા ન હતા ! તે વેળા યજ્ઞવર્માના નામનિર્દેષ માત્રથીજ ઉત્તર તરફનો આખો દેશ થરથર કંપી જતો ! જે સમયનો ઇતિહાસ પણ લખાયો નથી એવા પરાપૂર્વના એક પ્રસંગે મૌખરી વંશની એક શાખાને ચરણદુર્ગની રક્ષાનું દુર્ઘટ કાર્ય સોંપવામાં આવ્યું હતું. મહારાજાધિરાજ અનુપમ ગૌરવશાલી ગુપ્ત સમ્રાટ સમુદ્રગુપ્તે એ દુર્ગની રક્ષાનું કાર્ય તેમનેજ સોંપ્યું હતું એવું ભાટ ચારણો પાસેથી મેં સાંભળ્યું છે. પ્હેલા કુમારગુપ્ત અને રત્નગુપ્તના સમયમાં જ્યારે સિન્ધુ નદીમાં આવતાં મહાપૂર પેઠે હૂણનાં ટોળેટોળાં ઉત્તર પ્રદેશમાં ઉભરાઈ ગયાં તે સમયે —સામ્રાજ્ય પર આવી પડેલા એવા ઘોર સંકટને પ્રસંગે મૌખરીવંશજનિત દુર્ગાધિપતિએ ગઢનું રક્ષણ કેવા કૌશલ્યથી કર્યું તે વિષયની સ્ફુર્તિદાયક—રોમાંચ ખડા કરી નાંખે એવી કવિતાઓ ગાતા ચારણો હજી ઠેકઠેકાણે દષ્ટિએ પડે છે. બ્હેન ! બાલ્યાવસ્થાનાં સઘળાંજ સંસ્મરણો તારા સ્મૃતિપટ પરથી લુપ્ત થઇ ગયાં કે શું ? વૃદ્ધ યદુભટ્ટ હજુયે જીવે છે. તારા વિવાહ પૂર્વે ગંગાના વાલુકામય તીર પ્રાંતમાં બેસી યદુભટ્ટનું વીરસંગીત શ્રવણ કરતાં આપણે આપણું દેહભાન વિસરી

જતાં એ તું ભૂલી ગઇ ?"

આટલું બોલી એકદમ શૂર ચઢી આવ્યું હોય તેમ સમ્રાટ મહાસેનગુપ્ત પોતાના સિંહાસન પર ઉભો થઈ ગયો અને જોરદાર ભાષામાં, ઝમકદાર હસ્તચલનસહ અને વીર સ્વરે ગાજતો બોલવા લાગ્યો, "મૌખરીકુલતિલક નરવર્માએ દૂર્ગનું રક્ષણ કેવા પ્રકારે કર્યું હતું એ તું શું ભૂલી ગઇ ? હજુયે યદુભટ્ટનો શૌર્યરસોત્પાદક વીર સ્વર મારા કર્ણોમાં ગાજી રહ્યો છે. 'જે વેળા અન્ન અને જળનો દુષ્કાળ પ્રાણી માત્રનું પરિપીડન કરી રહ્યો હતો, જે ભયાનક સમયે સર્વસેના નિરાશ થઈ હતશક્તિ થઇ પડી હતી, જે સમયે તેનાં નાનકડાં કોમળ પુષ્પ સરીખડાં અર્ભક જળ વિના ઝૂરીઝૂરી પ્રાણ ત્યાગ કર્યા હતા, તે સમયે પણ વીરકેસરી નરપુંગવ નરવર્મા ચળ્યો નહિ, ભીત થયો નહિ, પોતાના અટલ નિશ્ચયથી તલમાત્ર પણ ડગ્યો નહિ ! સાંભળો તેની તે સમયની હૃદય હચમચાવનારી રગેરગે ચેતન પ્રેરનારી ગમે તેવા દુર્બલ પુરૂષને વીર બનાવનારી સિંહગર્જના ! 'મૌખરી વંશની પ્રતિષ્ઠાપના ગુપ્તવંશજનિત મહાસમ્રાટ વીરકેસરી સમુદ્રગુપ્તે કરી છે. સમુદ્રગુપ્તના વંશજ શિવાય દૂર્ગમાં પ્રવેશ કરવાનો કોઇને નથી અધિકાર, નથી સત્તા, નથી સામર્થ્ય. જ્યાં સુધી મૌખરીકુળમાંનો એક પણ પુરૂષ જીવંત હશે ત્યાં સુધી સમ્રાટ શિવાય સૈન્ય સાથે દૂર્ગમાં બીજું કોણ આવી શકનાર છે ? તેવાને માટે મારી તલ્વાર તૈયાર છે.

"વીરહો ! એ મૌખરીવીરે જે કર્યું તે આ પુણ્યભૂમિ ભારતમાં નવિન નથી. શતાવધિ યુદ્ધો, લક્ષાવધિ દૂર્ગમાં એજ પ્રકાર જોવાને પરદેશી સૈનિકો ભાગ્યશાળી થયા છે !

"જુઓ ! જુઓ ! મૌખરીવંશની કુલાંગનાઓના લોહીથી દૂર્ગમાંનું મેદાન રંગાઇ ગયું છે. શિરવિરહીન થઇ પડેલી યોવનાઓ, વૃક્ષલતા પરથી તોડેલા અતિ મૃદુલ કોમલ પુષ્પ પેઠે કઠણ પત્થર પર પડેલી છે. પરંતુ–પરંતુ મૌખરી વીર ક્યાં છે ? શું તે પોતાની પત્ની, જનેતા યા ભગિની માટે વિલાપ કરે છે ? શું તે પોતાના પ્રિયજનોના શબ પર અશ્રુ સારે છે ? જુઓ જુઓ, દૂર્ગના કોટ પર ગરૂડચિન્હ

વાળી ધ્વજા ફરકી રહી છે ! મૌખરી વીર લાલ સંધ્યાસૂર્ય સમાં વસ્ત્રો પહેરી અપૂર્વ ઉત્સાહથી જયઘોષણા કરી રહ્યો છે ! ગળામાં રક્તવર્ણું જાસવંતી પુષ્પની કુલમાળા આરોપી રક્તચંદનથી શરીરનું ચર્ચન કરી, પોતાની રક્તપિપાસુ અસિને હસ્તમાં ધારણ કરી વીરશ્રેષ્ઠ નરવર્મા પોતાના હાથમાં એક નાનકડો ગરૂડધ્વજ લઇ સૈન્યને દોરવી રહ્યો છે તેનો પ્રચણ્ડ જયધ્વનિ એક હજાર હાથ દૂર સ્થિત થયેલી હૂણસેનાને થરથર કંપાવી મૂકે છે. સમરાંગણનો ભયંકર કોલાહલ સાંભળી પશુપક્ષીઓ એ પ્હાડી પ્રદેશ ત્યજી દોડી જાય છે. વીરાગ્રણી નરવર્માના ચિત્તમાં નિશ્ચિંતતાએ નિવાસ કર્યો હોય સ્ત્રી પુત્રાદિકોની ચિન્તા તેના હૃદયને ત્યજી ભાગી ગઇ છે !"

" જોતજોતામાં હૂણસેના કિલ્લાના કોટ પર ચઢી આવે છે; પરંતુ જ્યાં સુધી એક મૌખરીવીરના શરીરમાંના પ્રાણ પંખેરાએ તે દેહનો ત્યાગ કર્યો ન હતો ત્યાં સુધી હૂણસેનાની શું મકદૂર કે ગઢમાં પ્રવેશ કરે ? પરંતુ લઢતાં લઢતાં પોતાનો ધર્મ અવિચલપણે બજાવતાં બજાવતાં પોતાની લાલચોળ થઈ ગયેલી તલ્વારને લઇ ઘુમતાં ઘુમતાં, નરવર્માએ ચિરનિદ્રાનું આવાહન જયઘોષપૂર્વક સ્વિકાર્યું ! તે અને તેના શૂરવીર સહચરો જ્યારે ઘોર નિદ્રાને વશ થયા ત્યારેજ કિલ્લા પર હૂણસેના પોતાનો અધિકાર જમાવી શકી. મનુષ્યથી જે કાંઈ બની શકે તે નરવર્માએ કર્યું છે. મનુષ્યને હાથે જે ચીજ કેવળ અસાધ્ય છે તે તેનાથી થયું નથી. વીરહો ! એક વીરને છાજતી રીતે સમરાંગણમાં તેણે પોતાના પ્રાણનો ત્યાગ કર્યો છે !

" દેવી ! શાર્દુલવર્માને તું વિસરી ગઈ ? પિતાના સિંહાસન પાસે હાથમાં પરશુ લઈ જે પ્રચણ્ડકાય વીર યોદ્ધો ઉભો રહેતો તે તને સાંભરે છે ? યજ્ઞવર્માને હું કદી ભૂલી શકું—એ વાર્તાજ સ્વપ્ન સમાન છે તેના હાથમાંની તલ્વારેજ મહાનદ બ્રહ્મપુત્રાના તીર પર સુસ્થિતવર્માની તલ્વારથી મને બચાવ્યો છે, એ વીરપુંગવને હું ભૂલું ? અને તેની કન્યા—"

એકદમ ઉશ્કેરાઈ જવાથી, ઉર્મિનો આવેગ ખાળી ન શકાયાથી

જેમ ઝંઝાવાતથી કોમલ કદલીવૃક્ષ તૂટી પડે છે, તે પ્રમાણે સમ્રાટ મૂર્ચ્છિત થઈ ભૂમિપર પડયો. એકદમ સમયસૂચકતા વાપરી જો પ્રભાકરે તેને પકડી લીધો ન હોત તો તે વૃદ્ધવીરને શું થયું હોત તે વિચારતાં અમને ધ્રુજારી આવે છે. મહાદેવીની બૂમાબૂમથી સેવકવર્ગ એકદમ દોડી આવ્યો અને સમ્રાટને શુદ્ધિપર આણવાના ઉપચારો તરતજ થવા લાગ્યા.

કેટલેક સમયે મહાસેનગુપ્તના શરીરમાં ચેતન આવ્યું. મહાદેવી તરફ જોઈ તે કિંચિત્ હસ્યો અને બોલ્યો, "દેવી, તારી તપાસમાં હું વિઘ્ન કરવાનો નથી. હું હવે વૃદ્ધ થયો છું. મારા કેશ શુભ્ર થઈ ગયા છે. મારા શરીરમાંથી શક્તિ અદશ્ય થઈ ગઈ છે, તેજ પ્રમાણે મારી મનઃશક્તિ પણ નષ્ટપ્રાયઃ થઈ ગઈ છે. મારા અપરાધની ક્ષમા કર."

મહાદેવી સમ્રાટને સ્નેહાર્દ્ર સ્વરે કહેવા લાગી, "બંધુ, તારી પ્રકૃતિ સ્વસ્થ નથી. તું તારા મહાલયમાં જઈ જરા વિશ્રાંતિ લે. હું એકલીજ આ તપાસ પૂરી કરીશ."

સમ્રાટે કહ્યું, "દેવી, સામ્રાજ્ય માટે મૌખરીવીરોએ અનેક યુદ્ધમાં પ્રાણ અર્પણ કર્યા છે. સ્વતઃ યજ્ઞવર્માએ અનેક યુદ્ધોમાં મારા પ્રાણ બચાવ્યા છે અને અનેક સવારીઓ અને ચઢાઈઓમાં તલ્વારનું ઉશિકું કરી અમે રાત્રીની રાત્રીઓ એકજ સ્થળે કાઢી છે. એવા મહાસન્માન્ય મૌખરી મહાનાયકની કન્યા એક સામાન્ય સૈનિકની દાસી કેવી રીતે થઈ તે દૈવદુર્વિલાસ સાંભળવાની ઉત્કંઠા મને કયારનીયે લાગી રહી છે!"

મહાદેવીએ પોતાના બંધુને કાંઈજ ઉત્તર આપ્યો નહિ, તેણે એકવાર તેની મુદ્રા તરફ જોયું અને પછી મહાપ્રતિહારને કહ્યું, "વિનય, પૃથુદકના પાયદળ સૈન્યના નાયક રત્નસિંહને બોલાવી લાવ, અને સાથેજ એ બાલિકાના કહેવાતા ભાઈનેયે લેતો આવ."

વિનયસેને આજ્ઞાનુસાર વર્તન કર્યું.

માહાદેવીએ રત્નસિંહને પૂછ્યું, "તારૂં નામ રત્નસિંહકે?"

"જી, હા સાહેબ."

"તું શું કામ કરે છે?"

"સેવક પૃથુદકના પાયદળનો નાયક છે." ઉત્તર મળ્યો.

"તું ગઇ કાલે સ્હવારે નગરમાંની એકાદ દુકાનમાં સીધુસામાન વેચાતાં લેવા ગયો હતો કે?"

"હા જી. મારા અધિકાર તળેના સૈનિકોની વ્યવસ્થા થઇ ગયા પછી ગૌલ્મિકના હુકમથી આ છોકરાના બાપની દુકાને દાળ, ચોખા વગેરે વસ્તુઓ વેચાતી લેવા ગયો હતો."

"તે દુકાનદારજ આ બાળકનો બાપ છે એમ તેં ક્યાંથી જાણ્યું?"

"તે દુકાનમાંથી મેં જે વસ્તુઓ વેચાતી લીધી તેનો ભાર એટલો બધો થયો કે તે મારાથી ઉંચકાયો નહિ. એટલે દુકાનદારે કહ્યું, 'મારો છોકરો તમારી સાથે આવી વસ્તુઓ પ્હોંચાડી જશે.'"

"તેં કદી એ લોકોને આગળ જોયા હતા?"

"ના જી. કદીજ નહિ."

"ઠીક. પાછળ જઇ ઉભો રહે. વિનયસેન! એ દુકાનદાર હાજર છે કે?" મહાદેવીએ પૂછ્યું.

"ના જી. તે તો માલ વેચાતો લેવા અંગદેશ તરફ ગયો છે—"

"ત્યારે તેની દુકાનમાં કોણ છે?"

"તેની ઉપપત્ની છે.'

"ઠીક ત્યારે. તેને લઇ આવ. ઝડપ કર."

વિનયસેન ચાલ્યો જતાંજ મહાદેવીએ બાળકની તપાસ શરૂ કરી. "તારૂં નામ શું, બેટા?"

"મારૂં નામ અનન્તવર્મા.'

"મૌખરીવંશનો યજ્ઞવર્મા તારો પિતા થાય?"

બાળકે શિર હલાવી જવાબ આપ્યો, "હા જી."

"તમે ચરણાદ્રિદુર્ગમાં રહેતાં હતાં કે?"

"હા જી. પણ કેટલાક દિવસ પ્હેલાં મારા પિતરાઇ અવન્તિવર્માએ અમને ત્યાંથી હાંકી કાઢ્યાં છે."

મહાસેનગુપ્ત અત્યાર સુધી શાંતિથી સાંભળી રહ્યો હતો. બાળ-

કના શબ્દોથી તે સ્હેજ ચમકયો. તેણે બાળકને તરતજ પૂછ્યું, "દુર્ગસેનાએ તારા પિતા વિરૂદ્ધ કાંઇ બંડ કર્યું હતું કે?"

અનન્તવર્મા સમ્રાટ તરફ વળી કહેવા લાગ્યો, "ના બાપુ કહેતા હતા કે જો થાણેશ્વરનરેશે ગુપ્તપણે અવન્તિવર્માને સહાય કરી ન હોત, તો તે અમને અમારા દુર્ગમાંથી બ્હાર કાઢી શકયો ન હોત. બાપુએ પાટલીપુત્ર કાસદ મોકલ્યો હતો પરંતુ સમ્રાટે અમને કાંઇજ સહાય કરી નહિ."

બાલકના આ શબ્દોથી પ્રભાકરવર્દ્ધનની મુખમુદ્રા લાલચોળ થઇ ગઇ. સમ્રાટે લજ્જાવશતઃ નીચું જોયું.

મહાદેવીએ ફરી પૂછ્યું, "અવન્તિવર્માએ કિલ્લો લીધા પછી તમે શું કર્યું?"

અનન્તવર્માએ કહ્યું, "પછી મને અને બ્હેનને લઇ બાપુ સહાય માટે સમ્રાટ પાસે આવતા હતા. એટલામાં રસ્તામાંજ બાપુ—"

બાલકના મુખમાંથી વધુ શબ્દો નીકળી શકયાજ નહિ. તેનું ગળું રૂંધાઇ ગયું. તેનાં નેત્રોમાં અશ્રુબિંદુઓ ચળકવા લાગ્યાં. મહાદેવીનું નારી હૃદય પીગળી ગયું અને તેણે તેને ખેંચી પોતાના ખોળામાં લીધો. દેવીના વક્ષઃ સ્થલમાં પોતાનું મુખ છૂપાવી બાલક મૌનપૂર્વક અશ્રુપાત કરવા લાગ્યો.

એટલામાં આપણી ઓળખાણની પેલી દુકાનદાર બાઇને લઇ વિનયસેન ત્યાં આવી લાગ્યો. મહાલયમાં દાખલ થતાં સુધી તે બાઇ પોતાના મનમાંજ ભ્રમરગુંજન પેઠે કાંઇક ગણગણાટ કરી રહી હતી. અંદર દાખલ થતાંજ તેણે મોટો ઘાંટો પાડી રડવાની શરૂઆત કરી. પણ એટલામાંજ એક પ્રતિહારે તેને પાછળથી એક ધીમો ફટકો લગાવ્યો એટલે તેનો સપ્તમસ્વર કંઇક ધીમો થયો. અંદર આવતી વેળાથીજ 'મેં કાંઇ અપરાધ કર્યો નથી. મને અમથીજ અહિં પકડી આણી છે' એવા પ્રકારની બૂમો તેણે પાડવા માંડી. તેનો એવા પ્રકારનો શોકાવેગ (!) ઉત્તરોત્તર ઘટી ન જતાં વધે છે એવું જોઇ વિનયસેને જોરથી બૂમ પાડી ચૂપ રહેવા તેને કહ્યું.

મહાદેવીએ તેને પૂછ્યું, "બાઇ તારૂં નામ શું?"

"મારૂં નામ મલ્લિકા, મારી માનું નામ કાળિકા, અને મારા બાપનું નામ..."

એટલામાંજ વિનયસેને તેને જોરથી કહ્યું, "એ બાઇ! તને જેટલું પૂછવામાં આવે તેટલાનોજ જવાબ દેતી જા."

નિરૂપાય થઇ તે બાઇએ–હવે આપણે તેને મલ્લિકાને નામેજ ઓળખીશું–મૌન ધારણ કર્યું.

પ્રભાકરવર્ધને તેને પૂછ્યું, "આ બાળક તારો છોકરો થાય કે?"

મલ્લિકાને લાગ્યું કે હવે પોતાની ખરી તક આવી ખરી. તે મોટેથી રડતાં અને બૂમો પાડતાં કહેવા લાગી. "અમારા કુટુંબમાંના સાત જણને કોઇનેજ આ છોકરો થયો નથી હોં! અમારા કુટુંબના ચાદ પુરૂષને કાઈજ છોકરો થયો નથી. થઇ મુઇ છોકરીઓ! મુઆ અભદ્રે કોણ જાણે કયાંથી છોકરો–"

પ્રતિહારે એક ગોદો લગાવતાંજ તે મુંગી રહી ગઇ. તે પોતાનું પારાયણ ચલાવતી હતી ત્યારે મહાદેવી હસી રહી હતી તેણે પુછ્યું, 'મુઓ અભદ્ર' તેં કોને કહ્યો વારૂ? તે તારો 'એ' તો નહિને?"

મલ્લિકા સાવેશ બોલી "અરે રામરામ! એ મારો વર શાનો ને વાત શાની? મારો વર મુએ તો કેટલાંયે વર્ષ થઇ ગયાં! એ તો આ અભદ્રને અને મારે પુષ્કળ વરસોની ઓળખાણ એટલુંજ માત્ર હોં! બ્હારગામથી તે મને માલ આણી આપે છે, અને નગરમાં આવે છે તો મારે ઘેર ઉતરે છે એટલુંજ વળી–"

તેને અટકાવી હસતાં હસતાં મહાદેવીએ કહ્યું, "એ તો હું સમજી. તું હવે જા."

"ભાવતું હતું ને વૈદે કહ્યું." તે પ્રમાણે મલ્લિકા આમ તેમ જોયા વગર તરતજ ત્યાંથી અગિઆરા ગણી ગઈ.

પછી મહાદેવીએ બાળકને ખોળામાં બેસાડી પૂછ્યું, "બેટા, તમે શું ચાલતાંજ નગર તરફ આવતાં હતાં?"

માથું હલાવી બાળકે કહ્યું, "હાસ્તો નહિ તો કરે શું? અવ-

ન્તિવર્માએ તો અમારૂં સર્વસ્વ હરી લીધું. બાપુના એક વૃદ્ધ સેવકે અમને એક ગધેડું આપ્યું. અવન્તિવર્માના ભયથી અમે ગુપ્તપણે દુર્ગમાંથી નીકળ્યા. હું ગધેડા પર બેઠો હતો. બાપુ અને બ્હેન પગેજ ચાલતાં હતાં."

"વારૂ. પછી શું થયું, બેટા ?"

"એક દિવસે રસ્તામાં ઘણી વૃષ્ટિ થવા લાગી અને એકાદ ગામડું આવે તે પ્હેલાંજ સાયંકાળ થઇ ગયો. અમને બેને લઇ બાપુ એક આમ્રવૃક્ષ તળે ઉભા રહ્યા. એટલામાં રસ્તેથી પુષ્કળ ઘોડેસવાર આવવા લાગ્યા. તેમાંના કેટલાક અમારા ઝાડ પાસેથી થઇ જતા હતા તેમાંના એકે બાપુને મારી નાંખ્યા–" બાળક ડૂસકાં ખાઇ રડવા લાગ્યો. તેનાથી બોલાયું નહિ. વિનયસેનને ઉદ્દેશી મહાદેવીએ કહ્યું, "રત્નસિંહ ભલે જાય."

રત્નસિંહ ત્રણ પ્રણામ કરી ત્યાંથી ચાલ્યો ગયો.

કેટલીક વેળાએ બાળક શાંત થતાંજ દેવીએ તેને પૂછ્યું, "પછી શું થયું ?"

"બ્હેનને લઈ સવારો તો ભાગી ગયા. ગધેડું તો મને લઇ કયાંનું કયાં નીકળી ગયું. સ્હવારે એક વ્યાપારીની દૃષ્ટિએ હું પડ્યો અને તે મને નગરમાં લાવ્યો. જે સિપાઇ હમણાંજ અહિંથી ગયો કેની, તે તેની દુકાને દાળચોખા લેવા આવ્યો હતો અને તેની પોટલી માથે લઇ હું તેની સાથે છાવણી તરફ જતો હતો. જતાં જતાં રસ્તામાં એક સ્થળે બ્હેન મારી નજરે પડી અને હું તેને વળગી રહ્યો. પછી એક કોઇ ભલો માણસ અમને અહિં લાવ્યો, તેનું કલ્યાણ થજો."

અનન્તવર્માએ 'કલ્યાણ' શબ્દ પર ખાસ ભાર મૂકયો હતો.

સમ્રાટ મહાસેનગુપ્ત સિંહાસન પરથી ઉઠી બોલ્યો, "દેવી, યજ્ઞવર્માનું આ બાળક, તેનું પાલનપોષણ હવે મારા સિવાય કોણ કરવાનું છે ? અનંત ! તારે કશી ચિન્તા કરવી નહિ સમજ્યો ? તારૂં રક્ષણ કરવા હું પોતે તૈયાર છું."

સમ્રાટ પ્રતિ જોતાં જોતાં અનન્તવર્માએ કહ્યું, "બાપુ મને હંમેશ કહેતા કે 'હું જો મરી જાઉં તો, અનંત, તારે સમ્રાટ મહાસેનગુપ્ત પાસેજ જવું. બીજા કોઇ પાસે જઇશ નહિ. તમને કાંઇ હું ઓળખતો નથી. હું તો મારે સમ્રાટ પાસે જઇશ."

તે સરલ હૃદય બાલકના આ નિર્દોષ શબ્દો સાંભળી સમ્રાટનું હૃદય એકદમ ભરાઇ આવ્યું અને તેનાં નેત્રોમાંથી અશ્રુધારા શરૂ થઇ. કેટલીક ક્ષણપર્યંત બિલકુલ સ્તબ્ધ રહ્યા પછી કંપિત સ્વરે તેણે કહ્યું, "બેટા, જેણે મારા પ્રાણ બચાવ્યા હતા એવા મારા જીવનદાતાને હું ભૂલ્યો! પરંતુ તે યજ્ઞવર્મા મને ભૂલ્યો નથી! બેટા હુંજ સમ્રાટ મહાસેનગુપ્ત હોં!"

તત્ક્ષણ બાળક તેના ચરણોમાં લોટી પડ્યો. મહાસેનગુપ્તે ઉઠી તરત તેને ઉંચકી લઇ એક ચુંબન કર્યું અને પછી તેને લઇ તે ત્યાંથી નીકળી ગયો.

પ્રભાકરવર્ધનને ઉદ્દેશી મહાદેવીએ કહ્યું, "પ્રભાકર, મારી તપાસ તો પૂર્ણ થઇ. હવે કહે તારે કહેવું હોય તે."

થાણેશ્વરનરેશે લજ્જીત થઇ મસ્તક અવનત કર્યું અને અસ્ફુટ સ્વરે તે બોલ્યો, "માતુશ્રી મારીજ સઘળી ભૂલ હતી—મારોજ સઘળો ભ્રમ હતો! મને ક્ષમા કરો. હું હમણાંજ જઇ ચંદ્રેશ્વરને શિક્ષા કરૂં છું."



## પ્રકરણ ૯ મું.



### રત્નકંકણે પ્રેરેલું નવચેતન!

રોહિતાશ્વ દુર્ગના તૂટેલા કોટ પર બેસી પક્ષીઓ ટહુકાર કરી રહ્યાં હતાં; દુર્ગવાસીઓ હજુયે નિદ્રાવશ હતાં, પરંતુ પક્ષીઓનો ઘોંઘાટ સાંભળી આખરે રઘુ આંખો ચોળતો ઉઠ્યો.

ઉઠીને જૂએ છે, તો રઘુને માલમ પડયું કે નાનિયા હજુ ઘોરતી પડેલી છે. એટલે તેને ઢંઢોળી હલાવતાં તેણે કહ્યું, "આ સાળા

કાગડાઓના ઘોંઘાટથી દેવ પણ જાગૃત થયા હશે એમ મને લાગે છે; પણ અલી નાનિયા, તને કાંઇ સાન આવી છે કે નહિ? ચાલ, ઉઠ, કેટલું મોડું થયું છે!"

આખરે ઘરડી નાનિયા ઉઠી અને આંખો ચોળતાં ચોળતાં રઘુ પ્રતિ દૃષ્ટિપાત કરી પોતાનું બોખું દંતહીન મોઢું ઉઘાડી ખડખડ હસતાં કહેવા લાગી, "રઘુ, અલ્યા તું જેમ જેમ વધારે મસાણ નજદીક જતો જાય છે, તેમ તેમ વધારેજ મસ્તીખોર બનતો જાય છેને! મુઆ, મોટાં મોટાં પુરાણ મારી આગળ વાંચે છે ત્યારે તને ઉઠયાને તે કેટલાક પ્હોર વીતી ગયા તે કહેશે? તેંજ કેમ એ મુઆ કાગડાઓને હાંકી શેઠસાહેબને બરાબર ઉંઘવા ન દીધા?"

મુછમાંજ હસતાં રઘુએ કહ્યું, "વાહરે વાહ ડોકરી, તને તો હજી ઉંઘવાનું–નિરાંતે ઘોરવાનુંજ મન થાય છેને! જા જા, ઉંઘ તું તારે! હુંજ એ મુઆઓને હાંકી કાઢું છું!"

એમ કહી રઘુ ઘરમાંથી બહાર જવા લાગ્યો. પરંતુ ઝડપથી જતાં જતાં તે એક મોટા કોથળા સાથે અથડાઇ ધડ દઇને નીચે પડયો. એ જોઇ ગભરાઇ જઈ નાનિયા "હાં! હાં! એ શું?" એમ બૂમો પાડવા લાગી. રઘુ જમીન પરથી ઉઠે, તે પ્હેલાંજ કોથળો ઉંધો થઇ ગયો અને તે ઓરડીમાંના એક ખુણામાં કેટલાક માટીના ગોળા તથા હાંલ્લાઓની રચેલી એક ઉતરડ ગગડી પડી અને વૃદ્ધ રઘુના માથા પરજ પડી. એ જોઇ નાનિયાના ગભરાટનો તો પાર રહ્યો નહિ અને તેણે બૂમાબૂમ અને પોકાર કરી મૂક્યાં.

રઘુને ઘણું વાગ્યું, વૃદ્ધાવસ્થામાં ગમે તે વાગે તેની વેદના દીર્ઘકાળ પર્યંત ટકે છે એવું અનુભવ સિદ્ધ છે. ફુટી ગયેલાં હાંલ્લાંઓનાં ઠીકરાંઓમાં ઉભો રહી રઘુ માથા તથા પીઠપર હાથ ફેરવવા લાગ્યો.

વૃદ્ધાએ પૂછ્યું, "કેમ, તને બહુ વાગ્યું કે શું?"

રઘુડોસાએ તેને કાંઇજ જવાબ દીધો નહિ. એટલે તેના માટેની પોતાની દાઝ બતાવવા એજ પ્રશ્ન તેણે ફરી પૂછ્યો.

તેથી તો ડોસો ઘણોજ ચિઢવાયો અને બોલ્યો, "એવો ખાલી

ખોટો પ્રેમ બતાવવાની કાંઇ જરૂર નથી ડાહીમા ! અરેરે, મારૂં માથું કુટી તેના કેવા ચૂરેચૂરા થઇ ગયા છે ! તું તો હવે ડોસી થઇ છે, અને તને કાંઈજ દેખાતું નથી ! આંધળી જેવી શું ક્યાં મૂકે છે તેનીયે કાંઇ કાળજી છે ખરી ? "

વૃદ્ધા સાશ્ચર્ય બોલી, " અરે પણ નકામોજ ખોટી માથાફોડ શા માટે કરે છે ? હું વળી નવિન વાસણો અહિં શા માટે મૂકું ? નિરંતર હું તેને કોઠીમાંજ મૂકું છું. હું પણ એજ વિચારમાં પડી છું કે આટલાં બધાં નવાં હાંલ્લાં અને કોથળા અહિં આવ્યા ક્યાંથી?"

ડોસો આ શબ્દોથી વધારેજ ચિઢવાયો અને ક્રોધથી બોલ્યો, " ત્યારે તો રાક્ષસોનો રાજા તારા આ મનોમોહક રૂપ પર મોહિત થઇ જવાથી, તેણેજ તારે માટે બધો સામાન અહિં લાવી મૂક્યો કે શું ? તું હવે એ બધી ગડબડ છોડી દઈ થોડુંક પાણી લાવ. જો મારી પીઠ પરથી ધોધો લોહીની નદી વહી જાય છે ! હાય હાય ! જોતો ખરી, લોહીથી મારૂં ધોતીઉં તરબોળ થઈ ગયું છે ! "

વૃદ્ધા આગળ જઇ નિહાળીને જોવા લાગી. રઘુના શિરોપ્રદેશ આગળથી એક પોળાશ પડતો રાતો પદાર્થ બ્હાર નીકળી પીઠ પરથી વહી જાય છે, અને તેનેજ લીધે તેનાં વસ્ત્રો તદ્દન તરબોળ થઇ ગયાં છે એવું તેને માલમ પડયું. વૃદ્ધાએ ઉંચું જોયું તો માટીનાં વાસણોની આખી ઉતરડ ગગડી પડી નથી એવું તેને દેખાયું. છેક ઉપલું માટલું કુટી તેમાંથી ઉપર્યુક્ત પ્રવાહી જેવા પદાર્થ રઘુના માથા પર ખૂબ પ્રમાણમાં પડ્યો હતો અને હજુયે થોડાક ટપકતો હતો. જે હાંલ્લાં કુટી ગયાં હતાં તેમાંથી કેટલીક જાતના લાડુ અને અન્ય મિઠાઇઓ નીકળી બ્હાર પડ્યાં હતાં. એક માટલામાંથી નીકળેલો મુરબ્બો ડોસાના આખા અંગ પર કાદવ પેઠે ચોંટી રહ્યો હતો. તેમાંથીજ એ જરા વધારે પાતળો થઈ ગયેલો મુરબ્બો ભૂમિ પર વહી આખા ઓરડામાંની જમીનને પંકમય કરી રહ્યો હતો.

આ વિલક્ષણ દૃશ્ય જોઈ વૃદ્ધાનું હસવું માયું નહિ. પોતાનું બોખું મ્હોં ઉઘાડી તે ખડખડ હસવા લાગી. તેના હસવાનો નાદ

એટલો તો મોટો હતો, કે તેણે આખું ઘરજ તેનાથી ઘઘણી ઉઠયું. પરંતુ તેના એ હાસ્યથી ડોસાને ખૂબ ગુસ્સો ચઢ્યો અને તેણે ચિઢાઈ ડોસીને ગાળો દેવા માંડી.

હાસ્યવેગ કંઈક શમ્યે નાનિયા કહેવા લાગી, "અરે રઘુ, તારા માથાને અને શરીરને શું ચોટયું છે તે એકવાર બરાબર જોતો ખરો! તને તો લાગે છે કે તારૂં માથું ફુટી જઇ તને મોટો જખમ થયો છે અને તેમાંથી ધડધડ લોહી વહી રહ્યું છે."

રઘુએ સભય પૂછ્યું, "ત્યારે શું વળગ્યું છે તેતો કહે?"

વૃદ્ધા ખડખડ હસતાં બોલી, "લાડુ, મિઠાઈ અને મુરબ્બો!"

ડોસાએ પોતાના સર્વ અંગ તરફ નિહાળીને જોયું, અને તે બહુજ ગભરાયો. તદ્દન ભયચકિત મુદ્રાએ તે બોલ્યો, "અરે બાપરે! આ બધું આવ્યું ક્યાંથી? હે દૈત્યરાજ! મેં હમણાંજ તમારી મશ્કરી કરી તે મારો મોટો અપરાધ થયો હે દેવ! મને ક્ષમા કરો. અરે! હું તમને તમારા ઝાડ નીચે તમારૂં બળિદાન આપીશ. અરે એઈ ડોકરી! મને તો બા આ બધા ભૂતચાળાજ દેખાય છે! આજ દશ વર્ષ થયાં દુર્ગમાં પકવાન્નનો એક દાણોયે આવ્યો નથી, અને આજે આ મેવા મિઠાઇનો વરસાદ એકાએકજ ક્યાંથી પડયો?"

ડોસાના આ શબ્દોથી ઘરડી નાનિયાના ભયનો પણ પાર રહ્યો નહિ! તે કહેવા લાગી, "હાય! હાય! ઓ ભૂત દેવતા! તમને પગે લાગું—" એમ કહી તે તો લાંબી થઇને પેલી ઉતરડનેજ પગે લાગી!

એટલામાં દરવાજા આગળ કોઇ મનુષ્યનો પડછાયો દેખાયો. દ્વારમાં ઉભા રહી ધનસુખે પૂછ્યું, "રઘુ ઉઠ્યો છે કે?"

ઓરડામાં થયેલો ભયાનક (!) અકસ્માત જોઈ ધનસુખ તો આશ્ચર્યચકિતજ થઇ ગયો. તે દુઃખસૂચક સ્વરે બોલ્યો, "હાય, હાય! આ સઘળાં માટલાં ફોડી નાંખ્યાં કે શું? અરેરે! આ સઘળી મિઠાઇતો જાપિલગ્રામના કંદોઇએ દેવને વાસ્તે મોકલી હતી!"

રઘુ ખડખડ હસી પડયો. "એમ! વાહ વાહ! ત્યારે આ કાંઈ ભૂત ડાકણના ચાળા નથી કે શું? અહા! મને પહેલેથીજ ખબર પડી

હોત, તો કેવું સારૂં ?" એમ કહી જમીન પરથી એક લાડુ ઉંચકી લઈ ખાતાં ખાતાં બોખડાતે સ્વરે તે બોલ્યો, "અહા ! મારી નાનિયા ! તું જો તો ખરી ! આજે કેટલે વર્ષે મેં લાડુ ખાધો! તુયે ખાઇ જો."

એમ કહી તેણે લાડુ પર લાડુ અને મિઠાઇ પર મિઠાઈ લઇ આરોગવા માંડી. મુરબ્બો અને બીજી અનેક મધુર અને સ્વાદિષ્ટ વસ્તુઓને આરોગવાને શરૂ કર્યું.

ડોસાનો આ વ્યવસાય જોઇ, પાલવ મોંઢે રાખી નાનિયા ખૂબ હસતી હતી. ધનસુખ ગાંભિર્ય સહ દ્વાર પાસે ઉભો રહી એ સઘળો ખેલ જોઇ રહ્યા હતો. પોતાની પેટપૂજા થઈ રહેતાંજ રઘુએ નાનિયાને કહ્યું, "અલી, જો તો પેલા ઉપલા માટલામાં શું છે ?"

નાનિયાએ હસીને કહ્યું, 'ચાલરે મુઆ ! હવે તારે એ માટલા તરફ જોવાનુંજ નથી ! આ સઘળી મિઠાઈ તો શેઠ સાહેબ માટે આવી છે ! જો તું હવે એમાંથી કાંઈ ખાશે, તો તારૂં પેટ ફુટી જશે ને તું મરી ગયા શિવાય રહેશે નહિ. ઉઠ હવે અહિંથી નાસી જા તું."

મૂછમાં હસતાં ધનસુખે કહ્યું, "રઘુ, દુર્ગના મેદાનમાં પુષ્કળ લોકો એકત્ર થઈ દેવશ્રીના દર્શન માટે તલપી રહેલા છે. તું જઇને દેવશ્રીને એ ખબર કહી આવ, જોઉં."

રઘુએ ઉઠી, ધીમે ધીમે પોતાનું શરીર ધોઇને સ્વચ્છ કર્યું. પછી એક જૂની પાઘડી લગાવી તે દુર્ગેશના શયનગૃહ તરફ ગયો.

નાનિયાએ ધનસુખને પૂછ્યું, "ધનસુખ, આટલી બધી મેવા મિઠાઇ અને બીજા પદાર્થો કયાંથી આવ્યા ?"

ધનસુખે કહ્યું, "એ સર્વ રોહિતાશ્વદુર્ગના પ્રજાજનોએ આણ્યું છે. હજુ કેટલી વસ્તુઓ તો બહાર પડેલી છે. અમને કયાંઈ તમારી કોઠી જડી નહિ એટલે આણેલી વસ્તુઓમાંની કેટલીક આ ઓરડામાં આણીને મૂકી અને બાકીની વસ્તુઓ બહારજ પડી છે."

"ત્યારે જરા થોભો. હું પહેલાં જમીનને ઝાડીઝુડીને બરાબર સાફ કરૂં."

એમ કહી હાથમાં સાવરણી લઇ ડોસી ફુટેલા માટલાંના ટુક-

ડાઓ વગેરે કાઢી જમીન સાફ કરવા લાગી. ધનસુખ ત્યાંથી ચાલ્યો ગયો. પછી નાનિયાયે ઘર બહાર આવી જોયું તો કિલ્લાનું વિસ્તિર્ણ મેદાન લોકોથી છલાછલ ઉભરાઇ ગયું છે, અને વધુ મોટી સંખ્યામાં લોકો ત્યાં એકત્ર થયા છે, એમ તેને જણાયું. ત્યાં આગળજ ખાદ્ય પદાર્થોના ઢગલાને ઢગલાજ પડ્યા હતા ! લોટ, તેલ, ઘી, ખાંડ, ચોખા આદિ વસ્તુઓનાં મોટાં મોટાં માટલાં અને કોથળાઓની જાણે એક ભિંતજ મેદાનની એક બાજુએ ઉભી કરવામાં આવી હતી ! વૃદ્ધ નાનિયાને જે લોકો ઓળખતા ન હતા, તેઓ તો તેને દૂર્ગ સ્વામિની સમજી પ્રણામ કરવા જતા હતા, એટલામાં જેઓ તેને ઓળખતા હતા, તેમણે તેને ઓળખાવ્યાથી તેઓ શરમિંદા પડી ગયા. નાનિયાયે જોયું, કે આવેલી વસ્તુઓને કોઠીમાં લઇ જવી એ ઘણુંજ મુશ્કેલીનું કામ છે તેથી તે બિચારી ઘરમાં જતી રહી !

દૂર્ગાધિપતિ યશોધવલદેવ હમણુંજ જાગૃત થઇ પલંગપર બેઠો હતો. તેનો પોશાક લઇ રઘુ તેની સામે ઉભો રહ્યો હતો. એટલામાં પીઠ પર પથરાઇ ગયેલા કેશકલાપને વાયુ લહરીમાં નૃત્ય કરવા દેતી, દોડતી લતિકા ત્યાં હસતી હસતી આવી, અને દાદાને વળગી પડી કહેવા લાગી, “ દાદાજી, ઉઠોને હવે. જૂઓને તમારે માટે કેટલા બધા લોકો બહાર આવ્યા છે ! ” યશોધવલદેવ સ્મિતયુક્ત વદને બોલ્યો, “ આ હું ઉઠયોજ, હં બેટા ! ” પોતાના સ્વામિને વસ્ત્રો આપી રઘુ ત્યાંથી ચાલ્યો ગયો.

કિલ્લાના મેદાનની એક બાજુએ દૂર મત્સ્યદેશથી આણેલા શુભ્ર પત્થરોથી બાંધેલું એક નાનકડું દરબારગૃહ હતું. તે બાંધ્યાને પુષ્કળ સમય વિતી ગયો હોવાથી, અને કાળાંતરે તેની બિલકુલ મરામત થઇ ન હોવાથી, તે ભાંગુતુટું થઈ રહ્યો હતો. તેના પરની છાપરીનો એક ભાગ પડી ગયો હતો, અને ત્યાં એક મોટો પીપળો ઉગી નીકળ્યો હતો. એ દરબારગૃહની જમીન પર એક દ્વાદશ કોણ બ્રહ્મશિલાનું બનાવેલું સિંહાસન મૂકેલું હતું. આ સિંહાસન અને રોહિતાશ્વદૂર્ગ એકજ સમયે નિર્માણ થયાં હતાં. એજ દરબારગૃહના એજ સિંહા-

સનપર બેસી દુર્ગાધિપતિ પોતાના પ્રજાજનોની ફરિઆદ સાંભળતો અને તેમને ન્યાય આપતો. ધવલવંશમાંના મહાનાયકોએ મહામૂલ્ય કાળા અને સફેદ પત્થરોથી દરબારગૃહની ભિંત તથા સ્તંભો સુશોભિત બનાવવામાં પોતાનું કળાકૌશલ્ય વાપર્યું હતું. દુર્ગેશ જ્યારે ન્યાય આપવા અહિં બેસતો ત્યારે દુર્ગરક્ષણ કરનારા સૈનિકો મેદાનમાં હારબંધ ઉભા રહેતા. મહાનાયકના પોતાના સેનાનાયક અને નાના નાના જમીનદારોને મહાનાયક સમક્ષજ આસન મળતું અને બીજાઓને ઉઘાડે પગે ઉભા રહેવું પડતું. પેલા બ્રહ્મશિલાસન પર એક નાનકડું સુવર્ણાસન ગોઠવવામાં આવતું અને તેના પર સુવર્ણ, રત્ન અને મોતીએ જડેલું વારાણસીનું રેશમી આવરણ વસ્ત્ર પાથરવામાં આવતું. રોહિતાશ્વ દુર્ગના અધિપતિ તે આસન પર બેસતા. દુર્ગેશની ભાગ્યલક્ષ્મી સાથેજ તેની ચઢતી અને કીર્તિનાં આ ચિહ્નો લુપ્ત થયાં હતાં અને તેને ઘણો કાળ વીતી ગયો હતો. ફક્ત આ બે સિંહાસનો હજુ આબાદ રહ્યાં હતાં. આ સુવર્ણાસન અત્યંત મૂલ્યવાન હતું ખરૂં, પરંતુ દુર્દશા અને દુષ્કાળના ચક્રમાં સપડાયેલા મહાનાયકથી અભિમાન અને લજ્જાને લીધે એ વેચી શકાયું નહોતું. તેને પત્થરના એક ચોરસ ચૌરંગ પર મૂકી રાખવામાં આવ્યું હતું.

પોતાના એકના એક પુત્રના મૃત્યુ પૂર્વે યશોધવલદેવ ક્વચિત ક્વચિત પ્રજાજનોને પોતાના દર્શનનો લાભ આપતો, અને આવશ્યક કાર્યો કરવા માટે કીર્તિધવલ પણ રોજ એ દરબારગૃહમાં બેસતો; પરંતુ તેના મૃત્યુ બાદ ત્યાં કોઇજ બેઠું નહોતું. ઉપર કહ્યા પ્રમાણે ત્યાં એક પિપળાયે ઉગ્યો હતો !

દુર્ગેશના શયનગૃહમાંથી નીકળી રઘુ એ તરફજ આવ્યો, અને ધનસુખને કહી તેણે કેટલાક તરૂણોને પોતાની સાથે લીધા. તેમની મદદથી તેણે ત્યાંના ભાંગેલા તૂટેલા પત્થરો દૂર લઈ જઈ નાંખ્યા. પછી ધનસુખની સહાયથી પત્થરના ચૌરંગ ઉપરનું આચ્છાદન દૂર કરી તેણે પેલું સુવર્ણાસન કાઢી પેલા કાળા બ્રહ્મશિલાસન પર ગોઠવ્યું. સુવર્ણ સિંહાસન પરનું કામ બહુજ અપ્રતિમ હતું. તે જોવાને

લોકોએ એકદમ ત્યાં ગિર્દી કરી મૂકી. એ આગંતુકોમાંના જેઓ વયોવૃદ્ધ હતા તેમના શિવાય કોઇએ રોહિતાશ્વદુર્ગના માલિકનું એ સુપ્રસિદ્ધ સુવર્ણાસન જોયું ન હતું. ચાર સુવર્ણ કેસરીઓની પીઠ પર એક ઉત્કૃષ્ઠ પ્રફુલ્લિત કમળ મૂકેલું હોઈ તે પર રત્નખચીત વસ્ત્રથી આચ્છાદેલું સુંદર સુખાસન ગોઠવી દીધું હતું. ઘણાં વર્ષો સુધી કોઇએ કાળજી ન લીધાથી, આવરણ વસ્ત્ર તદ્દન જૂનું થઇ ગયું હતું. સુવર્ણ પર પણ ઠેક ઠેકાણે ડાઘ પડેલા હતા; છતાંયે તે સિંહાસન એકંદર બહુ ખૂબસુરત લાગતું.

સિંહાસન જોવાને સઘળાએ ત્યાં આગળ ગિર્દી કરી ગડબડાટ કરી મૂક્યો. એટલામાં રઘુએ ખુબ મોટેથી બૂમ પાડી, " દૂર્ગાધિપતિ મહાનાયક યુવરાજ ભટ્ટારકપાદીય યશોધવલદેવ આવે છે હો–" તેની આ બૂમ સાંભળતાંજ સઘળા એકદમ પાછા હડયા અને યોદ્ધાનો પોશાક પહેરેલા કેટલાક વૃદ્ધ વીરો આગળ આવી લોકો સામે ઉભા રહ્યા.

શુભ્ર ઉત્તરિય વસ્ત્ર ધારણ કરી, તથા પોતાના ધવલ કેશને ધવલ પાઘડીમાં સંતાડી દઇ હાથમાં તલ્વાર રાખી ધવલદેવ સિંહાસન પર વિરાજમાન થયો. કોઇક ખુણેથી એકાદ જૂનો મેલો લાલ પટકો મેળવી તે માથે ગમે તેમ વિંટાળી રઘુ પણ ત્યાં આવી ઉભો રહ્યો.

સર્વ પહેલાં દંતહીન મુખ તથા ધવલકેશવાળા એક વૃદ્ધે આગળ આવી તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢી તેની અણિ પોતાની પાઘડીને લગાડી. તત્ક્ષણ રઘુએ ' સેના નાયક હરિદત્ત' એમ મોટેથી બૂમ પાડી.

હરિદત્તે યશોધવલદેવના ચરણોમાં પોતાની તલ્વાર તથા વસ્ત્રમાંથી એક સુવર્ણમુદ્રા કાઢીને મૂકયાં. દૂર્ગાધિપતિએ તે તલ્વાર ઉંચકી તેને પાછી આપી. યશોધવલદેવનું અભિવાદન કરી તે પાછલા ભાગમાં ચાલ્યો ગયો.

પછી એક ઉંચા, શસ્ત્રાસ્ત્રથી સજ્જ થયેલા વૃદ્ધ પુરૂષે લોકસમુદાયમાંથી બહાર આવી દૂર્ગાધિપતિની સામે ઉભા રહી તેને પ્રણામ કર્યા. રઘુએ નામ પોકાર્યું, " સેનાનાયક સિંહદત્ત ! "

હરિદત્ત પેઠે સિંહદત્તે પણ પોતાની તલ્વાર એક સુવર્ણમુદ્રા સાથે

યશોધવલદેવ પાસે મૂકી. મહાનાયકે તલ્વાર ઉંચકી તેને પાછી આપી.

સિંહદત્ત પાછો જતાંજ, ધીમે ધીમે બહાર નીકળી એક અતિ-શય વૃદ્ધ પુરૂષ બે તરૂણોની મદદથી આગળ આવી ઉભો રહ્યો. તેને જોતાંજ યશોધવલ તરતજ સિંહાસન પરથી ઉઠી ઉભો થઇ ગયો અને સાશ્ચર્ય બોલ્યો, "કોણ ? વિધુસેન ?"

દુર્ગાધિપતિના મુખમાંથી આ શબ્દો નીકળ્યા, ન નીકળ્યા, એટ-લામાં તો તે વૃદ્ધ તેના ચરણોમાં લોટી પડયો, અને મોટેથી રૂદન કરવા લાગ્યો. યશોધવલદેવે તરત તેને ઉઠાડયો. તેનાં પોતાનાં નેત્રોમાં પણ જલબિન્દુઓ ચળકી રહ્યાં. તેણે કંપિત સ્વરે કહ્યું, "વિધુસેન ! કીર્તિધવલને આ લોક ત્યાગી ગયાને તો ઘણા દિવસ થઇ ગયા. એ અવકાશમાં તમે દુર્ગ પર કેમ આવ્યા નહિ ?"

વિધુસેન ડૂસકાં ખાતાં ખાતાં બોલ્યો, "દેવ ! કોની સાથે તમારી પાસે આવું ? મારૂં મોઢું તમને શી રીતે બતાવું ? મારૂં સર્વસ્વ હું મેઘનાદને સામે કિનારે મૂકી આવ્યો છું ! કેવળ કીર્તિધવલનેજ નહિ પણ દેવ, મારા બેઉ પુત્રોને પણ ત્યાં મૂકીનેજ હું આવ્યો છું. એ પ્હાડી પ્રદેશમાં કેટલા પિતાપુત્રને અને ભાઇઓને, મૂકી હું આવ્યો છું તેની કાંઇ ગણત્રીજ નથી ! દેવ, મારા બે પ્રિયતમ પુત્રો સિવાય આ જગતમાં મારૂં કહેવા લાયક કોણ હતું ? અને જયસેનના મૃત્યના સમાચાર સાંભળીને આ બે બાલકને મારા ખોળામાં મૂકી, તેમની માતાએ અગ્નિપ્રવેશ કર્યો તે દિવસથી રાજકાર્ય અને યુદ્ધવ્યવસાય ઉભય ત્યજી આ આઠ વર્ષ મેં તેમનું પાલનપોષણ કરવામાંજ ગાળ્યાં છે દેવ !" એમ કહી અક્ષપટલિક વિધુસેન એકાદ બાળક પેઠે મોટેથી રડવા લાગ્યો.

મહાકષ્ટે વિધુસેનનું સાંત્વન કરી યશોધવલદેવે કહ્યું, "વિધુસેન, તમે જો એકવાર પણ દુર્ગ પર આવ્યા હોત તો. મારા ભરણપોષણ માટે મારે મારી પ્રિયતમા પત્નીનું વલય વેચવું પડતે કે ?" આમ કહેતાં કહેતાં તેની આંખોમાં પણ ઝળઝળીયાં આવ્યાં.

દુર્ગેશના એ શબ્દો સાંભળી, વિધુસેન ફરી તેના ચરણોમાં લોટી

પડ્યો, અને રડતાં રડતાં કહેવા લાગ્યો, "દેવ, એ વાત તો મેં હમણાંજ ધનસુખને મોંઢે સાંભળી. મારા ન આવ્યાથી, દેવની એવી વિકટ સ્થિતિ થશે એવી મને કલ્પના પણ થઈ નહિ."

દુર્ગેશને, આ પ્રમાણે કહી વિધુસેન પુનઃ અશ્રુપાત કરવા લાગ્યો. યશોધવલદેવે તેનું સાંત્વન કરી તેને પોતાની પાસેજ બેસાડ્યો. કેટલીક ક્ષણે તેનો દુઃખાવેગ નરમ પડતાં, પોતાના બે પૌત્રોને લઇ દુર્ગેશ સામે આવી તેણે તેનું અભિવાદન કર્યું.

એ પછી ક્રમાનુસાર લગભગ સો–સવાસો વૃદ્ધ સૈનિકો પોતાના પુત્ર યા પૌત્રને સાથે લાવી એ પ્રમાણે અભિવાદન કરી ગયા. શિષ્ટાચાર પ્રમાણે પોતપોતાની તલ્વાર તથા શક્તિ અનુસાર ભેટ મૂકી તેઓ પ્રણામ કરતા અને દુર્ગેશ તેમના પ્રણામનો યથોચિત સ્વિકાર કરી તલ્વાર પાછી આપતો. તે પછી નાના નાના જમીનદારો અને મહૂતોએ પોતપોતાના ગજા પ્રમાણે નાણાંની ભેટ મૂકી. જોતજોતામાં સિંહાસન સમક્ષ મુદ્રાઓનો એક મોટો ઢગલો થઇ ગયો!

છેવટે, એક યુદ્ધવેશધારી બળવાન તરૂણને લઇ ધનસુખ ત્યાં આવ્યો. તરૂણે રીતિપુરઃસર યશોધવલદેવનું અભિવાદન કર્યા પછી, ધનસુખે કહ્યું, "દેવ, આ તરૂણ આપના જૂના સેવક મહેન્દ્રસિંહનો પુત્ર એનું નામ વીરેન્દ્રસિંહ."

સ્નેહાર્દ્ર સ્વરે યશોધવલદેવે કહ્યું, "વત્સ, તારા પિતાએ અનેક યુદ્ધોમાં મારી સોડમાં રહીને ઘણું પરાક્રમ દાખવ્યું છે. તારા પિતાની તલ્વાર હું તને પાછી આપું છું એ તલ્વારે મેળવેલી કીર્તિ અને યશનું તું રક્ષણ કરીશ એવી મને ખાત્રી છે."

દુર્ગેશે આપેલી તલ્વાર લઇને નમ્રતાથી વીરેન્દ્રસિંહે છેક નીચા નમી પ્રણામ કર્યાં.

સર્વેનું અભિવાદન પૂરૂં થતાંજ વૃદ્ધ અક્ષપટલિક જે હજુયે ત્યાંજ બેસી રહ્યો હતો, તેણે ઉભા થઈ કહ્યું, "દેવ, બંગદેશમાં થયેલા યુદ્ધ પછી તમારા પ્રજાજનોએ નિયમિત રીતે કર આપ્યો નથી. મેં, વીરેન્દ્રસિંહ અને ધનસુખ એ ત્રણેયે મળીને ગામેગામ

સંદેશા મોકલી આપ્યા છે, અને પ્રજાજનો કર આપવાને કબુલ થશેજ. પાસેના ગામડાંમાંના ઘણા અહિં હાજર છે."

દુર્ગેશની આજ્ઞા થતાંજ, વિધુસેન એક પછી એક પ્રજાજનો તથા ગ્રામ્ય રૈયતને બોલાવવા લાગ્યો, અને તેઓ આવી વીરેન્દ્રસિંહના કહેવા પ્રમાણે પોતપોતાનો કર મૂકી પાછા ગયા. સુવર્ણ, રૌપ્ય અને તામ્ર મુદ્રાને બરાબર જૂદી પાડી ધનસુખ ગણવા લાગ્યો.

એ પ્રમાણે બે પહોર દિવસ નીકળી ગયો. સર્વ દ્રવ્યની ગણત્રી કરી, ૧૨૧૮ સુવર્ણમુદ્રા ૬૫૦ રૌપ્યમુદ્રા અને લગભગ સો–સવાસો તામ્રમુદ્રા હોવાનું ધનસુખે જાહેર કર્યું.

પછી સિંહાસન સામે ઘુટણ ટેકવી ધનસુખે વસ્ત્રમાંથી દુર્ગસ્વામિનીનું પેલું રત્નવલય કાઢયું અને ત્યાં યશોધવલ સમક્ષ મૂકી બે હસ્ત જોડી તે કહેવા લાગ્યો, "દેવ! આ અમૂલ્ય કંકણ વેચી શકવાની શક્તિ મારામાં નથી. એની કિંમત ૫૦ હજાર સુવર્ણમુદ્રાથીયે અધિક છે."

સિંહાસન પરથી ઉઠી ધનસુખને આલિંગન દઈ ગદ્‌ગદ્ સ્વરે યશોધવલે કહ્યું, "ધનસુખ! તારી સઘળી કરામત હું કળી ગયો છું! તમારા સર્વના અનુગ્રહથી મારી પત્નીનું આ વલય વેચાયું નથી એ ખરૂં, પરંતુ તેનું સંરક્ષણ કરવા માટે હું તદ્દન અપાત્ર છું એવી મારી ખાત્રી થઇ છે! ધનસુખ, રોહિતાશ્વદુર્ગના ખજાનચીની પદવી આજ ઘણા દિવસોથી ખાલી છે. રોહિતાશ્વદુર્ગની સ્વામિનીના આ વલય તથા આ દ્રવ્યનું રક્ષણ તુંજ કર અને તારો પગાર એમાંથી કાપી લે. મારી સદ્દગત પત્નીએ મને કહ્યું હતું કે પોતાના પુત્ર યા પૌત્રીના પરિણય પ્રસંગે પોતાની યાદગિરી રૂપે એ વલય તેને આપવું જો કદી કીર્તિધવલની પુત્રીનો વિવાહ થાય, તો તેની દાદીના સ્મરણચિહ્ન તરિકે આ વલય તેને આપજે."

બોલતાં બોલતાં યશોધવલનો કંઠધ્વનિ ગંભિર થતો ગયો હતો અને આ પળે તો તે છેકજ ભરાઇ ગયો! પછી તેણે વિધુસેનને કહ્યું, "વિધુસેન, આ સર્વે લોકોના આહારની વ્યવસ્થા કેવી રીતે થશે?

આ જંગલમાં પૈસા આપતાંયે વસ્તુઓ મળવી મુશ્કેલ છે."

ધનસુખે કહ્યું, "દેવ, અક્ષપટલિક અને વીરેન્દ્રસિંહે મળી એ સઘળી વ્યવસ્થા પહેલેથીજ કરી મૂકી છે."

સર્વેએ ભોજન કર્યા બાદ, યશોધવલદેવે વિધુસેન, સિંહદત્ત, હરિદત્ત વીરેન્દ્રસિંહ અને ધનસુખને પોતાના શયનગૃહમાં બોલાવી તેમને સન્માનપૂર્વક બેસાડી કહ્યું, "જે દિને કીર્તિધવલના સ્વર્ગગમનની વાર્તા મેં સાંભળી ત્યારથી એક ઉન્મત્ત થઇ ગયેલા મનુષ્ય પેઠે મેં મારૂં જીવન વીતાડયું છે. ગઇ કાલે મારી આંખો ઉઘડી, અને જે પ્રમાણે એકાદ ગાંડો મનુષ્ય યોગ્ય ઉપચારોથી શુદ્ધિ પ્રાપ્ત કરે, તે પ્રમાણે અચાનક મને ભાન પ્રાપ્તિ થઈ. દૂર્ગની આસપાસ મારી જે જાગિરજમીન છે, તે કાંઇ એટલી બધી લોભવૃત્તિ પોષક નથી, કે કોઇ સન્માન્ય અને ઉચ્ચ કુળનો તરૂણ મારી પૌત્રીનું પાણિગ્રહણ કરી અહિં આવી રહે. મારા આ અંગમાં જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી તો ગમે તેવા સાધારણ મનુષ્યના હાથમાં મારી લતિકાને હું જવા દેવાનો નથી! ગમે તે ઉપાયે બંગ દેશમાંની આપણી જાગિર આપણે હસ્તગત કરવીજ જોઇએ. મેં પોતે તે માટે પાટલીપુત્ર જઇ સમ્રાટની મુલાકાત લેવાનો નિશ્ચય કર્યો છે. તમે સર્વ તે માટે યોગ્ય વ્યવસ્થા કરો."

મસલતને અંતે એવું ઠરાવવામાં આવ્યું કે વિધુસેને દુર્ગરક્ષક અને ધનસુખે ખજાનચી તરિકે કિલ્લાના સંરક્ષણનું કાર્ય માથે લેવું અને વીરેન્દ્રસિંહે દેવની સાથે પાટલીપુત્ર જવું.

સાયંકાળને સમયે જ્યારે સૂર્યનાં આરક્ત કિરણો કિલ્લાની ટોચને રંગી રહ્યાં હતાં, ત્યારે સઘળા પ્રજાજનો રજા લઇ ગયા. રઘુએ નાનિયાને કહ્યું, "આ ભૂતસેનાએ આવીને તો દાટજ વાળી નાંખ્યો જો! જ્યારે આટલા બધા ખાદ્ય પદાર્થો અહિં મોકલ્યા, ત્યારે વળી અહિં આવીને પાછા માલમસાલા પર હાથ મારવાની તેમને જરૂરજ શું હતી? પોતપોતાને ઘેર સીધા નહોતું બેસી રહેવાતું?"

નાનિયાએ એક સ્મિત કર્યું, "જા મુઆ, ખાઉધરા!" તે બોલી.

## પ્રકરણ ૧૦ મું.

### ભયાનક ભવિષ્ય કથન—ગાંડો કે જ્ઞાની?

વૈશાખમાસ ચાલુ થઈ ગયો છે. દિવસનો પહેલો પ્રહર પસાર થયો ન થયો, એટલામાં તો અંશુમાલિનાં અગ્નિકિરણો પૃથ્વી પર ત્રાસ વર્તાવી મૂકે છે. ભાગીરથીનું વક્ષઃસ્થલ શુભ્ર વાલુકાદયથી ભરપૂર થઇ ગયું છે. તેના મધ્યભાગમાં શતાવધિ મેઘખંડો સૂર્યકિરણમાં પ્રતિબિંબિત થઇ રહ્યાં છે. વાલુકાપ્રદેશની એક બાજુએ થઇને હિમગિરીસુતા સાગરનાથને ભેટવા દોડી જાય છે. તેનો પ્રવાહ બહુજ ક્ષીણ પરંતુ જલ બહુજ સ્વચ્છ છે. આ નાનકડા પ્રવાહના ઉભય બાજુએ આવેલા વાલુકા પ્રદેશના ભિંજાઈ ગયેલા ભાગો કાળી રેખાથી સ્વચ્છ અને શુભ્ર રણોમાં એ કાળી રેખા સુંદર શ્વેત વસ્ત્ર પર શાહીની દોરેલી લિટી જેવી ભાસતી હતી!

એવા પ્રચણ્ડ તાપના સમયે પણ નદી પ્રવાહની બાજુમાંજ આવેલા ભીના રણમાં બેસી બે બાલક અને એક બાલિકા ખેલન કરી રહ્યાં હતાં. એ બાળકોમાંનો જે વયે જરા મોટો હતો, તે પોતાનાં જળથી તરબોળ થઇ ગયેલાં વસ્ત્રો સહિતજ જલપ્રવાહમાં હાથ પગ બોળી રાખી બેઠો બેઠો ભીની રેતીથી એક ઘર બાંધી રહ્યો હતો. તેની પાસેજ બીજો બાળક બેઠો બેઠો એક બીજું ઘર બાંધી રહ્યો હતો; અને એ ઉભયની વચ્ચે બેઠી બેઠી પેલી બાલિકા તેમને તેમનું કાર્ય કરતા નિહાળી રહી હતી. પેલા મોટા બાળકે તો ત્વરાથી, કિલ્લા, બુરજ, કોટ, ખાડી વિગેરે સઘળું તૈયાર કર્યું. પછી તે કિલ્લામાંનું રાજમહાલય બાંધવામાં મશગુલ થઈ ગયો હતો. ભીની રેતી લઈ તે ઝડપ ઝડપ મહાલયનું શિખર બનાવી રહ્યો હતો. તેની કોમલ કરાંગુલિઓમાંથી ભીની રેતી તે પ્રાસાદ પર ધીરે ધીરે પડી શિખર મોટું થતું જતું અને કેટલીક ક્ષણે ભાર અધિક થયો કે તરત તૂટી જતું. બાલિકા એકાગ્ર દૃષ્ટિએ એ સઘળું જોઇ રહી હતી. કોઇક વાર મોટા બાળકનું શિખર ઉંચું થતું તો બીજીજ ક્ષણે નાના બાળકનું શિખર

વધારે ઉન્નત થતું. જેનું શિખર વધુ ઉંચુ થતું તે પેલી બાલાને બૂમ પાડી પોતાની કારિગરી સાનંદ બતાવતો.

સૂર્યનો તાપ ધીમે ધીમે પ્રચણ્ડતર બનતો જતો હતો, છતાં આ ત્રિપુટીનું એ તરફ લક્ષ્ય ન હતું. એ ત્રણે આનંદે પોતાનું ક્રીડન ચલાવી રહ્યાં હતાં. નદીના જલપ્રવાહની ધારે ધારે મલિન વસ્ત્રો—અને તે પણ ફાટેલાં તૂટેલાં, પહેરેલ એક વૃદ્ધ મનુષ્ય તે તરફ આવતો હતો, તેના પ્રતિ તેમનું લક્ષ્ય ન હતું. તે જ્યારે છેક પાસે આવી ઉભો ત્યારે તેના પડછાયાથી બાલિકા એકદમ ચમકી અને પેલા મોટા બાળક પાસે જઇ ઉભી રહી. તેના પાદધ્વનિથી પેલા બાળકનાં કોટ કિલ્લો તદ્દન તૂટી ગયાં. પેલો નાનો છોકરો વિજયાનંદથી ખડખડ હસવા લાગ્યો.

પેલા મોટા બાળકને ઉદ્દેશીને પેલા વૃદ્ધે કહ્યું, " કુમાર ! તું નિરાશ થઇશ માં. આ જન્મમાં નિરાશ થવાનો તને અવકાશજ મળવાનો નથી ! કાળના દારૂણ વજ્રઘાતથી તારાં કેટલાંયે વ્હાલાં આશામંદિરો શિર્ણ વિદિર્ણ થઇ જશે તેની ગણત્રીજ નથી ! "

એ ત્રણે તો અત્યન્ત વિસ્મિત થઇને તે વૃદ્ધના મુખરાહુ તરફ જોવા લાગ્યાં. તેનું મ્હોં તેમને પહેલાં તો બિહામણુંજ લાગ્યું. વૃદ્ધ પોતાનાં ફાટયાં તૂટયાં વસ્ત્રનો એક ભાગ નીચે પાથરી ત્યાંજ બેઠો. કેટલીક ક્ષણે મોટા બાળકે પ્રશ્ન કર્યો, "મને તમે કેવી રીતે ઓળખ્યો ?"

વૃદ્ધે સહાસ્ય કહ્યું, " કુમાર શશાંક ! તને ન ઓળખે એવો મનુષ્ય તો મળવોજ મુશ્કેલ ! તારૂં આ અપ્રતિમ સોનેરી શિરજ તારી ઓળખાણનું એક પહેલું કારણ છે. તારા એવા શિરને લીધેજ ઉત્તરપ્રદેશના ઘણા લોકો તને ઓળખી શકે છે. રણાંગણ પર શત્રુ પક્ષના વીર તારા એ કેશને જોઇનેજ નિશાન તાકશે. તને ઓળખવો એમાં તે શી મોટી વિસાત ! "

ઉન્માદગ્રસ્ત મનુષ્ય જેવું એક હાસ્ય એ વૃદ્ધે કર્યું. એ જોઇ તે બાળકો વધારેજ ચકિત થયાં. બાલિકા તો કુમારને વળગીજ રહી. એટલામાં વૃદ્ધ ઉઠીને એકદમ ઉભો થયો અને તેણે પોતાનાં વસ્ત્રો-

માંથી એક મોરલી કાઢી. પરંતુ એકદમ વળી કાંઇ બીજોજ વિચાર આવ્યાથી તેણે તેને પાછી સંતાડી દીધી. તેણે કહ્યું, " કુમાર, તને કેટલીક વાતો કહેવાનેજ હું આજે આવ્યો છું. પરંતુ તે હું તને અહિં કહીશ નહિ. મારી સાથે આવ."

જાણે જાદુની ભુરકી નાંખી હોય તેમ, કનૈયા કહાનની બંસરીનો મધુરો નાદ સાંભળી વ્રજનાં વત્સો દોડે, તે પ્રમાણે એ ત્રિપુટી તે વૃદ્ધની પાછળ પાછળ ગઇ. અગ્નિ જેટલું તપ્ત થઇ ગયેલું તે વાલુકારણ વટાવી તે વૃદ્ધ જૂના રાજ્યગૃહ આગળના એક ઘાટનાં તૂટેલાં પગથીયાં પર બેઠો અને ત્યાંજ તેની નીચેના પગથીયાં પરજ તે ત્રણ બાળકો બેઠાં. પછી વસ્ત્રમાંથી પોતાની મોરલી કાઢી વૃદ્ધ તે વગાડવા લાગ્યો. વૈશાખ માસની એ અત્યન્ત સંતાપકારક મધ્યાન્હ ઘટિકાએ એ મોરલીનો મીઠો સ્વર ભાગીરથીના પ્રવાહને પેલે પાર જઇ તે તીર કંપાયમાન કરી નાંખતો ભાસ્યો. ભાસ્કરદેવના અગ્નિવર્ષણથી બળી જતું વિશ્વ જાણે એ મીઠા નાદથી ઠંડુ થઇ ગયું ! એ ત્રણ બાળકો મૌન વ્રત ધારણ કરી એ સંગીત સાંભળી રહ્યાં હતાં !

એટલામાં એકાએક સંગીત સ્તંભ્યુ અને તત્ક્ષણ જાણે જગતમાં પ્રસરી રહેલી અપ્રતિમ શાંતિ ભગ્ન થઇ ગઇ હોય તેમ લાગ્યું. વૃદ્ધ ઉઠીને ઉભો થઇ જઇ બોલવા લાગ્યો:—

" કુમાર, ત્રણસો વર્ષ પૂર્વે ગુપ્તવંશમાં તારાજ જેવા સોનેરી શિરવાળો એક રાજકુમાર જન્મ્યો હતો. તારી પેઠેજ, દુર્ભાગ્યે જન્મથી તે જીવન અંત સુધી તેનો કેડો છોડયો નહિ. તારા જેવોજ તે ઉદાત્ત—હૃદય, દયાશીલ અને સામર્થ્યવાન હતો. લુપ્ત થયેલા ગુપ્તગૌરવના પુનરુજ્જીવનાર્થે જેમ તું તારા પ્રાણનું બલિદાન આપશે, તેજ પ્રમાણે તેણેયે કર્યું હતું. તેનું નામ સ્કંદગુપ્ત. ઉત્તર તરફના પ્રદેશના ઘણા લોકો તેને ભૂલી ગયા છે ! પરંતુ તેમાં આશ્ચર્યનું કારણ નથી. કારણ, પાટલીપુત્રના કૃતઘ્ન નાગરિકો પણ સ્કંદગુપ્તનું પુણ્યપ્રદ નામ ભૂલી ગયા છે. પરંતુ એક દિવસ એવો હતો, કે એજ પાટલીપુત્રને માટે સ્કંદગુપ્તે પોતાનું સર્વસ્વ વિનાશચક્રને ચીલે ચઢાવ્યું હતું !

" કુમાર, શશાંક ! સમુદ્રગુપ્તનું નામ સાંભળ્યું છે ? સમુદ્રગુપ્તની આ સમુદ્રથી પેલા સમુદ્ર સુધીના દિગ્વિજયની વાર્તા તેં સાંભળી છે ? કુમારગુપ્તની કહાણી તારે કાને પડી છે ? સ્કંદગુપ્ત કુમારગુપ્તનોજ પુત્ર તારા પિતાના સંકુચિત પ્રદેશમાં જેમ લોકો તારૂં સોનેરી શિર જોઇનેજ તને યુવરાજ તરિકે ઓળખે છે, તેજ પ્રમાણે સ્કંદગુપ્તના પિતાના સામ્રાજ્યમાં તેનું સોનેરી શિર જોઇ એક સમુદ્રથી બીજા સમુદ્ર સુધી અને કૈલાસની ટોચથી કન્યાકુમારી સુધીના લોકો તેને ' કુમાર ' તરીકે ઓળખી કાઢતા ! "

" તારી આસપાસ જે સંકટજાળ અધિકાધિક ઘટ્ટ થઇ તને ઘેરતી જાય છે, તેના કરતાં વધારે જોરાવર દુર્ભાગ્યચક્રના સપાટામાં સ્કંદગુપ્ત સપડાયો હતો. એ દુર્ભાગ્યચક્રને વિનષ્ટ કરવાનો યત્ન તેણે કર્યો. એક દિવસે તુંયે એવોજ યત્ન કરશે. દુર્ભાગ્ય તો ખાઇ પીને તેની પાછળ મંડયું હતું, પરંતુ તે વિષે એ જાણતો નહોતો. તેજ પ્રમાણે મોહ જ્યારે તારી આંખો પર એક પ્રકારનું આચ્છાદન લગાવી દેશે, ત્યારે તનેયે તે જણાવાનું નથી ! તેના ભાઇ, સેવકસ્વજાતિ બંધુઓએજ તેનો વિશ્વાસઘાત કર્યો. વિશ્વાસઘાતથીજ તેના આયુષ્યની શાંતિ નષ્ટ વિનષ્ટ થઇ. તને પણ એજ પ્રમાણે થશે ! સ્કંદગુપ્તનું સુદીર્ઘ આયુષ્ય યુદ્ધવ્યવસાયમાંજ વીતી ગયું. તેની બધીજ આશાઓ નષ્ટ થવાથી ભગ્નહૃદય થઇ તે સદોદિત યુદ્ધમાંજ પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યો !

" કુમાર શશાંક ! તું રાજા તો થશે, પરંતુ તારો માર્ગ હમ્મેશ કંટકોથી ભરેલોજ રહેશે ! તું બિલકુલ સુખી થવાનો નથી. તારો ભાઇ, તારી વાગ્દત્ત પત્ની, અમાત્ય અને તારી પ્રજા સઘળા તારો ત્યાગ કરશે ! સર્વને અકારો અને પારકા જેવો લાગી તું રણાંગણ પરજ તારા આ દેહનો ત્યાગ કરશે ! સ્વદેશમાં પરદેશીઓ સાથે લઢતાં સ્કંદગુપ્તે દેહ છોડી—તું ?—તું પરદેશમાં સ્વદેશીઓ સાથે લઢતાં મૃત્યુ પામશે ! ! ! "

પોતાનો અત્યન્ત ઉચ્ચ બની ગયેલો સ્વર સ્હેજ નમાવી દઇ

વૃદ્ધે પાછું આગળ ચલાવ્યું:—

"કુમાર, શોક કરીશમાં. તું સિંહરાશીમાં જન્મ્યો છે. સિંહ જેવોજ તું વીરબાહુ નીવડશે. દૈવની સમક્ષ નીચો નમીશ માં! અખણ્ડ જન્મમાં દૈવ સાથે જે દારૂણ યુદ્ધ તારે લઢવાનું છે તે માટે તૈયાર થા. આ વૃદ્ધના મોંઢાની વાતો સાંભળી અંતઃપુરનિવાસી કન્યકા પેઠે બ્હી જઇશ માં. પુરૂષયોગ્ય કર્તવ્યશીલતાથી તારો ધર્મ બજાવી એક ડગલું આગળ પ્રગતિમાન થવાનેજ તૈયાર થા!

"શશાંક, જગત્માં કોઇના પર પણ વિશ્વાસ રખે મૂકતો! સર્વ સ્વાર્થ માટેજ આવે છે, પરમાર્થ માટે કોઈ નહિ એ તારા ધ્યાનમાં રાખ. સ્ત્રી અથવા પુત્રની પ્રાપ્તિ તને કદી થનાર નથી—શા માટે તે મને પૂછીશ માં. તારા કાળા ભાઇનો વિશ્વાસ કરીશ માં, ગૌરવર્ણવાળા, પીઠ પર મુંધવાળા કામરૂપના રાજકુમાર પર પણ કદી વિશ્વાસ મૂકીશ નહિ—નહિતો અદૃષ્ટચક્રના દલનમાંથી તારી મુક્તિ આકાશકુસુમ સમાનજ થઇ પડશે!"

વૃદ્ધ સ્હેજ થોભ્યો. કુમાર તો ગાંડા જેવો મૂઢ મુદ્રાએ તેની સામે જોઇ રહ્યો હતો. ફરી પાછું વૃધ્ધે ચલાવ્યું:—

"પરંતુ તારાથી એ થઇ શકવાનું નથી. આ અખિલ વિશ્વમાં જે કોઈથીજ સાધ્ય થયું નથી, તે તારે હાથે પણ અસાધ્યજ રહેશે! તારો ભાઈ તારૂં સિંહાસન ઝુંટવી લેશે. રે! તારી બાલ્યાવસ્થાની સહચરી, તારી સાથે વિવાહ કરવાનો વાઙ્નિશ્ચય થયો હોવા છતાં મોહની જાળમાં સપડાઇ પોતાનું શરીર અન્યને વેચશે! બહુજ સામાન્ય લાલસાને લીધેજ તારો જૂનો વિશ્વાસુ સેવક તારો વિશ્વાસઘાત કરશે! તારા સ્વદેશી ભાઇભાણ્ડુઓ તને પોતાના દેશમાંથી હાંકી કાઢશે અને ઉલટું પરદેશીજનો તને મોટો આગ્રહ કરી બોલાવશે. ગ્રહચક્રના ઝપાટાને વશ થઇ તું તારા સત્યનિષ્ઠ અનુયાયીઓને ઓળખી શકીશ નહિ. અને તેઓ?—તું એમની ઉપેક્ષા કરે, એમને દગો દે, તોયે આ જન્મમાં નિધન પામી બીજા જન્મમાંયે તે તારીજ પાછળ આવશે!"

તે ઉન્માદગ્રસ્ત દીસતા વૃદ્ધનું આ લાંબુ ભાષણ સાંભળી બાલિકા તો ગભરાટ અને બ્હીકને લીધે રૂદનજ કરવા લાગી. પેલો બીજો બાલક પણ એકદમ ડરી ગયો. પરંતુ કુમાર શશાંક બિલ્કુલ ડર્યો યા ગભરાયો નહિ. વૃદ્ધનો ભાષણરથ અટકતાંજ તેણે તેને પૂછ્યું, “ તમે શું બોલો છો, તે હું સમજી શકતો નથી. તમે કોણ છો ? ”

કુમારનો આ પ્રશ્ન સાંભળી તે વૃદ્ધ ખડખડ હસવા લાગ્યો. અને પછી ઉન્માદવશ થયેલા એકાદ ગાંડા–ચક્રમ પેઠે નાચવા લાગ્યો. બાલિકાએ તો મુક્તકણ્ઠે રડવું આરંભ્યું હતું. માધવગુપ્ત પણ બ્હીને આક્રંદ કરવા લાગ્યો. હવે શશાંક ભયથી બે ડગલાં પાછળ હઠ્યો.

વૃદ્ધ તો ખડખડ હસતાં, નાચતો બોલ્યો, “ હું કોણ છું તે પૂછ લલ્લને–વૃદ્ધ કોળી વીરને, પૂછ યશોધવલને–રોહિતાશ્વદુર્ગમહાનાયકને, પૂછ તારા પિતા મહાસેનગુપ્તને–લુપ્તકીર્તિ ગુપ્તવંશના સમ્રાટને !!! પૂછ કે શત્રુસેન કોણ ? કહે કે શત્રુસેન મને આ પ્રમાણે કહી ગયો. હું જે કાંઇ બોલુંછું તે તું કેવી રીતે સમજે ? જો તું સમજે તો તો અદૃષ્ટચક્રને ખાળવાનો યત્ન તું કરે. જ્યારે તું મારૂં કથન સ્પષ્ટ સમજશે, ત્યારે હું તને પુનઃ દર્શન દઇશ ! ”

વૃદ્ધની આ શબ્દો કહેવાની પદ્ધતિ, તેનો હસ્તવિક્ષેપ વગેરે એવાં તો વિચિત્ર હતાં, કે તેને ઉન્માદગ્રસ્ત માની લેવામાં કોઇ પણ પ્રકારનો બાધ આવે તેમ ન હતું. આટલું બોલી તેણે પુનઃ પોતાનું નૃત્ય શરૂ કર્યું. કેટલીક ક્ષણે તેણે પોતાના વસ્ત્રમાંથી એક ચકચકિત તીક્ષ્ણ લોહશસ્ત્ર કાઢયું. તેને જોતાંજ ભયથી શશાંક બે ડગલાં વધારે પાછળ હઠ્યો. એ વૃદ્ધ તો એક ભયંકર વ્યકિત હતી ! “ શશાંક, તું મારો શત્રુ છે ! મારા ધર્મનો તું કટ્ટો દુશ્મન છે ! મને એવી ઉત્કટ ઇચ્છા થાય છે કે તારો હૃતપિંડ કાપી લઈ તારી છાતીમાંના રક્તનું પાન કરવું ! પરંતુ હું તેમ કરી શકતો નથી–શા માટે, તે તને ખબર છે ? જે ભાગ્યચક્રના આંટામાં તું ભેરવાય છે, તેજ ભાગ્યચક્રમાં હુંયે અટવાયેલો છું ! ”

એટલામાં એક નાનકડી નૌકા આવી ઘાટની સામે દૂર નદીને

તીરે ઉભી. તેમાંથી બે વૃદ્ધ એક તરૂણ અને એક બાલિકા એટલી વ્યક્તિઓ ઉતરી. શશાંક, ચિત્રા, તથા માધવગુપ્તે એમને કાંઇ જોયાં નહિ પરંતુ પેલા ગાંડાએ તેમને જોયાં. તેઓ ધીરે ધીરે પાસે આવે છે, એવું જોઇ તેણે કહ્યું, " કુમાર, જો હું હમણાં નાસી જાઉં છું. હવે હું અહિં રહી શકું તેમ નથી, કારણ બીજા અનેક લોકો અહિં આવે છે. શશાંક, આગળ ઉપર જ્યારે દારૂણ મર્મયાતનાથી તું તરફડી રહ્યો હશે, ત્યારે તને મારૂં દર્શન થશે ! "

એમ કહી વૃધ્ધે પાસેના એક પિંપળવૃક્ષની ડાળી એક આંચકે તોડી લીધી અને તેનો ઘોડો કરી–તે પર સવાર થઇ કૂદતો નાચતો તે પેલી ત્રિપુટીની દૃષ્ટિમર્યાદામાંથી લુપ્ત થઇ ગયો. શશાંક, માધવગુપ્ત, અને ચિત્રા તો આશ્ચર્ય અને ભયને લીધે સ્તંભિત થઇ કાષ્ટની પ્રતિમા પેરે અટલ નિશ્ચલતાથી ત્યાંને ત્યાંજ ઉભાં રહ્યાં !

નૌકામાંથી ઉતરેલી વ્યક્તિઓ બહાર નીકળી ઘાટ પાસેજ ઉભી રહી. તેમાંના વૃધ્ધે તરૂણને કહ્યું, " મને લાગે છે કે રાજ્યગૃહનો ઘાટ આજ હશે. પણ ભાઈ હું ગયાં વીશ વર્ષમાં એક પણ વાર પાટલીપુત્ર આવ્યો નથી. વીરેન્દ્ર ! જોને તું કોઇ હોય તો તેને માર્ગ પૂછી લાવ. "

વીરેન્દ્ર આમતેમ જોઇ બોલ્યો, " દેવ ! ઘાટ પર તો કોઇએ દેખાતું નથી. "

વૃધ્ધે પોતાની ક્ષીણતેજ આંખોથી ઉંચુ જોઇ કહ્યું, " તને નથી લાગતું કે ઉપલાં પગથીયાં પર કોઇ ઉભું છે ? "

ઉપર આવતાંજ ત્યાં ઉભેલાં ત્રણ બાળકો વીરેન્દ્રની દૃષ્ટિએ પડયાં. તેણે તેમને પૂછયું, " રાજ્યગૃહનો ઘાટ આજ કે ? "

વૃદ્ધ–પેલો ગાંડાઘેલો ભાસતો ડોસો જે તરફ ગયો હતો તે તરફ શશાંક શૂન્યદૃષ્ટિથી નિહાળી રહ્યો હતો. વીરેન્દ્રનો પ્રશ્ન કાને આવી અથડાતાંજ તેણે પોતાની નજર ફેરવી. પરંતુ તેના પ્રશ્નનો ભાવ યા હેતુ લક્ષ્યમાં આવ્યો ન હોવાથી, તેણે પ્રશ્ન કર્યો, " કેમ, તમે શું પૂછયું ? "

વીરેન્દ્રે સ્હેજ કંટાળો ચઢ્યા સરખું મ્હોં કરી કહ્યું, "અલ્યા, તું બ્હેરો તો નથી ને? મેં તો પૂછ્યું, કે રાજ્યગૃહ ઘાટ આજ કે?"

પ્રશ્નનો સીધો ઉત્તર ન આપતાં શશાંક વીરેન્દ્રને સામો પ્રશ્ન કર્યો, "પણ તમે કોણ છો, અને કયાંથી આવો છો?"

આ પ્રશ્નથી વીરેન્દ્રને અધિક ક્રોધ ચઢયો અને તે કહેવા લાગ્યો, "અરે બાપુ, તારા એ સવાલોનો જવાબ દેવાનો વખત કોને છે? રાજ્યગૃહનો ઘાટ કયો, તે મને કહે એટલે થયું."

શશાંકે ઉત્તર આપ્યો, "રાજ્યગૃહનો ઘાટ તો આજ. પરંતુ સામાન્ય માણસો અહિંથી જઈ શકતા નથી."

"પણ ભાઈ, અહિંથી જવા, નહિ જવા માટે તને પૂછ્યું કોણે?" એમ સાવેશ બોલી વીરેન્દ્ર પેલા વૃદ્ધ પાસે પાછો આવ્યો અને કહેવા લાગ્યો, "દેવ, આજ રાજ્યગૃહનો ઘાટ; પણ જૂઓ તો ખરા, આ ઉપર એક છોકરો ઉભો છે તે તો જાણે પોતે રાજકુંવર ન હોય તેમજ રોફ બજાવે છે. તે કહે છે, કે અહિંથી સાધારણ લોકોને જવાની બંધી છે!"

યશોધવલદેવે સસ્મિતવદને તેને કહ્યું, "વીરેન્દ્ર, એ વાત તો તને એણે સત્યજ કહી છે."

"ત્યારે શું આપણે બીજા માર્ગે પાછા જઈશું?"

યશોધવલદેવે કહ્યું, "ના. હું આ માર્ગેજ જઈશ. વિશિષ્ટ અમાત્ય અને સમ્રાટના કુટુંબના મનુષ્યો શિવાય બીજાું કોઇ આ ગંગાઘાટ વાપરી શકતું નથી. તેનું કારણ એ છે કે અહિં પરદેનશીન રમણીઓ ગંગાસ્નાન કરવા માટે આવે છે. મને લાગે છે કે તેથીજ એ બાલકે તને એ પ્રમાણે કહ્યું. પરંતુ ચાલ તો ખરો, મને કોઇ અટકાવવાનું નથી."

સઘળાં પગથીયાં ચઢી ઘાટ ઉપર આવી લાગ્યાં. એક બાલક, જાણે પોતાને અટકાવવાનેજ ઉભો ન હોય, તેમ રસ્તાના મધ્યભાગે ઉભો રહ્યો છે, એવું યશોધવલદેવને દેખાયું. બીજાં એક બાલક અને બાલિકા તેની પાસેજ બેસી રહ્યાં છે.

બાલકે પૂછ્યું, " તમે કોણ છો ? "

યશોધવલદેવે હસીને કહ્યું, " હું રોહિતાશ્વકિલ્લાનો દુર્ગેશ છું. મારૂં નામ યશોધવલ. "

" તમે ક્યાં જાઓ છો ? "

" સમ્રાટની મુલાકાત માટે, રાજ્યગૃહમાં. "

શશાંકે કહ્યું, " તમને ખબર નથી શું, કે આ માર્ગે સામાન્ય લોકો જઇ શકતા નથી ? તમો અહિંથી ફરી દક્ષિણ કોટ તરફ જાઓ. તે રસ્તેથી તમે રાજ્યગૃહમાં પ્રવેશ કરી શકશો. "

વીરેન્દ્રે પૂછ્યું, " અને અમે આ રસ્તે જઇએ તો આપ નામદાર અમને અટકાવશો કેમ ? "

કુમારે હસીને કહ્યું, " તમે જઈ જઈને જશો ક્યાં સુધી ? ગંગાદ્વાર પાસેના દ્વારપાલોજ તમને પાછા ફેરવશે. તે સમયે તમારે આ ઘાટ પર પાછા આવીને નૌકામાંજ પાછા ફરવું પડશે. કારણ કે, આ સ્થળેથી નદીના માર્ગ શિવાય શહેરમાં જવાનો બીજો રસ્તોજ નથી. "

યશોધવલદેવે કહ્યું, " બેટા, હું કાંઇ મગધ સામ્રાજ્યનો તદ્દન સામાન્ય મનુષ્ય નથી. સૈન્યમાં મને ' મહાનાયક 'ની પદવી છે અને રાજદરબારમાં હું ' યુવરાજ ભટ્ટારક પાદીય ' છું આથી ફક્ત અંતઃપુર શિવાય રાજ્યગૃહમાં કોઇ પણ સ્થળે જવાનો મને સંપૂર્ણ અધિકાર છે. "

શશાંક ચકિત, વિકસિત નેત્રોએ બોલ્યો, " તમે ? તમે—મહાનાયક ? યુવરાજ ભટ્ટારક ? "

યશોધવલ એક ખેદપૂર્ણ હાસ્ય કરી બોલ્યો, " બેટા, તને એમાં કાંઇ નવાઇ જેવું લાગે છે ? "

શશાંકે કહ્યું, " મારા આખા જીવનમાં મેં કોઇ મહાનાયક યા તો યુવરાજ ભટ્ટારકપાદીયને આ પ્રમાણે રાજ્યગૃહમાં આવતાં દીઠો નથી ! તે જ્યારે આવે છે, ત્યારે સેંકડો પદાતિઓ અને ઘોડે સવારો તેની સાથે હોય છે ! તેના આગમનના સમાચાર સાંભળતાંજ

નાગરિકો રસ્તો છોડી નાસી જાય છે ! સામ્રાજ્યના કોઈ પણ યુવરાજ ભટ્ટારકપાદીયને મેં પગે ચાલતો દીઠો નથી ! "

યશોધવલદેવે પૂછ્યું, " તું કોણ છે ? "

શશાંકે કહ્યું, " સમ્રાટનો પાટવી કુંવર. મારૂં નામ શશાંક."

શશાંકના આ શબ્દો કાને પડતાંજ યશોધવલદેવે પોતાની તલ્વાર મ્યાન કરી તેની અણિ પોતાના શ્વેત કેશને લગાડી. તે વેળાયે વીર પુરૂષોએ એવીજ અભિવાદન પદ્ધતિ ગ્રહણ કરી હતી.

અભિવાદન કરી યશોધવલદેવે કહ્યું, " યુવરાજ, હું ઘણાં વર્ષો થયાં પાટલીપુત્ર આવ્યો નથી, તેથી હું તમને ઓળખી શક્યો નહિ. મારા અપરાધથી ખોટું લગાડશો માં. પહેલાં હું જ્યારે રાજદરબારમાં આવતો, ત્યારે તમારો જન્મ પણ થયો ન હતો. તે સમયે તમારા પિતરાઇ ભાઇ દેવગુપ્તનેજ અમે સામ્રાજ્યના ભાવી અધિકારી ધારતા હતા. યુવરાજ ! સામ્રાજ્યના બીજા મહાનાયકો પાસે જે સમૃદ્ધિ છે, તે મારી પાસે નથી, માટેજ હું સમ્રાટ પાસે જાઉં છું. "

શશાંક મૌનપણે યશોધવલદેવની ઉંચી ભવ્ય મૂર્તિ અને તે પર પડેલાં અસંખ્ય શસ્ત્રાઘાતનાં ચિહ્નો તરફ નિર્નિમેષ દૃષ્ટિએ જોઈ રહ્યો હતો. યશોધવલદેવનું બોલવું પૂરૂં થતાંજ તેણે કહ્યું, " ચાલો, આવો મારી સાથે. "

## પ્રકરણ ૧૧ મું.

## ભેદભર્યો ભિક્ષુક !

આપણી નવલકથાને સમયે પાટલીપુત્ર શહેરની બહાર ઘણા લોકો રહેતા. જૂના શહેરની આસપાસ કોટ હોવાથી જગા મર્યાદિત હતી અને તેથી પુષ્કળ વર્ષો થયાં લોકોને અંદર રહેવાનાં સ્થળ માટે ફાંફાં પડતાં. આથી શહેરમાં ગરીબ કારીગર પ્રજા બહુધા કોટની બહારજ રહેતી હતી. શહેરના કોટની પૂર્વ અને દક્ષિણ હદો પર કેટલાક કસ્બાઓ તથા ગામડાંઓ વસ્યાં હતાં, અને પાટલીપુત્રના

નાગરિકોએ એ સર્વને 'ઉપનગર' એવું સામાન્ય નામ આપ્યું હતું. શહેરની ઉત્તર તથા પશ્ચિમ બાજુએ ભાગીરથી તથા શોણના સલિલ-સ્રોત ખળખળ વહ્યા જતા હતા, છતાંયે શહેરને સામે પાર રહેનાર લોકોનીયે ખોટ ન હતી. સ્હવારે ઉઠી પોતપોતાના ગુજરાન માટે ચાલુ કામધંધા પર તેઓ શહેરમાં આવતા, અને સાયંકાળે પાછા પોતાને ગામડે જતા.

આવા એક નાનકડા ઉપનગર સાથે પ્રસ્તુત પરિચ્છેદને સંબંધ છે.

દક્ષિણ બાજુના એક નાનકડા ઉપનગરમાં એક જીર્ણ તૂટી ગયેલા મંદિરની સામે ખેતરમાંના ઘાસ પર બેસી કેટલાક બૌદ્ધ ભિક્ષુઓ ગપ્પાં મારી રહ્યા હતા. મંદિરના પાછલા ભાગમાં કેટલાંક જંગલી ઝાડોથી ભરપૂર એક ઉપવન હતું; પરંતુ તેમાં સ્થળે સ્થળે કોઇ કોઇ મોટો-ઉંચો પત્થર-સ્તંભ દેખાઇ આવતો. પ્રાચીન કાળમાં એ સ્થળે એક મોટું પત્થરનું બાંધેલું બૌદ્ધ મંદિર હતું. કાળપ્રભાવે તે પડી ગયું અને ભિક્ષુઓએ તેની પાસેજ એક નાનકડું દેવાલય બાંધી તેમાં મૂર્તિની સ્થાપના કરી. ખેતરમાં બેઠેલા ભિક્ષુઓ તરૂણ હતા, અને તેમણે થોડાજ સમય અગાઉ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યો હોવો જોઇએ એવું દેખાતું હતું. ધર્મને માટેજ પોતાના ઘરબારનો જેણે ત્યાગ કર્યો છે એવા ભિક્ષુને છાજતી ગંભિરતા હજુ તેમનામાં આવી હોય એમ દેખાતું ન હતું.

એ તરૂણ ભિક્ષુઓમાં એક પ્રૌઢ વયનો ભિક્ષુ પણ બેઠો હતો. તેમની વચ્ચે વયનો મોટો તફાવત હોવા છતાં બીજા ભિક્ષુઓ સાથે હાસ્યપરિહાસ અને ઠઠ્ઠામશ્કરી કરવાના કામમાં તે બહુજ ખિલ્યો હોય એમ દેખાતું હતું ! એ ભિક્ષુઓથી કેટલેક છેટે એક યુવાન ભિક્ષુ બેઠો બેઠો પોતાના મનમાં કંઇક ગૂઢ વિચાર કરી રહ્યો હતો. પોતાના સમોવડા સ્હેજ દૂર બેઠેલા ભિક્ષુઓનો પ્રચંડ હાસ્યધ્વનિ તેને સંભળાતોયે ન હોય એવું તેની મુખમુદ્રા કહી આપતી હતી. પેલા ભિક્ષુઓ, આ જૂદા બેઠેલા ભિક્ષુને ઉદ્દેશીને આપસઆપસમાં વાતો કરતા, તેની મશ્કરી કરતા અને પછી ગગનને પણ ધ્રૂજાવી નાંખે એવો ભયંકર

હાસ્યધ્વનિ કરતા. પરંતુ જે વ્યક્તિ પર એ તિરસ્કાર અને ઉપહાસનો વરસાદ તેઓ વર્ષાવી રહ્યા હતા, તે તો તેઓના તરફ તલમાત્ર પણ લક્ષ્ય આપતી ન હતી !

આ પ્રમાણે ગમ્મત ચાલી રહી હતી, એટલામાં ત્યાં એક તરૂણ યુવતી આવી લાગી. તેને જોતાંજ ભિક્ષુઓએ પોતાનું હસવાનું થોડી વાર મુલતવી રાખ્યું. એક તરૂણ ભિક્ષુએ તો પેલા વૃદ્ધની તરફ અંગુલિનિર્દેશ કરી કહ્યું, "આચાર્ય, મને તો લાગે છે કે આ તરૂણી તમનેજ શોધે છે !"

બીજો ભિક્ષુ હસતાં હસતાં તરતજ બોલી ઉઠ્યો, "અલ્યા તું ગાંડોબાંડો તો નથી થયો ? આચાર્ય તો હવે વૃદ્ધ થયા છે. તરૂણ સ્ત્રી જાતેજ ઘરડા ડોસાની શોધમાં આવે એ કાંઈ શક્ય છે ખરૂં ?"

પહેલા ભિક્ષુનું કહેવું સાંભળી પેલા ડોસાને પુષ્કળ હર્ષ થયો હતો. તેના ચ્હેરા પર સ્મિતહાસ્યની રેખાઓ સ્પષ્ટ ભાસવા લાગી હતી. એટલામાં તો પેલા બીજા ભિક્ષુના શબ્દો સાંભળી તેની એ હાસ્યરેખાઓ ત્યાંની ત્યાંજ અદૃશ્ય થઇ ગઇ ! તે રાતોપીળો થઈ ગયો, અને મોટેથી બ્રાંટા પાડવા લાગ્યો, "શું...? તું મને ઘરડો ડોસો કહે છે ? અને તેયે એક સ્ત્રીના દેખતાં ? ઉભો રહે હું તને પૂરોજ કરી નાખું છું."

તેની આ ભીષણ સિંહગર્જના (!) સાંભળીને પહેલો ભિક્ષુ કિંચિત્ હાસ્ય કરીને કહેવા લાગ્યો, "આચાર્ય, એ અમારી ભૂલ તો થઇ ખરી, પરંતુ તે દિવસે સંઘસ્થવીર અમને કહેતા હતા, કે આચાર્ય કેશાનંદ હવે વૃદ્ધ થયા છે. તરૂણ ભિક્ષુઓને શિખવવાને-રસ્તેસર લાવવાને એવાજ માણસોની જરૂર પડે છે. વળી ઘરડા-"

પેલો વૃદ્ધ ભિક્ષુ એકદમ બૂમ પાડી ઉઠ્યો, "તારો બાપ ઘરડો ! તારો દાદો ઘરડો ! એક તો ગાંડો તો ગાંડો, પણ તુંયે સાથે ગંડુસ બન્યો છે કે શું ? ઉભા રહો, તમને બધાને હું હાલને હાલ ઠાર કરી નાખું છું !—"

એમ બોલી ભયંકર મદોન્મત્ત હાથીની પેઠે એ ડોસો પેલા બે

ભિક્ષુઓ પર એકદમ હુમલો કરવા દોડ્યો. પરંતુ બધાએ મળી તેને ઝાલ્યો, અને તેને બેસાડી દેવાનો યત્ન કર્યો. કેમે કર્યો એ ડોસો નીચેજ ન બેસે! તેનું મગજ ચક્રમ થઈ જઈ તે પાછો ઉઠવાનો યત્ન કરવા લાગ્યો. પરંતુ સઘળાએ મળી બહુજ મોટો યત્ન કરી મહાકષ્ટે તેને શાંત કર્યો. આખરે સઘળા તરૂણ ભિક્ષુઓએ તદ્દન સ્પષ્ટ રીતે કબુલ કર્યું, કે "અમે તમારા કરતાં મોટા છીએ—ઘરડા છીએ!"

"હાસ્તો, આચાર્ય દેશાનન્દ તો હજુ તરૂણજ છે. એમને અધ્ય-યન અને અભ્યાસ પર અસાધારણ પ્રેમ હોવાથી અને તે માટે તેઓ ઘણીજ ભારે મહેનત લેતા હોવાથી તેમના વાળ સ્હેજ ધોળા થયા છે એટલુંજ!"

આવું ભિક્ષુઓએ એકે મતે કબુલ કર્યું.

જે તરૂણીને લીધે આ ભિક્ષુઓ વચ્ચે મહાન રણસંગ્રામ જામ-વાની તૈયારી થઇ હતી, તે તરૂણી ખરેખર બહુજ લાવણ્યમયી હતી. તેનો પહેરવેશ જોતાંજ તે ઉચ્ચ કુળની અને ઘણું કરી કોઇ મોટા ધનાઢ્ય નાગરિકના ઘરની દાસી હોવી જોઇએ, એવું તત્ક્ષણ અનુ-માન બંધાતું હતું. ભિક્ષુઓમાં તોફાન મચેલું જોઇ તે મૌનપણે એક બાજુએ ઉભી રહી હતી; પરંતુ કેટલીક ક્ષણે ત્યાં શાંતિ થતાંજ તે કાંઇને કાંઇક પૂછવા માટે આગળ આવી. એટલામાં આચાર્ય મહાશ-યજ તેને અટકાવી પૂછ્યું, "તું મારીજ શોધ કરે છે કે? મારૂંજ કામ છે કે?"

તે તરૂણી સ્હેજ હસીને બોલી, "ના, ના. ભિક્ષુ જીનાનંદ અહિંજ રહે છે કે?"

તે સ્ત્રીનો એ જવાબ સાંભળી આપણા આચાર્યજીની તો કમ્મ-રજ ભાંગી ગઇ! બિચારો એકદમ ભમાશ થઈ ગયો! તરૂણીએ ફરી પ્રશ્ન કર્યો, "ભિક્ષુ જીનાનંદ અહિં છે કે?"

તોગે આચાર્ય ઉત્તરજ શાનો આપે? આખરે, પડોશમાંજ ઉભેલા એક યુવાને ઉત્તર આપ્યો, "હા. છે."

આ ઉત્તર સાંભળવાથી તેને એકદમ હર્ષ થયો હોય તેમ હાસ્યની સ્પષ્ટ આરક્ત છાયાથી તે તરૂણીનો મુખચંદ્ર વધુ સુંદર બન્યો. તેણે સોત્કંઠ પૂછ્યું, “ મહારાજ, જરા કૃપા કરો તેને અહિં બોલાવશો ?”

“ શા માટે ? ”

તરૂણી સ્હેજ મૌન રહી પળ પછી બોલી, “ મારે તેમની સાથે જરા અગત્યનું કામ છે. ”

“ શું કામ છે, તે મને કહેશો ? ”

“ હું આપને તે કહી શકું એમ નથી. મારા સ્વામિએ મને સ્પષ્ટ શબ્દોમાં આજ્ઞા આપેલી છે, કે એ વાર્તા પાંચમે કાને પડવી ન જોઇએ. માટે હું તે તો—” તે તરૂણી ખેદનાં ચિહ્નો પોતાની મુખમુદ્રા પર વ્યક્ત કરતાં બોલી; એટલામાં તો તેને અટકાવી પેલા તરૂણ ભિક્ષુએ કહ્યું, “ અમારા સંઘારામમાં કોઈ પણ તરૂણ ભિક્ષુ કોઇ પણ તરૂણી સાથે એકાન્ત મેળાપ કરી શકે નહિ એવો સખ્ત કાયદો છે. માટે તમારાથી તેમ કરી શકાશે નહિ.

પેલી તરૂણી જરા વિચારમાં પડી. પછી તેણે કહ્યું, “ પણ મારે કાંઇ જીનાનંદજી સાથે એકાન્તમાં મેળાપ કરવો નથી.”

“ત્યારે તમારે તેને ગુપ્ત વાર્તા કહેવી છે તે કેવી રીતે કહેશો ?”

“ મારી પાસે એક પત્ર છે તે—”

“ મને એ પત્ર આપો. ”

તરૂણી બે ડગલાં પાછી હઠી બોલી, “ મને ક્ષમા કરો. મને મારા સ્વામિએ ચોકખું કહ્યું છે કે જીનાનંદભિક્ષુ શિવાય આ પત્ર કોઇ બીજાને નજ મળવો જોઇએ. ”

તે ભિક્ષુ કિંચિત હાસ્ય કરી બોલ્યો, “ પણ સંઘારામમાં વસતા આટલા બધા ભિક્ષુઓમાંથી તમે જીનાનંદને ઓળખી કેમ શકશો ? ”

“ હું તેમને તરતજ ઓળખી કાઢીશ. તે વિષે બિલકુલ ચિન્તા રાખવાનું કારણ નથી. મારી પાસે એક સંકેત ચિહ્ન છે. ”

એટલામાં પાછળના એક ભિક્ષુએ મોટેથી બૂમ પાડી, “ અલ્યા જીનાનંદ ! એ જીનાનંદ ! અલ્યા બ્હેરો થયો છે કે શું ? એ જીના-

નંદજી મહારાજ ! કાંઇ સમાધિ તો નથી ચઢાવી બેઠા ? ”

અન્ય ભિક્ષુઓથી દૂર બેસીને જે એક તરૂણ ભિક્ષુ તદ્દન એકાગ્ર ચિત્તથી કંઇક ચિંતવન કરી રહ્યો હતો, તેણે હવે પોતાનું મસ્તક ઉંચું કરીને જોયું. બીજા ભિક્ષુએ તેને કહ્યું. “ અલ્યા આ તરૂણી તને મળવા ઇચ્છે છે: તને તો કાંઇ સંભળાતું હોય એમ પણ લાગતું નથી. બાપડી વિષે હમણાં જે અહિં ગમ્મતનો મહાસાગર ઉછળ્યો કે બસ–” એમ કહી તે ખડખડ હસી પડયો.

જ્ઞાનાનંદે એ ભિક્ષુને કાંઇજ જવાબ આપ્યો નહિ. તે તરૂણ સ્ત્રી તરફ તેની દૃષ્ટિ પડતાંજ, તે તરત ત્યાં ગયો અને ઉત્સુક વદને પૂછવા લાગ્યો, “ તરલે, અલી તું અહિં આવી ક્યારે ? કહે શું સમાચાર છે ? જલદી કહે. ”

તે તરૂણી કેટલીક ક્ષણ સુધી જ્ઞાનાનંદના કેશહીન મુખ તરફ ટગરટગર જોઇ રહી. પછી તરતજ પ્રણામ કરી કહેવા લાગી, “ મહારાજ, આ નવિન અદ્‌ભૂત વેશમાં હું તમને ઓળખી શકી નહિ. સમાચાર આપવા તો છે પણ અહિં બેઠેલા આ બધા ભિક્ષુઓ મહા તોફાની અને મસ્તીખોર દેખાય છે. આવો એક બાજુ. ” એમ કહી તે મંદિરની પાછળ આવેલી ઘોર વૃક્ષ ઘટામાં પેઠી. પેલો તરૂણ ભિક્ષુ જ્ઞાનાનંદ પણ તેની પાછળ પાછળ ગયો.

આપણા વૃદ્ધ દેશાનંદજી મહારાજ, ( પ્રસ્તુત નવલકથામાં આચાર્ય મહાશય એક રસિક અને મોદક ભાગ ભજવવાના છે એમ વાચકોએ લક્ષ્યમાં રાખવું ) આટલો સમય સ્તબ્ધજ બેસી રહ્યા હતા. જ્ઞાનાનંદ અને તરલા પેલી વૃક્ષઘટામાં પેસી દૃષ્ટિ મર્યાદામાંથી લુપ્ત થયાં કે તરતજ કૂદકો મારી તે ઉઠયા અને પેલાં બંનેની પાછળ પાછળ જવા લાગ્યા. તેનું આ વર્તન જોઇ પેલા તરૂણ ભિક્ષુઓ ખડખડ હસવા લાગ્યા. પરંતુ તેમના હાસ્ય તરફ દુર્લક્ષ્ય કરી દેશાનંદે તેમને ઉદ્દેશીને કહ્યું, “ હજુયે તમે તો ઘોડીયામાંના દુધમલ બાળક છો ! સ્ત્રી ચારિત્ર્યનું મહાત્મ્ય તમે બચ્ચાંઓ કેવી રીતે જાણો ? કુમાર્ગે જવા ઇચ્છતા આ ભિક્ષુને ઠેકાણે આણવાનો યત્ન કરવાજ હું તેમની

પાછળ જાઉંછું. સમજ્યા ?"

દેશાનંદનું આ અત્યંત ઉદ્દેશમય (!) વિલક્ષણ ભાષણ સાંભળીને પેલા ભિક્ષુઓ ખૂબ હસવા લાગ્યા. હસતાં હસતાં તેમનું પેટ દુખવા આવ્યું! પરંતુ અડગ વીર આચાર્ય દેશાનંદ! વળી એ તે એમના જેવાઓના હાસ્ય પર લક્ષ્ય આપે? વાઘની પેઠે ધીમે પગલે ઝાડોમાં લપાતો છુપાતો તેતો પોતાની આગળ ગયેલાં તરૂણી–તરૂણની પાછળ ગયો.

દેશાનંદ પણ એ પ્રમાણે દૃષ્ટિ બહાર જતાં એક ભિક્ષુ બોલ્યો, "પણ આ જ્ઞાનાનંદ છે કોણ, ને તમે કોઈ જાણોછો ?"

બીજા ભિક્ષુએ કહ્યું, "ભાઈ, દેખાવમાં તો એ રાજપુત્ર જેવો શોભાયમાન છે ખરો! ગમે તેમ પણ એ કોઇ મહાન ધનાઢ્ય–શ્રીમંતના ઘરનું રત્ન છે એમાં તો સંશય નથીજ."

પહેલા ભિક્ષુએ જવાબ દીધો, "કહો ના કહો પણ એ જ્ઞાનાનંદ વિષે કાંઇક વિલક્ષણ ગૂઢ રહસ્ય છે એમ મને તો લાગે છે, પણ એ રહસ્યનો કાંઇ ચોક્કસ ખુલાસો થતો નથી."

"કેમ? જ્ઞાનાનંદનું તે વળી એવું શું રહસ્ય છે?"

"એટલે? શું તને ખબર નથી? સંઘસ્થવીરે તને એ બાબતમાં કાંઈજ કહ્યું નથી કે શું?"

"નારે ભાઈ, મને તો કાંઇએ કહ્યું નથી."

પહેલા ભિક્ષુએ કહ્યું, "મને લાગે છે કે તું તે દિવસે બીજી તરફ ગયો હતો. જે દિવસે આ જ્ઞાનાનંદ આપણા સંઘારામમાં આવ્યો તે દિવસે સંઘસ્થવીર અમને સઘળાને એક બાજુ લઈ જઈ કહેવા લાગ્યા, "આ જ્ઞાનાનંદને તમે કોઈ તમારી દૃષ્ટિ આડે જવા દેશો નહિ." આ પ્રમાણે આપણા ચિત્તને વિલક્ષણ ભ્રાન્તિ તથા સંશયમાં નાંખનારી આજ્ઞા તેણે આપી. ઉપરાંત રાત્રેયે તેની ઓરડીની બહાર બે ભિક્ષુઓ ઉંઘતા પડી રહે છે. પુષ્કળ ભિક્ષુઓ મારા જોતજોતામાં આ મઠમાં આવ્યા પરંતુ સંઘસ્થ એવું મને યાદ નથી. એ શું ગૂઢ રહસ્ય હશે?"

બીજા ભિક્ષુએ હસીને કહ્યું, "મને લાગે છે કે આપણા આ સંઘને જીનાનંદ રૂપી મોટો શિકાર મળ્યો છે. હાલમાં સંઘારામની સ્થિતિ બહુ વિકટ થઈ પડેલી છે, એટલે એવા ભિક્ષુઓનું મૂલ્ય ઘણુંજ વધે એમાં કાંઇ ઝાઝી નવાઈ નથી."

"તે તો ખુલ્લુંજ છે; પરંતુ તમારી આ હકીકતથી કાંઇ જીનાનંદનું પોતાનું શું ગૂઢ રહસ્ય છે તેનો ખુલાસો થયો? આટલી ટુંક મુદતમાં તેના પર ત્રણ તો પત્રો આવ્યા!"

પુષ્પોના બનાવેલા એક શ્યામવર્ણ ભાસતા બિછાના પર એક ભિક્ષુ પડયો હતો, તે એકદમ ઉઠી બેઠો થયો અને કહેવા લાગ્યો, "અરે અરે સાવધ થાઓ પેલા વજ્રાચાર્ય આવતા દેખાય છે."

તેની આ ચેતવણી કાને પડતાંજ સઘળા ઉઠીને ઉભા થઇ ગયા. કેટલીક ક્ષણે એક વૃક્ષશાખા પોતાના સ્કંધ પર ટંગાવી છે, અને મેલાં ઘેલાં ફાટયાં તુટયાં વસ્ત્રો જેમ તેમ પોતાના શરીર પર પહેર્યા છે, એવા વેશવાળો એક વૃદ્ધ ભિક્ષુ મંદિર આગળ આવ્યો. તેને જોતાંજ સઘળા ભિક્ષુઓએ તેને નીચા નમીને પ્રણામ કર્યા. એ વૃદ્ધને પ્રિય પાઠકો! આપણે એકવાર જોયો છે. ભાગીરથીના તીરપ્રદેશ પર કુમાર શશાંકને તેના ભવિષ્ય કથનથી ભય–આશ્ચર્ય પમાડનાર એજ પેલો મેલો ઘેલો ગાંડો!!

વજ્રાચાર્યે પુછ્યું, "દેશાનંદ કયાં છે?"

"વનમાં ગયા છે."

"સંઘસ્થવીર કયાં છે?"

"મંદિરમાંજ છે."

ત્વરિત ગતિથી એ વૃદ્ધ તે બાજુ ચાલ્યો ગયો.

* * * *

ઉપર્યુક્ત વન પ્રદેશમાંજ પત્થરના પડિ ગએલ સ્તંભ પાછળ તરફણી તરલા અને ભિક્ષુ જીનાનંદ અત્યંત મૃદુ સ્વરે વાર્તાલાપ કરી રહ્યાં હતાં.

"તમે આવી સ્થિતિમાં કેટલાક દિવસ કાઢશો?"

"તરલે ! હું શું કરૂં, તે કહે. હું તદ્દન નિરૂપાય થઇ ગયોછું. એણે મને હાથ પગ બાંધી બેસાડયો નથી એ વાર્તા તો ખરી; પરંતુ હાલની સ્થિતિ કરતાં તો મને તેણે બાંધીને બેસાડયો હોત તો વધુ ઠીક થાત એમ મને લાગે છે. હમ્મેશાં આઠ આઠ પહોર અને સાઠ ઘડી કોઇને કોઈ મારી પાસે હોય છેજ. મને જાણે નજરકેદજ કરવામાં આવ્યો છે ! મને અહિંથી નાસીને પલાયન કરી જવાની બિલકુલ સગવડ નથી."

"ત્યારે કેમ ? શું તમે પાછા નથી આવતા ?"

"જો પાછા આવવું મારા હાથમાં હતે તો હું એક ક્ષણ પણ અહિં રહ્યો હોત કે તરલા ?"

"તમને જોરજુલમથી ભિક્ષુ કરવાથી એનો શું દહાડો વળે એજ મને તો નથી સમજાતું બળ્યું ! તમે તમારા પિતાજીના એકના એક ચિરંજીવ ! આંધળાની લાકડી, કંજુષનું રત્ન ! છતાં તમને આખા જીવનભર ગુમાવવાનાં તમારો સદાનો ત્યાગ કરતાં તેની હીમ્મત કેમ ચાલી ? તેને કાંઈ શોક થયો નહિ ? હું તો તેજ પુછુંછું કે—"

તરલાનાં દ્વેષયુક્ત વચનોને સાંભળી જ્ઞાનાનંદે તેને તરત સમજાવ્યું, "તરલા, કયા લોભની આશાથી મને ભિક્ષુ કરવામાં આવ્યો છે, તે તેં નથી સાંભળ્યું ? પિતાજીના મૃત્યુ પછી તેમની અઢળક મિલ્કતનો માલિક હું એકલોજ થવાનો. જો હું મારા નિયમિત—ખરા જીવનક્રમમાં હોઉં તો તો મારી—રે, હવે તે કાંઈ મારી નથી ! યુથિકાની સાથે મારો પરિણય સંબંધ કરી હું સંસારમાં રહી સુખી થાઉં; પરંતુ જે દિવસથી મેં આ સંધારામમાં પ્રવેશ કર્યો છે, ત્યારથી મેં મારો એ અધિકાર ગુમાવ્યો છે ! રે, ક્રૂરપણે એ અધિકાર મારી પાસેથી છીનવી લેવામાં આવ્યો છે ! એ દિવસથી સંસારમાંથી હું લુપ્ત થઈ ગયો, એમજ કહેવું જોઇએ. પિતાજીના અવસાન પછી હું ફક્ત નામનોજ તેની વિશાળ સંપત્તિનો સ્વામિ થઈશ; પરંતુ ખરૂં જોતાં તો એ સંપત્તિ આ બૌદ્ધ સન્યાસીઓ લેશે ! તરલા એને માટેજ એમણે મને અહિં આણ્યો છે; રે, એવા હલકા દષ્ટિ બિન્દુથીજ આ

સંસારને છોડી દઈને ત્યાગી બનેલા સંન્યાસીઓ મને એક નિમિષ માત્ર પણ પોતાની નજર બહાર જવા દેતા નથી !"

"પરંતુ મહારાજ, તમે તો હજી તેજ વસુમિત્ર–"

તેને અટકાવતાં એક નિ:શ્વાસ મૂકી જ્ઞાનાનંદે કહ્યું, "એ નામ હવે ઉચ્ચારીશ માં. તરલા શ્રેષ્ઠી વસુમિત્ર તો કયારનોયે આ લોક તજી ગયો છે ! મારૂં નામ તો જ્ઞાનાનંદ !"

"ના મહારાજ ! ના. હજુ તમે આ લોકમાં છો, જીવતા છો ! સાંભળો. આ તરલા જો જીવતી રહેશે તો હજુયે અમૃતપાન કરાવીને પણ તે શ્રેષ્ઠી વસુમિત્રને પુનઃ જીવનદાન દેશે. પુનઃ તેને સંસારના ક્ષેત્રમાં દાખલ કરશે અને યુથિકા સાથે લગ્ન–"

જ્ઞાનાનંદ એક દીર્ઘ નિ:શ્વાસ મૂકી બોલ્યો, "તરલા, એ કેવળ ખોટી આશા છે. નથી એ દુરાશા–નથી એ દુ:સ્વપ્ન ! મારે તો એવું સ્વપ્ન પણ જોવું એ એક મોટું પાપ છે !"

"પૈસાનો પિશાચ ગણી મહારાજ કોઇ તમારા પિતાનું નામ દેતું નથી ! તમારા પિતાએ કેટલાઓને ભિખારી કરી મૂકયા છે. પહેલાં જ્યારે હું તમારા પિતા વિષે બોલતી–તેની નિષ્ઠુરતાની નિન્દા કરતી ત્યારે મને મનમાં લાગતું કે ચારૂમિત્ર મનુષ્ય નથી પણ પશુ છે ! પરંતુ હવે મારી સ્પષ્ટ ખાત્રી થઈ ગઇ છે કે ચારૂમિત્ર તો પશુ પણ નથી ! પત્થર તેતો ફકત પાષાણનોજ અવતાર છે, પશુના હૃદય-માંયે પોતાના પેટનાં બચ્ચાં માટે તો અતુલ સ્નેહભાવ હોય છે !"

"ના ના તરલા તારી ભૂલ થાય છે; પિતા કાંઇ તદ્દનજ હૃદય-હીન નથી ! તેનો દ્રવ્યલોભ અનિર્વચનીય છે એ વાત ખરી; પરંતુ તેથી કાંઈ તેની હાર્દિક કોમલતા છેકજ નષ્ટ થઇ નથી, હોં તરલા ? બૌદ્ધ સંઘની–બૌદ્ધધર્મની ઉન્નતિ થાય એવી ઈચ્છાથી તેણે મારો–પોતાના એકના એક બાળકનો ભોગ આપ્યો. મારી સંપત્તિથી બૌદ્ધ-ધર્મની ઉન્નતિ થશે એવી તેની ખાત્રી છે. રાજા જો કે પ્રકટમાં બૌદ્ધધર્મનો શત્રુ નથી ખરો, પરંતુ તે એ ધર્મનો અનુયાયી પણ નથી. પોતાના મૃત્યુ પછી વારસા સંબંધી હું બૌદ્ધસંઘ સાથે તકરાર

કરૂં, એવી બ્હીકથી પિતાજીએ મને આમ જીવતાંજ મૃતઃપ્રાય કરી નાંખ્યો છે! પોતાનું સર્વસ્વ, રે બીજું તો શું, પણ પોતાના એકના એક પુત્રનો ભોગ પોતાના ધર્મની ઉન્નતિ માટે આપી તેણે અક્ષય પુણ્ય સંપાદન કર્યું છે."

"મહારાજ હવે એ વાતજ જવા દો. એ તો તમારા પિતા, માટે હું કાંઈ બોલી નથી, બોલતી નથી." ક્રોધાવેશમાં તરલાએ કહ્યું.

એટલામાં પાસેજ સુકાં પાંતરાઓ પર મનુષ્યનો પાદધ્વનિ થતો હોય એમ તેઓને લાગ્યું. જીનાનન્દ બ્હીકથી બોલ્યો, "ચાલો હવે બાહુ થયું. કોઇ અહિં આવે છે કે શું?"

"એટલામાં બ્હીવાનું શું છે? હું જોઉં છું–"

એમ કહી એક મોટા ઝાડના થડની આડે રહી તરલાએ ચોપાસ દૃષ્ટિ કરી. ક્ષણ પછી પાછી આવી તેણે કહ્યું, "બ્હીવાનું કાંઇ કારણ નથી. એમ લાગે છે કે પેલો ડોકરોજ મારી પાછળ આવ્યો છે! ચાલો, હુંયે હવે અહિં રહેતી નથી. મહારાજ, ધ્યાનમાં રાખજો, કે તમે હજુ જીવતા છો, મૃત નથી! તમને અહિંથી છોડાવી લઈ જાઉં, તોજ મારૂં નામ તરલા!"

એમ કહી તરલા ક્ષણ માત્રમાં દોડી ગઇ. જીનાનન્દે એક નિઃશ્વાસ છોડ્યો, અને પાછો ફરી જૂએ છે તો આચાર્યમહાશય દેશાનન્દજી તરફથી તરલાનો પીછો પકડી રહ્યા છે, એવું તેને માલમ પડ્યું.

## પ્રકરણ ૧૨ મું.

### "અરે, તેજ મારૂં ખૂન કરશે!"

મંદિરમાં ચોમેર બિહામણો અન્ધકાર વ્યાપી રહ્યો હતો. ધીનો એક નાનકડો દિપક બળ્યાં કરતો હતો. એ દિપકના તેજમાં મંદિરની દેવમૂર્તિ ઝાંખી ઝાંખી દૃગ્ગોચર થઇ રહી હતી એટલુંજ! બાકી તે શિવાય એનું કર્તવ્ય કોઇ પણ રીતે મંદિરને પ્રકાશિત કરવાનું ન હોય એમ તે શાંત બળ્યાં કરતો હતો. મૂર્તિની સન્મુખજ ગંધ, પુષ્પ,

નૈવેદ્ય આદિ પૂજા સાહિત્યો તૈયાર કરી મૂકવામાં આવ્યાં હતાં. આમ તેમ જોતાં તો મંદિર તદ્દન શૂન્ય હોય એવુંજ ભાસતું, પરંતુ જરા વિશેષ બારીકાઇથી દષ્ટિ ફેરવતાં જણાતું કે એક ખુણે એક ઉંચો પુરૂષ બેઠેલો હતો. પરંતુ તે નિઃસ્તબ્ધ અને તદ્દન નિશ્ચલ હોવાથી ધ્યાનમાં તદ્દન નિમગ્ન હોય એવું સ્પષ્ટ અનુમાન બંધાતું.

એટલામાં મંદિરદ્વારમાં ઉભા રહી કોઇએ પૂછ્યું, "કેમરે, સ્થવીર, મંદિરમાં છે કે ?"

"કોણ ?"

"શત્રુસેન." દ્વાર પરની વ્યક્તિએ જવાબ દીધો.

"આવ. અંદર આવ."

વૃક્ષ શાખા સ્કંધ પર લીધેલ, આપણો મેલોઘેલો વૃદ્ધ વજ્રાચાર્ય મંદિરના અંદરના ભાગમાં આવ્યો. તેને જોઇને પેલા ઉંચા પુરૂષે કહ્યું, "વજ્રાચાર્ય, અલ્યા આ ડાળી કયાંથી તોડી લાવ્યો ?"

વજ્રાચાર્ય કંઇક હસી બોલ્યો, "અરે, એ તો મારો ઘોડો છે ! એની સહાયથી તો આજે હું યશોધવલના સપાટામાંથી બચ્યો. નહિ તો, વજ્રાચાર્ય શત્રુસેનને 'પરિનિર્વાણ' પ્રાપ્ત થયો એમ તેં કયાર-નુંયે સાંભળ્યું હોત !"

"કેમ ? ત્યારે શું કામ થયું નહિ ?"

"કામ થયું કે નહિ તે તો મને ખબરજ નથી ! ! માત્ર એટલું જાણું છું કે કુમાર શશાંક હજુ જીવે છે."

"પણ ત્યારે તું ગયો હતો શા માટે ?"

"બન્ધુગુપ્ત, તું સારી પેઠે જાણે છે કે હું શું કરવા ગયો હતો; છતાં હવે તું એવો પ્રશ્ન શા માટે પૂછે છે ? જો તારે મારે મોંદે સાંભળવુંજ હોય તો સાંભળ ! હું સમ્રાટના સોનેરી શિરવાળા યુવાન કુમાર શશાંકનું ખૂન કરવા ગયો હતો ! તેનું રક્ત પીવા ગયો હતો !! તેની કત્લ કરવા ગયો હતો ! ! !" વૃદ્ધ શત્રુસેને પોતાનો સ્વર ધીમે ધીમે ઉંચો ચઢાવતાં કહ્યું.

"પણ ત્યારે આખરે શું થયું ?"

"થવાનું શું હતું ? હું તેનું ખૂન—એ નિર્દોષ બાળકનું ખૂન કરવા શક્તિમાન થયો નહિ." શત્રુસેને પોતાના વાર્તાનો સઘળો સાર પ્રકટ કર્યો.

બંધુગુપ્તે ખેદપૂર્ણ સ્વરે પૂછ્યું, "કેમ, તને સારી તક મળી હતી કે નહિ ?"

"અરે તક તો એવી મજેની હતી, કે એવી તક તો કોઇ પણ મનુષ્યને બીજાનું ખૂન કરવા માટે મળી નહિ હોય ! શશાંક, માધવગુપ્ત અને ચિત્રા, ભાગીરથીના તીરપ્રદેશ પર જલપ્રવાહ પાસેજ રમતાં હતાં. તેમની સાથે ન હતો એક પહેરેગીર, કે ન હતો એક સંરક્ષક !"

"ત્યારે ?"

"ત્યારે ? હું તેનો વધ કરી શક્યો નહિ ! બંધુગુપ્ત ! શું કરૂં ? તેનું ખૂન કરવા મારો હાથજ ઉપડ્યો નહિ ! તેં જે વજ્ર મને આપ્યું હતું તે હજુયે મારા વસ્ત્રમાં મેં સંતાડી રાખેલું છે. પરંતુ તે મારાથી બહારજ કાઢી શકાયું નહિ !"

"સ્થવીર ! નરહત્યા કરી કરી, અનેક મનુષ્યોના રક્તનું પાન કરી, ભલભલાઓને યમલોક પહોંચાડી તું તદ્દન પાષાણજ બની ગયો છે ! તારા હૃદયની એકેએક કોમલ ઉર્મિઓ તદ્દન નષ્ટ થઇ ગઇ છે. આથી શશાંક પાસે આવી સુંદર તકને સમયે જઈ પહોંચ્યો હોવા છતાં હું ખાલી હાથે, કાર્યસિદ્ધી કર્યા વિના પાછો કેમ આવ્યો, એ કદી તારા લક્ષ્યમાં આવી શકવાનું નથી ! તારા ઉપદેશ અનુસાર શશાંકનું ખૂન કરવાની પ્રતિજ્ઞા કરી હું અહિંથી ગયો. જ્યારે દૂરથી ગંગાના વાલુકાપ્રદેશમાં મેં તેમને તદ્દન નિઃસહાય સ્થિતિમાં જોયાં ત્યારેયે મારી પ્રતિજ્ઞાથી હું તલમાત્ર પણ વિચલિત થયો ન હતો. પરંતુ પછી—પછી વજ્રમુષ્ટિથી મારા હાથને કોઈ પકડીને દાબી રાખે છે એમ મને લાગ્યું ! તને એ વાર્તા કેવળ કપોલ કલ્પિત ભાસતી હશે ખરી, પરંતુ મને તેનો ખરો અનુભવ છે ! તારા ઉપદેશ અને ઇચ્છા પ્રમાણે તેને તેનું ભયંકર ભવિષ્ય—તેના નસીબનાં અકલ્પિત નખ-

રાંઓ મેં વર્ણવી બતાવ્યાં ખરાં, પરંતુ તેનો વધ મારાથી થઇ શક્યો નહિજ.

"સ્થવીર ! ભાગ્યચક્રમાં સર્વે મનુષ્યો અટવાયેલા છેજ. વિધાતાએ કપાળમાં જે લેખ લખ્યા હશે તે કાલત્રયે પણ મિથ્યા થઇ શકે તેમ નથી. તારા જેવા સેંકડો સંઘારામ અને તેના સંઘસ્થવીરો ભેગા મળે, મારા જેવા હજારો વજ્રાચાર્ય એકત્ર થાય, તોયે એ ચક્રની નિયતગતિને એક તલમાત્ર પણ કોઇ બદલી શકે એમ નથી ! સ્થવીર, ગંગાના તીરપ્રદેશે રમી રહેલા તે અત્યંત અપ્રતિમ સોનેરી શિરવાળા, જેના પર ભવ્ય તેજઃ પુંજ વિલસી રહ્યો છે એવી પ્રશાન્ત મુદ્રાવાળા, કુમારને જોઇ મને ખાત્રી થઇ કે શત્રુસેન અથવા બંધુગુપ્ત એનો એક વાળ પણ વાંકો કરી શકે તેમ નથી !" વૃદ્ધ શત્રુસેને પોતાના અનુભવનું દર્શન કરાવતાં પોતાના હૃદયની ભાવનાને પ્રકટ કરી.

વજ્રાચાર્યના આ મોટા ભાષણથી બન્ધુગુપ્તની શાન્તિ ક્યારનીયે વિલુપ્ત થઇ ગઇ હતી ! અત્યંત આવેશ, ગ્લાનિ અને ક્રોધની સંમિશ્રિત ઉર્મિઓ સાથે તે બોલ્યો, "બાયલા, તું તદ્દન કાપુરૂષ છે ! તું ખરેખરો નપુંસક છે ! એ પુતળાના સુંદર ચ્હેરાએ અને મનોહર કાન્તિએ તારા પર ભુરકી નાંખી કે ? રૂપની આસુરી માયાથી તુંયે અંધ બની ગયો ! ખરે, એજ કારણને લીધે શશાંકનો વધ કરવાનું સ્હેલું કામ પણ તારાથી સિદ્ધ થયું નહિ ! વજ્રાચાર્ય, તું કોણ છે ? માગધસંઘોનો નાયક ! ઉત્તર પક્ષના આર્યસંઘો પણ તારા હુકમ પ્રમાણે ચાલે છે—તારી સત્તા તળે છે ! અને છતાં તું—બૌદ્ધ ધર્મના નાયકોમાંનો એક તેના ભાગ્યચક્રરૂપી અંધકારમાં છૂપાઇ બેસી રહેવા ઇચ્છે છે ? શત્રુસેન, નાના અજ્ઞાન બાલકો અને વૃદ્ધ ડચરાઓ તથા સ્ત્રીઓ શિવાય, આ કાળમાં ભાગ્યચક્ર પર કોણ વિશ્વાસ રાખે છે ? ભાગ્યચક્રનું અવલંબન કરી કોણ સ્વસ્થ બેસી રહે છે ? ધિક્કાર છે તને ! તારાથી શશાંકનું ખૂન ન થાય ! આર્યસંઘની ઉન્નતિ માટે એક સામાન્ય છોકરાની હત્યા તું ન કરી શકે ? વજ્રાચાર્ય ! તારી કીર્તિ પરનો આ કાળો ડાઘ—આ શ્યામવર્ણું ટીલી કોઇ પણ દિવસ

ધોવાઇ જનાર નથી! યુગો પર્યંત બૌદ્ધ લોકોમાં આ તારા કાળા કલંકની કુટિલ કહાણી ગવાતી રહેશે! ઠચરા, તું મરી શા માટે ન ગયો? તું શું મોઢું લઇ અહિં આવ્યો છે?"

"સ્થવીર! તુંયે વૃદ્ધ થયો છે. તું પણ કાંઇ બાળક નથી! સંઘનીજ સેવામાં તારા વાળ પણ ધોળા થઇ ગયા છે. હવે બીજા કયા નવિન ઉપાયથી હું તને સમજાવું? જરા તારી આંખો ખોલીને જો, કે આ જગતમાં સર્વ જીવ ભાગ્યચક્રમાં અટવાયેલા છે કે નહિ! જો બાળકો, વૃદ્ધો અને સ્ત્રીઓજ ભાગ્યચક્રનું અવલંબન કરતાં હોય, તો પછી શા માટે તું આટલો સમય ગણિત સાથે માથું ફોડી રહ્યો હતો? હજુયે શશાંકની જન્મપત્રિકા લઇને કેમ બેસી રહ્યો છે?

"બન્ધુગુપ્ત! તેં અને મેં એકજ દિવસે દિક્ષા લીધી. બંન્નેયે એકત્ર મળીનેજ સંઘની સેવા કરી. સુખદુઃખ, સંપત્ત વિપત્તિ, સઘળે સમયે તારી સોડચમાં કમ્મર કશીને ઉભેલો તેં મને જોયો છે. એ સઘળું તું શું ભૂલી ગયો? બાળકની ભીતિથી, કરૂણ વિનવણીઓથી, અથવા સુંદરોના અશ્રુશ્રાવથી કોઇ દિવસ હું ચળ્યો હોઉં એવું તને સાંભરે છે ખરૂં?

"બંધુગુપ્ત! તું નકામોજ મારો તિરસ્કાર કરે છે? મને પૂરે-પૂરી ખાત્રી છે કે શશાંક મારે હાથે મૃત્યુ પામી શકે તેમ નથી! સ્થવીર, શશાંક કાંઇ હવે બાળક નથી. તારૂણ્યની લલિત સિમા પર તે પોતાનું ડગલું મૂકી ચૂકયો છે. તેની મુખમુદ્રા પર રાજોચિત ગાંભિર્ય સ્પષ્ટ રીતે વ્યક્ત છે! ભય શું છે તે એને ખબરજ નથી! મગધના સમ્રાટપદને તે તદ્દન યોગ્ય છે.

સ્થવીર, તું વ્યર્થજ યત્ન કરે છે. અંગ, બંગ, કલિંગ, ગૌડ અને મગધ દેશમાં એક પણ મનુષ્ય નથી કે જે શશાંકની અપ્રતિહત ગતિને અટકાવી શકે!"

આટલું બોલી વૃદ્ધ વજ્રાચાર્ય બેસી ગયો. સ્થવીર તો તદ્દન સ્તબ્ધજ બેઠો હતો. ઘણા સમય પછી તેણે પૂછ્યું, "ત્યારે શું ગણીત ખોટું છે એમ તું કહે છે?"

"ગણિત કદીયે ખોટું હોવું શક્ય નથી! કદાચ તારી ગણતરીમાં કંઇ ભૂલચૂક થઈ હશે!!"

સ્થવીર ચિંતાકાન્ત થઇ બોલ્યો, "ઉભો રહે વજ્રાચાર્ય! હું ફરીથી એક વાર મારી ગણતરી કરી જોઉં."

એમ કહી સંઘસ્થવીરે પેલા ઝાંખા બળી રહેલા દિપકને સ્હેજ પ્રકાશિત કર્યો અને તાડપાત્ર, લેખિની, શાહી આદી લઈ તરતજ તેણે આંકડાઓ માંડવાની શરૂઆત કરી.

આવી સ્થિતમાં લગભગ અડધી ઘડી વીતી ગઈ હશે, એટલામાં મંદિરદ્વાર પાસે આવી કંઈ ખખડાવી કોઇએ અવાજ કર્યો.

વજ્રાચાર્યે પૂછ્યું, "કોણ છે?"

બહારની વ્યક્તિ દ્વારમાંજ ઉભી રહીને બોલી. "હું, બુદ્ધમિત્ર."

"કેમ, શું છે?"

"કપોલિક સંઘારામ તરફથી કાંઈ મહત્વની ખબર લઈ એક દૂત આવ્યો છે. તેને અંદર લાવું કે?"

"ના. તેને થોડો સમય ઉભો રહેવા દે."

કેટલીક ક્ષણે બંધુગુપ્તે મસ્તક ઉન્નત કરી કહ્યું "મારૂં ગણિત બિલ્કુલ ખોટું હતુંજ નહિ. આજે એ પ્રહર પર્યંત શશાંકનો મૃત્યુયોગ હતો. પરંતુ નક્ષત્રો પ્રતિકૂળ છતાં સૂર્ય પોતેજ તેની સહાયમાં હતો."

વજ્રાચાર્યે કહ્યું, "ખરી વાત છે. હું તો એ ભૂલીજ ગયો હતો. અમારૂં સંભાષણ પૂરેપૂરૂં થઇ રહે તે પહેલાં ત્યાં એક વિઘ્ન એકાએક આવી પડયું તે તો—"

અટકાવીને બંધુગુપ્તે પુછ્યું, "શાનું વિઘ્ન?"

"એ વિઘ્ન તો બીજું કાંઇ નહિ પણ ખુદ યશોધવલદેવનું ત્યાં આવવું."

બંધુગુપ્ત ગભરાઈ જઈ બોલ્યો, "શું કહ્યું?"

વજ્રાચાર્યે ફરી કહ્યું, "યુવરાજ ભટ્ટારકપાદીય, મહાનાયક યશોધવલદેવ ત્યાં આવી ચઢયો! બન્ધુગુપ્ત! તેં જેના પુત્રનું ખૂન કર્યું છે, તે રોહિતાશ્વ કિલ્લાના દુર્ગેશને એટલામાં તું ભૂલી ગયો કે શું?"

બન્ધુગુપ્ત નીચે જમીન પર બેઠેલો હતો તે એ શબ્દો સાંભળી એકદમ ઉભો થઇ ગયો ! થરથર ધ્રૂજતે સ્વરે તેણે પૂછ્યું, "શત્રુસેન! મશ્કરી છોડી દે. ખરેખર મને સત્યજ કહે. શું યશોધવલવ ખરેખર શહેરમાં આવ્યો છે ? એ વાર્તા જો સત્ય હોય તો પછી વિપત્તિ-અનર્થનો પારજ રહેશે નહિ ! અરે, એ સંકટ મારા એકલા પર નહિ કિન્તુ આખા સંઘ પર પડશે !" વજ્રાચાર્ય, ખરૂં બોલ. શું એ યશોધવલજ હતો ?"

વજ્રાચાર્યે કહ્યું, "બન્ધુગુપ્ત શું તને એમ લાગે છે, કે ફક્ત દશ વર્ષની મુદતમાં કોઇ નહિને યશોધવલદેવનેજ હું ભૂલી જાઉં ? શાંત થા. કપોતિક સંઘારામ તરફથી શા સમાચાર આવ્યા છે તે આપણે જોઇએ." "બુદ્ધમિત્ર ! અરે બુદ્ધમિત્ર !" વજ્રાચાર્યે બૂમ પાડી.

કેટલીક ક્ષણે એક તરૂણ ભિક્ષુ દ્વાર પાસે આવી ઉભો રહ્યો.

"શી આજ્ઞા છે ?"

"દૂતને આવવા દે."

ક્ષણભરમાં બુદ્ધમિત્ર એક બીજા વૃદ્ધ ભિક્ષુને લઇ હાજર થયો. ઉભયે પ્રણામ કર્યા પછી વજ્રાચાર્યે પ્રશ્ન કર્યો, "શી ખબર છે ?"

વૃદ્ધ ભિક્ષુએ ઉત્તર આપ્યો, "મહાસ્થવીરને ચોક્કસ ખબર મળેલી છે, કે રોહિતાશ્વ કિલાનો દુર્ગેશ મહાનાયક યશોધવલવદેવ વીશ વર્ષે પુનઃ પાટલીપુત્ર આવ્યો છે. એ માટે શું કરવું તેની મસલત કરવાને સભા ભરવાની આપે અનુમતિ આપવી એવી તેની વિનંતિ છે."

વજ્રાચાર્યે કહ્યું, "યશોધવલદેવ નગરમાં આવ્યાની ખબર અમને મળી ચૂકી છે, કાલે સ્હવારે જૂના દુર્ગના ટોચ પર સભા મળશે; પરંતુ દુર્ગની ટોચને સૂર્ય કિરણો સ્પર્શ પણ કરે તે પૂર્વે સભાનું સર્વ કામકાજ સંપૂર્ણ થવું જોઇએ."

"જેવી આજ્ઞા."

ઉભય પુનઃ વંદન કરી મંદિર બહાર નીકળી ગયા.

બંધુગુપ્ત, ખેદ અને ગ્લાનિની સ્પષ્ટ છાયાવાળે સ્વરે બોલ્યો ! "ત્યારે, ખરેખરજ યશોધવલદેવ પાછો શહેરમાં આવ્યો છે ? શત્રુ-

સેન ! હવે કોઇની હિમ્મત નથી ! હવે સૂતેલો સિંહ પુનઃ જાગૃત થયો છે ! મેંજ એના પુત્રનું ખૂન કર્યું છે એમ યશોધવલદેવને ખબર પડીજ હશે. અરેરે ! મારૂં મોત ! પણ વજ્રાચાર્ય, તું એમ ન ધારીશ કે ફક્ત મનેજ મારીને તે શાંત રહેશે—આખા સંઘને તોડી પાડીને તેનું સત્યાનાશ વાળી નાંખવાનું તે ચૂકવાનો નથી !"

ક્ષણભર સ્તબ્ધ રહી વજ્રાચાર્યે કહ્યું, "ખરેજ, વિપત્તિનો મહાસાગર ઘુઘવાટા કરી રહ્યો છે ! અનર્થનું સુદર્શનચક્ર ફરતું ફરતું પાસે આવે છે !"

વજ્રાચાર્ય પ્રતિ એક તીવ્ર દૃષ્ટિપાત કરી બંધુગુપ્તે કહ્યું, "તું મારૂં બોલવું સમજી શકતો નથી એમ મને લાગે છે. મને એમ લાગે છે કે યશોધવલનેજ હાથે મારૂં મોત છે ! ઉભો રહે, હું ગણતરી કરી જોઉં છું."

દિપકને ફરીથી સતેજ કરી બંધુગુપ્ત તાડપત્ર પર સડાસડ આંકડા માંડવા લાગ્યો.

કેટલીક ક્ષણે તેની મુખમુદ્રા સફેદ પુણી જેવી થઇ ગઇ ! તાડ-પત્ર અને લેખિની દૂર ફેંકી દઈ એકદમ ઉભો થઇ જઇ મોટે પરંતુ ધ્રુજતે સ્વરે તે બોલ્યો, "ખરેજ ! વજ્રાચાર્ય ! યશોધવલજ મને ઠાર મારશે ! રે, તેજ મારૂં ખૂન કરશે ! ગણિતમાં ભૂલ છેજ નહિ ! શત્રુસેન, મારૂં રક્ષણ કર, રક્ષણ કર ! યશોધવલના ભયાનક, વૈરથી મને બચાવ, ઓ બુદ્ધ ! મને બચાવ."

વજ્રાચાર્ય હસીને બોલ્યો, "સ્થવિર ! નકામો શાને ગભરાય છે ? યશોધવલ કાંઇ અહિંને અહિં હમણાં તને મારવા આવ્યો નથી. ભાગ્યચક્રના આંટા પર તનેયે વિશ્વાસ નથી કે શું ?"

બંધુગુપ્ત, પોતાને બોલવાનું સુજ ન પડતું હોય તેમ બોલ્યો, "મિત્રા ! મિત્ર ! શત્રુસેન ! મને ક્ષમા કર. સત્ય ન જાણતાં મેં તને કટુ વાક્યો કહ્યાં. યશોધવલનો મને ઘણો ડર છે. તેના નિઃશસ્ત્ર અર્ધ-મૃતપ્રાય પુત્રને મેં એક કૂતરાને મોતે માર્યો, એ વાત તેણે જાણીજ હશે. અરેરે ! તે મને કદીયે ક્ષમા આપવાનો નથી !"

વજ્રાચાર્યે પાછું હાસ્ય કરી કહ્યું, " બંધુગુપ્ત, હજુયે તને મૃત્યુનો આટલો બધો ડર છે ? "

વજ્રાચાર્ય ! તું તો ગાંડો છે ! તને તે હું કેમ સમજાવું ? હું હજુ મુક્તિ માટે તૈયાર થયો નથી. હજુતો મારાં ઘણાં કાર્યો બાકી છે ! "

" બંધુગુપ્ત, " વજ્રાચાર્યે સાંત્વન આપતાં કહ્યું, " શાંત થા, શાંત થા. ભયથી વ્યાકુલ થઇને ડહાપણ ત્યજી દેવાથી તારૂં મોત કાંઇ ટળવાનું છે ? સંઘસ્થવીર, આર્યસંઘના નેતા થઇ આ પ્રમાણે ભયથી થરથરી જવાનું—મૃત્યુના ડરથી બુદ્ધિહીન બની જવાનું તને છાજતું નથી ! "

પરંતુ આ આશ્વાસનથી સ્થવીરનો ભય કેવી રીતે નષ્ટ થાય ? તે તો થરથર ધ્રૂજતાં બોલ્યો, " વજ્રાચાર્ય, મારૂં રક્ષણ કર. રક્ષણ કર ! મને ગમે ત્યાં છૂપાવી રાખ. અરેરે ! મને લાગે છે કે મંદિરના દરેક સ્તંભ પાછળ પોતાના પુત્રની ભયાનક હત્યા માટે તેવુંજ ભયાનક વૈર લેવા એક એક યશોધવલ હાથમાં નાગી તલ્વાર સાથે ઉભો છે !!! "

વજ્રાચાર્ય સસ્મિતવદને બોલ્યો, " ચાલ, ચાલ તને ગુપ્ત ઓરડામાં છુપાવી દઉં. "

બંધુગુપ્ત કાંપતે સ્વરે બોલ્યો, " ચાલ, ચાલ જલદી. "

વજ્રાચાર્યે બંધુગુપ્તને ઉઠાડી તેનું આસન ઉપાડી લીધું. તે ઉપાડતાંજ ભંડારીયાના દરવાજા જેવડું એક નાનકડું દ્વાર દેખાયું. વજ્રાચાર્યે એકદમ તે ઉઘાડયું અને હાથમાં દિપક લઇ તે, પેલા દ્વારની નીચેના દાદર પર ઉતરી નીચે ગયો. બંધુગુપ્ત પણ ભયથી આગળ પાછળ જોતો પાછળ પાછળ ગયો.

તેમના ભોંયરામાં પેસતાની સાથેજ મંદિરમાં જ્યાં ત્યાં ભયાનક તિમિર વ્યાપી રહ્યું !



## પ્રકરણ ૧૩ મું.



### પ્રેમ-પાગલ !

સાયંકાળ થઇ, અને તિમિરનું સામ્રાજ્ય ઝડપથી વિશ્વમાં વ્ય
ચયું. એવે સમયે ઉપનગરના સાંકડા રસ્તા પર થઇને એક ત
સ્ત્રી નગર તરફ ચાલી જતી હતી. અંધકાર વિશેષ ને વિશેષ ર
જતો હોવાથી તે બહુ જલદીથી ડગલાં ભરતી હતી. વચ્ચે વચ્ચે
બે ચાર મનુષ્યો રસ્તે તેને મળ્યાં હતાં, તેમને પાછળ મૂકી તે
ઘણીજ આગળ વધી હતી. અંધકાર વધારેને વધારે ગાઢ થવ
સામેનો રસ્તો દેખાયો નહિ ત્યારે લાચાર થઈ એ યૌવના ધ
ચાલવા લાગી.

ચાલતાં ચાલતાં પાછળથી કોઇનો પગરવ તેને કાને પડયો
સાંભળતાંજ ચમકીને તે ત્યાંજ સ્તંભી ગઇ, તો એ પગરવ પણ ચ
દમજ સ્તંભ્યો ! પછી આમ તેમ જોઇ ક્ષણભર ઉભી રહી
પોતાનો રસ્તો ફરી કાપવા માંડયો. કેટલીક વેળાએ તેને સં
આવ્યો કે કોઇએ તેનો પીછો પકડયો છે અને પોતાનાથી થોડે
ચાલતી તે વ્યક્તિ પોતાની પાછળ આવે છે ! આથી પોતાના સ
યનું નિરાકરણ કરવા માટે તે એકદમ ચાલતાં અટકી-પેલો પગ
પણ એજ ક્ષણે બંધ થઈ ગયો !

તરૂણી સ્હેજ વિચારમાં પડી. પછી તેણે એક યુક્તિ કરી થો
ચાલીને આમ તેમ જોઇ સત્વર તે એક ઘર આડે છૂપાઇ ગઈ. થો
પળ વીત્યા બાદ તેને માલમ પડયું કે, માથાથી પગ સુધી વસ્ત્રે
આચ્છાદિત થયેલી એક વ્યક્તિ ધીમે ધીમે ડગલાં ભરતી એજ ર
આવે છે ! અંધકારને લીધે તે તરૂણી એ વિલક્ષણ વ્યકિતની મુખ
જોઇ શકી નહિ. જેવી એ વ્યકિત સ્હેજ આગળ ગઇ એટલે
પોતાની છૂપાવાની જગાએથી બહાર આવી અને પોતાનો પીછો
ડનાર વ્યકિતની પાછળ પાછળ જવા લાગી. તેણેજ તેનો પીછો પકડ
પેલી વ્યક્તિ. જે એ તરૂણીનો પીછો પકડી રહી હતી તે કે.

દૂર ગયા પછી મન સાથેજ ગણગણવા લાગી, " છટ, આ રસ્તે એ ગઇ હોય એમ નથી લાગતું ! હવે શું કરવું ? પાછું ફરવું પડશે !"

કોઇ સાંભળતું નથી એમ ધારીને આ શબ્દો જરા મોટેથી બોલાયા હતા અને તેથી પેલી તીક્ષ્ણકર્ણ તરૂણીના સાંભળવામાં તે આવ્યા. તરતજ તે એક બીજા ઘર આડે છૂપાઇ ગઈ. આગળની વ્યક્તિ પાછી ફરી, અને ધીમે ધીમે ચાલી પણ ગઇ જ્યારે અંધારામાં તે અદૃસ્ય થઇ ગઇ, ત્યારે છૂપાયેલી તરૂણીએ બહાર આવી ઝપાટાબંધ ચાલવા માંડયું. થોડીવાર થઇ કે પાછો પેલો પાદધ્વનિ સંભળાયો—પીછો પકડનાર વ્યક્તિએ પણ તે તરૂણીના જેવીજ યુક્ત આદરી હોય એમ સ્પષ્ટ લાગ્યું !

હવે તો પેલી સ્ત્રીને ખરેખરજ બીક લાગી. રસ્તાની બાજુમાંજ દૈવયોગે એક વૃક્ષઘટા આવી રહેલી હતી તેમાં પેસી તે ત્યાં છૂપાઇ રહી. થોડીજ ક્ષણોમાં પુનઃ પેલી બુરખાવાળી વ્યક્તિ તેને જણાઇ. એ વ્યકિત પહેલાંની પેઠેજ જરાક આગળ ગઈ અને પુનઃ પાછી ફરી. પાછા ફરતાં સુદૈવે કે દુર્દૈવે, પેલી તરૂણી જ્યાં લપાઇ રહી હતી તેજ સ્થળે તે અસ્પષ્ટ સ્વરમાં બબડી, " આ વેળા તો ખરેજ છટકી ગઇ ! ખરેખર તરલાએ તો મને હાથતાળીજ આપી—આ વખતે ભરઅંધારામાં હથેળીમાં ચાંદ બતાવ્યો ! "

એ વ્યક્તિ સ્હેજ આઘે નીકળી ગયા બાદ તરૂણી ઝટપટ ઘટામાંથી બહાર નીકળી, અને રસ્તાની વચ્ચે ઉભી રહી મોટેથી બૂમો પાડવા લાગી, " અરે મહારાજ ! ઓ આચાર્ય મહારાજ ! ત્યાં કયાં તમે જાઓછો ? આવો આવો અહિં—"

પેલો પુરૂષ આશ્ચર્યથી સ્તંભિત થઇ ત્યાંને ત્યાંજ ઉભો રહ્યો, અને પછી પળવારે પાછું ફરી જોવા લાગ્યો એટલે તે તરૂણી ખડખડાટ હસી પડતાં બોલી, " અરે મહારાજ બ્હીઓછો શા માટે ? એ તો હું તમારી તરલા ! "

ઝટપટ વસ્ત્ર શરીર પરથી કાઢી નાંખી તે પુરૂષ તરલા પાસે આવી ઉભો રહ્યો અને બારીકાઇથી તેની તરફ ટગરટગર જોવા

લાગ્યો. પછી એક અટ્ટહાસ્ય કરી બોલ્યો, "અરે હા! ખરેજ એ તો એજ! બિલકુલ શક નહિ!! ખરેજ એ તો તરલા! હે સુંદરી, કૃપા કર, કૃપા કર."

તરલાના વદન પર તોફાનીભર્યા હાસ્યની છટા દેખાવા લાગી. તે બોલી, "આચાર્ય મહારાજ, આવે રાત્રિને સમયે અને આવા બિહામણા અંધકારમાં તમે મારો પીછો શા માટે પકડી રહ્યા છો?"

પ્રિય પાઠકો કળી ગયાજ હશે કે એ પીછો લેનાર વ્યક્તિ બીજી કોઇ નહિ પણ આપણા આચાર્ય મહાશય શ્રીયુત દેશાનંદજી મહારાજજ હતા. તત પપ થઈ જતાં તે બોલ્યો, "ના, ના! ત—ત તેવું કાંઇજ નથી! એ તો જરા ટ—ટ—ટાઢ પડવા લાગી એટલે જરા કામળા બામળાની શ—શ—શોધમાં જતો હતો, તે આ બાજુ આવી પહોંચ્યો!"

તરલા ખડખડ હસી પડતાં બોલી, "આચાર્ય, તમે આ બોલોછો શું? તમને કાંઇ ભાન છે કે? આવા ભયાનક ઉનાળાને વખતે તમને ટાઢ વાય છે? વાહરે, આચાર્ય! તમને વાઇ તો નથી થઇ?"

પણ દેશાનંદજીએ જવાબ આપ્યો નહિ. તરલાએ ફરી પ્રશ્ન કર્યો, "વારૂ. હું તમને બીજી એક વાત પુછું. જો તમે મારો પીછો પકડયો ન હતો, તો પછી તમારૂં આખું અંગ વસ્ત્રથી ઢાંકી દેવાની શી જરૂર હતી?"

"અરે બાપુ, આ રાત્રિનો વખત તેમાં કોઇ ઓળખી કાઢે તો"

તેને અટકાવી હસી પડતાં તરલાએ કહ્યું, "હં! હં!! આવ્યું ખરૂં મારા ધ્યાનમાં બધું! તમે તો તમારી પ્રિયાને મળવાને તમારા સંકેત સ્થાને જાઓછો!"

ઘોટાળામાં પડી જતાં દેશાનંદ બોલ્યો, "છિઃ છિઃ તરલા, એ શું બોલે છે? અમે સંસારાશ્રમનો ત્યાગ કરી ભિક્ષુ થયેલ વનવાસી! અમનેતે પ્રિયા કેવી ને બિયા કેવી? અમે તે વળી સંકેતસ્થાને મળવા જઇએ કે? વાહરે વાહ!"

તરલા હસીને બોલી, "એ તો ઠીક, પણ આચાર્ય, ચાલો

જરા આપણે અજવાળામાં જઈએ."

"અજવાળાની શું જરૂર છે, તરલા? આ સ્થળ શું ખોટું છે?"

"જો લોકો આપણને એને આમ જુએ તો નિંદા ન કરે કે?"

દેશાનંદ માથું હલાવી બોલ્યો, "વાત તો ખરી કહી. તરલા તું કહે છે તેયે ખરૂં તો છે!"

"ઠીક ત્યારે, હું હમણાંજ આ આવી! તમે અહિંજ ઉભા રહો."

દેશાનંદ ગભરાઈને બોલ્યો, "એટલે? તું એટલામાં ક્યાં જાય છે?"

"એટલે? હું હવે શહેરમાં જઇશ. હું અહિં શા માટે રહું? મને જતાં ઘણું મોડું તો થયુંજ છે અને–"

"ના, ના, તરલા ના. એટલામાં તું જઇશ માં. થોડી વેળા તો અહીં ઉભી રહે. મારા હૃદયની પૂરી તૃપ્તિ થાય ત્યાં સુધી હું તને બરાબર જોઇ લઉં–મારાં નેત્રો ઠારૂં. તરલે, તારે માટે તો કુતરાની પેઠે બે કોશ હું દોડતો આવ્યો!"

તરલાએ સહાસ્ય વદને કહ્યું, "વાહ, વાહ! કેમ કામળો શોધવાને નીકળ્યા છોને તમે તો?"

"અહં! એ તો બધી કહેવાની વાતો."

"ત્યારે ખરી વાત કયી?"

"મારૂં મગજ બિલકુલ ઠેકાણે નથી."

"એમ કે? અને ત્યારે તમારી એવી સ્થિતિ કોને લીધે થઇ વળી? કોણ–"

"તારે–"

તરલા છણકો કરતાં બોલી, "તમનેયે બળ્યું ઘડપણમાં પ્રેમરસનું મોટું લફરૂં વળગ્યું હોય એમ લાગે છે!"

દેશાનંદ એકદમ ટટાર થઈ ગયો અને તેના સામું એકી ટસે જોઇ રહી તીવ્ર સ્વરે કહેવા લાગ્યો, "છટ છટ તરલા! એવાં ગાંડાં ઘેલાં વાક્યો બોલીશ માં. મને તો લાગતું હતું કે તારામાં પ્રેમરસની સોળ કળાઓ સંપૂર્ણ ખિલેલી છે!"

"પણ આચાર્ય, આવડો તે ક્રોધ શો! થયું શું, તે તો મને જરા કહેશો?" તરલાએ અજ્ઞાન હોવાનો ઢોંગ કર્યો.

"કંઇ નહિ! પણ કોઈ અરસિક પેઠે તું બોલે એ–"

"એવું તે હું શું બોલી વારૂ?" તરલાએ ઢોંગ ચાલુ રાખ્યો.

"હું એ શબ્દનો ઉચ્ચાર પણ નહિ કરૂં!"

"મેં તમને જરા ઘરડા કહ્યા, એટલુંજને?"

"ઘરડો! પાછો ઘરડો! જા, જા. તું તારે શહેર તરફ ચાલી જા–આપણા–ના–પણ હવે પ્રેમની વાતજ નહિ! જા, હું યે ચાલ્યો આ સંઘારામમાં." દેશાનંદે વ્યર્થજ ક્રોધ બતાવ્યો.

"પણ આચાર્ય, નકામા શા માટે ક્રુદ્ધ થાઓછો? તમારા જેવા સર્વજ્ઞ પ્રેમી મનુષ્યને એવી ક્ષુલ્લક બાબત માટે ચિઢવાવું છાજે છે કે?"

સંતોષની સ્પષ્ટ છાયાવાળા સ્વરે દેશાનંદ બોલ્યો. "હાં. તરલા, હવે પ્રેમરસની ખરી ખૂબી તું સમજી! તારૂણ્યનો પ્રેમ એ–તે કાંઇ પ્રેમ છે? એતો ફક્ત તેનું ખાલી ખોખું! વય અધિક થયા શિવાય મનુષ્યને પ્રેમરસનો મર્મ બરાબર સમજાતોજ નથી. દાખલા તરિકે–"

તેને અટકાવીને તરલા બોલી, "દાખલા તરિકે દુધ. દુધને ઉકાળી ઉકાળી તેનો દુધપાક થાય છે, એટલે દુધ કરતાં તે કેટલો બધો વધારે સ્વાદિષ્ટ અને મધુર લાગે છે!"

ડોકું હલાવી દેશાનંદ બોલ્યો, "બસ, બસ, ! હવે તું તદન ખરૂં બોલી તરલે! અહા! જાણે તેં મારા હૃદયમાંની વાતનેજ બહાર ખેંચી કાઢી! તરલે, શું કહું તને! શું હું તને જોઇને અમથોજ પાગલ બની ગયો છું?"

તરલાને હવે સ્પષ્ટ સમજાયું, કે આચાર્ય મહાશયની પ્રેમસમાધિ ધીરેધીરે વધતીજ જાય છે. તેના સતત વ્હેતા પ્રેમપ્રવાહને પાળ બાંધવી આવશ્યક છે. આવો વિચાર કરી તે બોલી, "આચાર્ય, આ શું કરોછો? તમે શું બોલોછો? હું એક સાધારણ સ્ત્રી–ક્ષુલ્લક દાસી મને તમે આ પ્રમાણે શા માટે બોલાવો? તમે પરમપૂજ્ય આચાર્ય-

પાદ ભિક્ષુ! ભગવાન બુદ્ધની સેવામાં તમે તમારૂં જીવન ધર્યું છે– અર્પણ કર્યું છે. તમારે મોંઢે આવી ગંદી વાત શોભતી નથી!"

દેશાનંદ નેત્રો મિચી દઇ બોલ્યો, "તરલા, પ્રેમથી હું બસ કારજ થઈ ગયો છું? હું ગમે તે હોઉં, તોયે મેં તારા ચરણોમાં મારૂં જીવન અર્પણ કર્યું છે! તું જો તેનો અસ્વિકાર કરશે, તો હું તેનો નાશ કરી નાંખીશ."

તરલા મનમાંને મનમાં હસવા લાગી. "આ મૂર્ખ પ્રાણીનામાં રોગનાં સધળાં લક્ષણો ધીમે ધીમે વ્યક્ત થતાં જાય છે." એમ તેને લાગ્યું. તરલાને સ્તબ્ધ–અવાક્ બની ગયેલી જોઇને જમીન પર ઘુટણીએ પડી દેશાનંદે એકદમ તેના પગ પકડ્યા, અને ભાવનાવશ થઇ તે બોલ્યો, "બોલ તરલા, બોલ. મને સ્પર્શ કરી શપથપૂર્વક કહે કે–"

તરલાએ કહ્યું, "આચાર્ય, તમે આ શું કરોછો? આ શું? છોડો છોડો મારા પગ! બસ્યું, આ ઉઘાડો ધોરી માર્ગ અને–" એમ કહી બળપૂર્વક તેણે પોતાના પગ તેના હાથમાંથી છોડવ્યા.

દેશાનંદ લુગડાં પરની ધૂળ ખંખેરતાં બોલ્યો, "ત્યારે લે જોઉં શપથ. કે–"

"શાના સોગંદ લઉં?"

"શપથપૂર્વક કહે કે, હું તમને દૂર નહિ કરૂં."

"આચાર્ય, તમે કહોછો એ વાત જરા મહત્વ ભરેલી છે. હું એકદમ કેવી રીતે ઉત્તર આપું? મારૂં આ તનમનાટ કરી રહેલું તારૂણ્ય, આ રમણીય વસંતકાળ, આવી સ્થિતિમાં હું કોઇના પ્રતિજ્ઞા બંધનમાં કેમ આવું?"

દેશાનંદ મહારાજને હવે લાગ્યું કે સ્ત્રીઓ તો હમ્મેશનીજ એવી! જો જરા વધારે ગડબડ કરીશું, તો બધુંય કામ બગડી જશે. ત્યારે થોડો વખત લઈ એ જરા વિચાર કરે, તેમાં આપણું શું ગયું? જઈ જઇને જશે ક્યાં? નાસી તો નથી જવાની! જીનાનંદ પાસે તો આવશેજને!

બીજી બાજુ તરલાના હૃદયસાગરમાં વિચારની તરંગ લહરીઓ

ઉછળી રહી હતી. “ નિરાધાર, અસહાયોના સહાયં વિશ્વંભર ! વસુમિત્રને મેં ભપકામાં કહ્યું તો ખરૂં, કે ‘ હું તમને મુક્ત કરૂં તોજ મારૂં નામ તરલા !’ પરંતુ કયા ઉપાયથી એમને મુક્ત કરવા એ મને સૂજતું ન હતું. પરંતુ તે નિરાશ્રિત નાથે મને ઘણોજ સરળ ઉપાય બતાવી આપ્યો છે. આ ઘરડા વાંદરાની મદદથીજ હું વસુમિત્રને મુક્ત કરીશ. હં. એજ. એને જરા વાર આમ રમાડીશું, એટલે આપણી કાર્યસિદ્ધી જોતજોતામાં થઇ જશે. એની સહાયથી હું છૂટથી સંઘારામમાં જઇ શકીશ અને પછી એને લોભ બતાવી યુક્તિપ્રયુક્તિથી એ્રેઠી વસુમિત્રને મુક્ત કરીશ. ભગવાન્ ! તારો કેટલો પાડ માનું,–”

તરલાને સ્તબ્ધ વિચારગ્રસ્ત ઉભી રહેલી જોઇને દેશાનંદે પૂછ્યું, “ કેમ, શું વિચાર ચાલે છે તરલા ? ”

“ તમે શાનો વિચાર કરતા હતા ? ” તરલાએ સામો પ્રશ્ન કર્યો.

“ તારેજ વિષે–”

“ હું પણ તેજ વિચાર કરતી હતી. ”

દેશાનંદ હર્ષથી ગાંડો બની ગયો. તેણે તરલાનો હાથ સજ્જડ ઝાલ્યો અને બોલ્યો, “ ના, ના તરલા ખરૂં ક્હે, તું ખરૂંજ બોલે છે કે ? બસ કહે, મને ક્હીજ દે ! મારા કાનને તારા મધુર સ્વરથી પવિત્ર કર ! ”

“ અરે આ શું ઘેલાં કાઢો છો, આચાર્ય ! છોડો, છોડો મારો હાથ ! કોઇ એટલામાં અહિં આવી પ્હોંચ્યું તો ? ”

દેશાનંદે નિરાશ થઈ તરલાનો હાથ છોડયો અને પાછો નરમ પડી ગયેલે સ્વરે કહેવા લાગ્યો, “ત્યારે તું મને કયારે જવાબ આપશે?”

“ આવતી કાલે. ” વિચાર કરતાં કરતાં તરલાએ કહ્યું.

“ જરૂર ? ખાત્રીથી ? ખરેખર ? ”

“ ખરેખર. ”

“ ચાલ ત્યારે. તને ઘેર પ્હોંચાડી હું પાછો જઇશ. ”

“ થાઓ તમે આગળ. ”

દેશાનંદ આગળ ચાલવા લાગ્યો. થોડીજ વારમાં શહેરમાંના ઉજ્જવળ દિપકોનો પ્રકાશ દેખાવા લાગ્યો. શહેરમાં આવી પહોંચતાંજ તરલાની બધી ચિંતા દૂર થઇ. જ્યારે તે ઘર નજીક આવી પહોંચી, ત્યારે તેને લાગ્યું, કે હવે ગમે તે યુક્તિથી ઘરડા ઠચરાને નાળીએર આપી દેવું જોઇએ." કારણ કે જો એણે મારા શેઠનું ઘર જોયું તો આપણી કાર્યસિદ્ધી થવી બહુજ મુશ્કેલ થઇ પડશે!"

આથી થોડેક જઇ તરલાએ કહ્યું, "આચાર્ય, હવે તમારે આવવાની જરૂર નથી—પાછા જાઓ. જો તમારા જેવા તરૂણ સાથે મારો પતિ મને આ પ્રમાણે જૂએ તો પછી શા, શા અનર્થ થાય તે હું કહી શકતી નથી."

તરલા હજુ પોતાને તરૂણજ માને છે એવી કલ્પનાથી દેશાનંદના આનંદનો પાર રહ્યો નહિ. તેનો હર્ષ તેના હૈયામાં શમી શકયોજ નહિ! પણ તેને તેના આનંદમાં નિમગ્ન જોઇને તરલા તેને હાથતાળી આપી એકદમ છટકી ગઇ—અદશ્ય થઇ ગઈ. ઘણો શોધ કર્યા છતાં દેશાનંદને તેનો પત્તો લાગ્યો નહિ.

## પ્રકરણ ૧૪ મું.

### સામ્રાજ્યનો જૂનો મહેમાન!

મધ્યાન્હના ઉગ્ર સમયે સમ્રાટનો દરબાર ભરાયેલો હતો. ગુપ્તવંશનો હતપ્રભાવ સમ્રાટ મહાસેનગુપ્ત સભાગારમાં સિંહાસન પર વિરજમાન થયેલો હતો. નાગરિકો પોતપોતાની ફરિઆદો ક્રમાનુસાર મહારાજા પાસે રજુ કરી રહ્યા હતા.

એ વિસ્તીર્ણ સભાગૃહમાં, ચોબાજુ મુખ્ય અમલદારો, મોભાદાર અધિકારી વગેરે પોતપોતાના સ્થાને બેઠેલા હતા, એટલુંજ નહિ પણ નાગરિકોમાંના સભ્ય સન્માન્ય શ્રેષ્ઠીઓને પણ તેમની પાછળ સગવડ ભરેલી જગા મળી હતી. છેક પાછલા ભાગમાં શહેરના રહેવાસીઓ ઠેકઠેકાણે જગા લઇ ઉભા રહ્યા હતા.

સમ્રાટની મુખમુદ્રા પર પ્રસન્નતાની તો છાયા પણ ન હતી. સ્વભાવનોજ મહાસેનગુપ્ત હમ્મેશાં ચિન્તાશીલ રહેતો. તેમાં જ્યારથી થાણેશ્વરના રાજાનું પાટલીપુત્રમાં આગમન થયું હતું, ત્યારથી તો તેની મુખમુદ્રા પર, ચિંતા સદા જણાતી હતી. સિંહાસનની જમણી બાજુએ, વેદી નીચે, સામ્રાજ્યનો મુખ્ય પ્રધાન હૃષિકેશશર્મા દર્ભાસન પર બેઠો હતો. તેની પાછળ મહાધર્માધ્યક્ષ ( આ તથા બીજી પદવીઓ, ખિતાબો વિગેરેના અર્થ તથા દરજ્જા માટે વાચકોએ એક નાનકડા કોશમાં જોવું એટલે અર્થો તરતજ સમજાશે. ) પ્રયોજક નારાયણશર્માએ આસન લીધું હતું. એ બંનેની પાછળ મહાદંડનાયક રવિગુપ્ત, મહાબલાધ્યક્ષ હરિગુપ્ત, નૌકા સમુદાયનો અધિકારી મહાનાયક સમુદ્રગુપ્ત વિગેરે સામ્રાજ્યના હોદ્દાદાર મુખ્ય અધિકારીઓ બેઠેલા હતા. આ સર્વ અધિકારીઓ વયોવૃદ્ધ હતા. મહારાજ્યની સેવામાં તેમના વાળ કાળાના ધોળા થયા હતા. એ સઘળા, ( વાંચકોએ નામોની પાછળ આવેલા ગુપ્ત શબ્દથી જાણ્યુંજ હશે તે પ્રમાણે ) સમ્રાટના કુટુંબનાજ હતા. સિંહાસનની બીજી બાજુએ રાજ્યના બીજા દરેક દરજ્જાના તરૂણ અમલદારો બેઠા હતા. ઉપર ઝરૂખામાંનાં સર્વ સુખાસનો ખાલી હતાં. કોઈ સારા ઉત્સવના પ્રસંગ શિવાય આ આસનો ભાગ્યેજ વપરાતાં.

સભામણ્ડપના ચારે દરવાજા પર સેનાનાયકો પહેરાનું કામ કરી રહ્યા હતા. એટલામાં, યુવરાજ શશાંકના ખભા પર હાથ ટેકવી ઉંચા મજબૂત બાંધાનો અને યુદ્ધવેશ ધારણ કરેલો એક વૃદ્ધ પુરૂષ નદીતીરના બાજુથી સભામંડપ તરફ આવે છે, એમ ઉત્તરદ્વારના પહેરેગીરને માલમ પડ્યું. તે વૃદ્ધ પુરૂષે પોતાના જમણા હાથથી એક આઠ નવ વર્ષની નાનકડી મનોહર બાલિકાનો હાથ પકડ્યો હતો. એ બધાની પાછળ એક તરૂણ પણ ચાલ્યો આવતો હતો. આ દેખાવ જોઇ પ્રતિહારી ચકિતજ થઇ ગયો. આશ્ચર્ય કેમ ન લાગે? નગરના સામાન્ય લોકોને એ નદી માર્ગે રાજગૃહ તરફ આવવાની સખત મનાઇ હતી. રાજ્યના બહુજ મોટા અધિકારી અને સમ્રાટના કુટુ-

અનાં માણુસો શિવાય કોઇ પણ મનુષ્ય ગંગાદ્વારમાંથી પ્રવેશ કરી શકતું નહિ. અને જેઓને તેમ કરવાનો અધિકાર હતો, તે કદી પગપાળા અથવા એકલા આવતા નહિ. ઘણાજ દબદબા ભરેલા ઠાઠમાઠથી હાથી પર, અશ્વપર યા તો પાલખીમાં બેસી તેઓ દરબારમાં આવતા. તેમની સાથે અંગરક્ષક સેના પણ આવતી. પરંતુ એવા લોકોમાંના કોઇએ, કદીયે, પ્રેમથી યા વાત્સલ્યથી, યુવરાજ શશાંકના અંગને સ્પર્શ પણ કર્યાનું પ્રતિહારીને કે કોઇનેયે માલુમ ન હતું. વાંચક, એ વાત્સલ્યના અભાવનું કારણ જાણો છો? હમણાં નહિ જાણતાં, જાણતાં જાણશો.

સભાગૃહ તરફ આવતાં, પેલો વૃદ્ધ પુરૂષ કાંઇક બોલતો હતો, અને શશાંક એકાગ્ર ચિત્તે સાંભળી રહ્યો હતો. પહેરેગીરો, અને તેમનો નાયક આશ્ચર્યથી તેમના તરફ નિહાળી રહ્યા હતા એનું તેમને ભાન પણ ન હતું!

એ વૃદ્ધ શું બોલતો હતો? સાંભળોઃ—

“યુવરાજ, કામરૂપથી પાછા આવતાં આજ રસ્તે હું રાજગૃહમાં આવ્યો હતો! હાય! તે દિવસો કયારનાયે વહી ગયા! સુસ્થિતવર્માને મેં બેડીઓ પહેરાવીને આણ્યો હતો, તે જોઈ પાટલીપુત્રના વીર સામ્રાજ્યાભિમાની નાગરિકો અત્યંત ઉત્સાહ તથા ગર્વથી જયધ્વનિ કરી રહ્યા હતા! તમારા પિતાજી યુદ્ધમાં વીરધર્મ બજાવતાં ઘાયલ થયા હતા, અને પાછળ પાલખીમાં આવતા હતા. યુવરાજ, તે સમયે તમારો તો જન્મ પણ થયો ન હતો! અરે તે વેળા સામ્રાજ્યની આવી દીન દશા—ધૂળધાણી—થઇ ન હતી! તે વેળા—તે વેળા હું ખરેખરો મહાનાયક હતો! મુઠ્ઠીભર અનાજ માટે રોહિતાશ્વના તાબાના ગામડામાં હું ભિક્ષા માંગવા લાગ્યો ન હતો!”

બોલતાં બોલતાં વૃદ્ધનો સ્વર તદ્દન ગળગળો થઈ ગયો—ઊર્મિના આવેગમાં તેનું ગળું રૂંધાઇ ગયું! શશાંકના નીલવર્ણ નેત્રમાં પણ અશ્રુબિન્દુઓ ચળકવા લાગ્યાં!

ધીમે ધીમે બન્ને સભામણ્ડપના દ્વાર આગળ આવી પહોંચ્યા.

પ્રતિહારીઓના નાયકે યુવરાજને પ્રણામ કર્યા અને અત્યન્ત નમ્રતાથી તેણે તેની સાથે આવેલા વૃદ્ધવીર વિષે પ્રશ્ન કર્યો.

શશાંક ઉત્તર આપે તે પહેલાંજ વૃદ્ધે ખિન્નપણે હસીને જવાબ આપ્યો, "મારૂં નામ યશોધવલ હું યુવરાજભટ્ટારકપાદીય મહાનાયક છું."

વૃદ્ધના મોંદાના આ શબ્દો સાંભળતાંજ પેલો નાયક ચમકીને બે ડગલાં પાછોજ હટી ગયો! રસ્તે ચાલતાં ચાલતાં ભયંકર વિષધારી નાગ નજરે પડે, ત્યારે પ્રવાસીની જે વિલક્ષણ સ્થિતિ થઈ પડે છે તેવીજ તેની અવસ્થા થઈ! તેની એ સ્થિતિ જોઈ યશોધવલે ફરી એક ખેદપૂર્ણ હાસ્ય કર્યું.

એટલામાં દ્વારરક્ષક સેનામાંનો એક વૃદ્ધ સૈનિક આગળ આવ્યો અને તેણે યશોધવલ તરફ ધારીધારીને જોયું. પછી તે પોતાની તલવાર મ્યાન કરી, કપાળને અડાડી ઉંચે સ્વરે બોલ્યો, " મહાનાયકનો જયજયકાર! માલવદેશ અને કામરૂપ દેશમાં મહાનાયકના હાથ તળે હું લઢયો છું!"

તેનો એ જયધ્વનિ સાંભળી ઉત્તરદ્વાર આગળના સઘળા સૈનિકોએ મોટેથી જયગર્જના કરી. યશોધવલે આગળ જઈ પેલા વૃદ્ધ સૈનિકને આલિંગન આપ્યું. તે જોતાંજ સૈનિકોએ ફરી જયધ્વનિ કર્યો! યુવરાજ અને યશોધવલ દ્વારમાંથી સભાગૃહમાં પેઠા. પહેરેગીરોનો નાયક તો ચકિત થઈ ત્યાંનો ત્યાંજ ચોંટી ગયો હોય એમ લાગ્યું!

સભામંડપના દ્વાર આગળ બે દણ્ડધર ઉભા હતા, તેમણે યુવરાજને જોતાંજ નમન કર્યું, અને પછી તેની સાથેના વૃદ્ધની ઓળખાણ ધીમે સ્વરે પૂછી.

ક્ષણભરે, તેમનામાંનોજ એક જણ સભામંડપના મધ્ય ભાગમાં ઉભો રહી મોટે સ્વરે બૂમ પાડી બોલ્યો, " પરમેશ્વર પરમવૈષ્ણવ યુવરાજભટ્ટારક મહાકુમાર શશાંક—નરેંદ્રગુપ્તદેવ ઉત્તરદ્વાર આગળ આવી ઉભા છે, અને તેમની સાથે રોહિતાશ્વદુર્ગના મહાનાયક યુવરાજભટ્ટારકપાદીય યશોધવલદેવ સમ્રાટની મુલાકાત લેવા આવ્યા છે!"

સમ્રાટ મહાસેનગુપ્ત સિંહાસન પર જરા આડા અઢેલીને એક

નાગરિકની ફરિઆદ સાંભળી રહ્યો હતો. સિંહાસનની વેદી નીચે એક સેવક ઉભો રહી સમ્રાટની આજ્ઞા લખી લેતો હતો. તેવામાં અચાનક યશોધવલદેવનું નામ સાંભળીને સમ્રાટ ચમકીને ટટ્ટાર થઇ ગયો! તેની એ સ્થિતિ થતાંજ સેવક પણ ગભરાઇ ગયો અને તેના હાથમાંથી ખડીઓ કલમ તથા તાડપત્ર પડી ગયાં! આથી નારાયણવર્મા ચીડાયો. બિચારા સેવકે તો એક આસનને પકડી લીધું, તેથી તે પોતે પડતો બચી ગયો!

સમ્રાટે દંડધરને મોટેથી પૂછ્યું, "શું બોલ્યો?"

"પરમેશ્વર પરમવૈષ્ણવ—"

"તે તો મેં સાંભળ્યું. પણ યુવરાજની સાથે કોણ છે?"

"રોહિતાશ્વદુર્ગના મહાનાયક યુવરાજભટ્ટારકપાદીય યશોધવલદેવ."

"કોણ! યશોધવલદેવ?"

દણ્ડધરે ડોકું હલાવી હકાર સૂચક ઉત્તર આપ્યો. મહામંત્રી હૃષિકેશશર્માએ મહાધર્માધ્યક્ષને પૂછ્યું, "મહાધર્માધ્યક્ષ, કોણ આવ્યું છે? સમ્રાટ એકાએક આટલા બધા કેમ ગભરાયા?"

નારાયણવર્મા મસ્તક ઉંચુ કરી સઘળી હકીકત ચિત્તપૂર્વક સાંભળી રહ્યો હતો; છતાં તેને મહામંત્રીનો પ્રશ્ન સંભળાયોજ નહિ. એ સમયેજ સમ્રાટ બોલ્યો, "છટ્! એ વાર્તા બનવી તદ્દન અશક્યજ છે! રોહિતાશ્વદુર્ગના મહાનાયક યશોધવલ તો ક્યારનાયે મૃત્યુ પામ્યા છે! રામગુપ્ત, તમે જરા જોઇ આવો તો ખાત્રી કરો. વળી કોઇ વેશધારીએ રોહિતાશ્વદુર્ગ ઝુંટવી તો નથી લીધો?"

રામગુપ્ત આસન પરથી ઉઠી ઉત્તરદ્વાર તરફ જવા લાગ્યો. દંડધર તેની પાછળ પાછળ જવા લાગ્યો. પરંતુ તેમને કાંઇ દૂર જવું પડ્યું નહિ. યુવરાજના સ્કંધ પર હાથ મૂકી યશોધવલદેવ ત્યાંજ આવતો હતો. તેને જોઇ રામગુપ્ત ક્ષણભર સ્તબ્ધજ ઉભો રહ્યો. કેવળ એકજ ક્ષણ! બીજી ક્ષણે ગુપ્ત સામ્રાજ્યના મજબૂત સ્તંભ. નૌબલાધ્યક્ષ મહાનાયક રામગુપ્ત પેલા હીન, દીન વૃદ્ધના પગમાં લોટી પડ્યો! આ જોઇ, વગર જાણ્યે નાગરિકોએ પૂર જોશમાં જયજયકાર

કરી મણ્ડપને ગજાવી મૂક્યો. દંડધરો કેમે કર્યા તેમને શાંત કરી શક્યા નહિ ! સમ્રાટ ગભરાટથી—ગુંચવણથી ઝટપટ ઉભો થઇ ગયો. તેને જોઇ સભામણ્ડપમાં બેઠેલા સર્વે લોકો ઉઠીને ઉભા થયા ત્યાં જે તરફ રાજ્યાધિકારીઓ હતા તેમની દૃષ્ટિએ એક વિલક્ષણ દેખાવ પડયો. એક ઉંચો બળવાન પુરૂષ યુવરાજને સ્કંધે હાથ મૂકી ધીરે ધીરે આવે છે અને નૌબલાધ્યક્ષ રામગુપ્ત એકાદ સામાન્ય ચાકર પેઠે તેની પાછળ પાછળ ચાલે છે ! આ જોઈ તેમના વિસ્મયનો પાર રહ્યો નહિ !

બિચારો હૃષિકેશશર્મા આ ચાલી રહેલા વિલક્ષણ પ્રસંગને બિલ્કુલ ન સમજી શકવાથી તદ્દન કંટાળી ગયો હતો. તે જરા બ્હેરો હતો, છતાંયે વૃદ્ધને જોઇને, કંપતા—ધ્રૂજતા પગે તે વેદી પાસે આવ્યો અને ક્ષણભર સ્તબ્ધ રહી એકદમ બોલી ઉઠયો, "કોણે કહ્યું કે યશોધવલદેવ મૃત્યુ પામ્યા ?"

એટલામાં છેક પાસે આવી પ્હોંચી, યશોધવલદેવ તેને પ્રણામ કરતો હતો, તેને અટકાવી હૃષિકેશશર્માએ તેને ગાઢ આલિંગન આપ્યું. આ જોઇ હોંશિલા નાગરિકોએ પુનઃ એક વાર જયગર્જના કરી સભામંડપ ધ્રૂજાવી મૂકયો !

સઘળા વિસ્મયથી છક થઇ ગયા. કાંપતા ચરણોએ મહાસેનગુપ્ત વેદી પરથી નીચે ઉતરવા લાગ્યો. શશાંકે તેને નમસ્કાર કર્યા, પરંતુ સમ્રાટે તેને જોયો પણ નહિ ! તેના તરફ તલમાત્ર પણ લક્ષ્ય આપ્યું નહિ ! છત્ર ચમ્મર ધરનારા સેવકો પણ સમ્રાટની પાછળ પાછળ સિંહાસનથી નીચે ઉતરવાનો યત્ન કરતા હતા, પરંતુ મહાબલાધ્યક્ષ હરિગુપ્તે તેમને ઇશારત કરી અટકાવ્યા.

સમ્રાટને જોતાંજ રામગુપ્ત અને હૃષિકેશશર્મા દૂર ખસી ગયા. યશોધવલ પોતાની તલવાર મ્યાનમાંથી બ્હાર કાઢી રહ્યો હતો, એટલામાં તો ત્વરિત ગતિથી દોડી આવી સમ્રાટ તેને ભેટી પડયો ! આ અત્યંત વિલક્ષણ દશ્ય જોઇ ઉત્સાહ અને આનંદના આવેગમાં જે મોટો જયઘોષ નાગરિકોએ કર્યો તેનું યથાર્થ વર્ણન કરવા આ લેખિની

અશક્તજ છે.

યશોધવલ તરફ જોતાં જોતાં, હજુયે જાણે આવું અગાધ સુખ પ્રાપ્ત થવાની આશા ન લાગતી હોય તેમ ધ્રુજતે સ્વરે સમ્રાટે પૂછ્યું, " ખરેખર તમે યશોધવલજ કેની ? "

યશોધવલ મૌનપણે અશ્રુ પાડતો ઉભો રહ્યો હતો. તેજ પ્રમાણે હૃષિકેશશર્મા અને રામગુપ્તનાં નેત્રામાંથીયે જલપ્રવાહ શરૂ થઈ ચૂક્યો હતો. હરિગુપ્ત આગળ આવી સમ્રાટની પાછળ ઉભો રહ્યો હતો. યુવરાજ શશાંક પણ દૂર ઉભો રહી આ કરૂણાજનક દેખાવ નિહાળી રહ્યો હતો !

સમ્રાટ યશોધવલદેવને લઇ વેદી તરફ ગયો. યુવરાજ, ગુપ્તવંશજનિત વિવિધ અધિકારીઓ, હૃષિકેશશર્મા વિગેરે તેમની પાછળ ચાલવા લાગ્યા. જ્યારે સમ્રાટે વેદીના પગથીયા પર પગ મૂક્યો, ત્યારે યશોધવલ અટક્યો અને કહેવા લાગ્યો, " મહારાજાધિરાજ, આપ આસન પર વિરાજો, પછી મારે જે કરવું છે તે હું કરીશ. "

પોતાની પાસે વેદી પરજ તેને બેસાડવાનો સમ્રાટનો યત્ન નિષ્ફળ ગયો ! સમ્રાટની એ ઇચ્છા પરિપૂર્ણ કરવા તે કબુલ થયો નહિ !

સમ્રાટ સિંહાસન પર બેસતાંજ યુવરાજનો હાથ પકડી યશોધવલે તેને વેદી પર ચઢાવ્યો; યુવરાજ પણ સિંહાસન પર બેઠો. પછી યશોધવલ વેદી સમક્ષ ઉભો રહ્યો. પોતાની તલવારને તેના મ્યાનમાંથી કાઢી તેની અણિ કપાળને અડાડી તેણે તેને સમ્રાટના ચરણો પાસે મૂકી. તે સાથેજ સભામાં કાનના પડદા ફાડી નાંખે એવો મોટો જયજયકાર ધ્વનિ થયો !

સમ્રાટે તે તલવાર લઇ પોતાના કપાળને અડાડી યશોધવલને પાછી આપી.

પછી તલવાર હાથમાં લઈ યુવરાજને ઉદ્દેશીને યશોધવલદેવે કહ્યું, " મહાકુમાર ! આ યશોધવલ આ પૂર્વે જ્યારે [illegible]ટને મળવા આવ્યો હતો, ત્યારે આ સિંહાસન તમારા વગર શૂન્ય હતું. આજ

કેટલાંયે વર્ષો થયાં મેં યુવરાજનું અભિવાદન કર્યું નથી. તમારા પિતાની બાલ્યાવસ્થામા, તેના યુવરાજપદને સમયે મેં એ સિંહાસન વપરાતું જોયું હતું. યુવરાજ, આ તમારા અત્યંત વૃદ્ધ સેવકના પ્રણામ સ્વીકારો."

એમ કહી યશોધવલે ફરીથી તલવાર મસ્તકને અડાડી યુવરાજના ચરણો આગળ મૂકી. યુવરાજ તે તલવાર લઇ સિંહાસનની નીચે –ગદીની પણ નીચે ઉતર્યો અને અત્યંત નમ્રતાથી તેણે યશોધવલને પ્રણામ કરી તે આપી.

સભામાં વ્યાપી રહેલા જયધ્વનિનું તો પૂછવુંજ શું?

સમ્રાટની ચિન્તાગ્રસ્ત મુખમુદ્રા પર હવે ચિન્તા રહી ન હતી. પ્રસન્ન વદને "ધન્ય ધન્ય!" એવા ઉદ્ગાર તેણે પણ કાઢયા. વૃદ્ધ યશોધવલે યુવરાજ શશાંકને તરત ઉચકી લીધો અને પુનઃ પુનઃ તેને અનેક ચુંબન કરી તેણે તેને ફરી તેના સિંહાસન પર બેસાડયો.

પછી ક્ષણભર વિશ્રાન્તિ લઇને સિંહાસન સામે ઉભા રહી યશોધવલે નીચે પ્રમાણે બોલવાનો આરંભ કર્યો.

"મહારાજાધિરાજ! ઘણાં ઘણાં વર્ષો પછી પરમપૂજ્ય સમ્રાટ પાસે હું શા માટે આવ્યો તે હું તમને કહીશ. મેઘનાદના સામા તીરપ્રદેશ પર મારા કીર્તિધવલે સામ્રાજ્ય પ્રતિ પોતાનો ધર્મ બજાવતાં પ્રાણ ત્યાગ કર્યા. તેની નાનકડી પુત્રીનું પાલન–પોષણ કરવાનું સામર્થ્ય મારામાં રહ્યું નહિ. જે વીર હસ્તમાં સામ્રાજ્યનો ગરૂડધ્વજ ધારણ કરી હું અનેક વિજયયાત્રાઓનો નેતા થયો હતો, જે હાથ સદા સર્વદા સામ્રાજ્યની સેવામાં તત્પર રહેતો, તેજ રોહિતાશ્વ દુર્ગના નિવાસીઓ- પ્રજાજનો પાસે હું ભિક્ષા માગું? અશકય, સર્વથાજ અસંભવિત! કોઈ નવો હુન્નર–ઉદ્યોગ શીખી દ્રવ્યોપાર્જન કરૂં પણ તેને યોગ્ય મારી વય નથી, મારો તારૂણ્યકાલ વહી ગયો છે! મારા કીર્તિધવલે સામ્રાજ્ય સેવામાં પોતાના પ્રાણનું બલિદાન આપ્યું છે. જો સમ્રાટ આ નાનકડી બાળાના ભરણ પોષણની વ્યવસ્થા કરે તો આ વૃદ્ધ સેવક નિશ્ચિંત થાય.

"સામ્રાજ્યને હજુયે તલવારની આવશ્યકતા છે. આ વૃદ્ધમાં

બાહુબળનો હજુ સર્વથા અભાવ નથી, તલવાર ધારણ કરી શત્રુને તેનો સ્વાદ ચખાડવાની તેની શકિત હજુ તદ્દન ક્ષીણ થઇ નથી, એટલે તેને બે કોળીયા અનાજનાં ફાંફા નહિ પડે હું તો હરણાદિના માંસ પર જીવીને પણ મારૂં બાકી રહેલું આયુષ્ય પૂરૂં કરૂં: પરંતુ મહારાજ! શું કરૂં? કીર્તિધવલની કોમલ કન્યા માંસ ખાઇ શકતી નથી–તે તેને ગળેજ ઉતરતું નથી! તેને માટે, વધારે તો શું પણ ચાર દાણા ઘઉં માટે પણ મેં ભિક્ષા માંગી છે! અરે બીજું તો શું અન્નનો એક પણ દાણો ઘરમાં ન રહેવાથી મારી સ્વર્ગસ્થ પત્નિનું અણમોલ રત્નકંકણ મેં વેચવા કાઢયું હતું! પરંતુ મારા જુના સેવકોને એ વાર્તાની ખબર પડવાથી તેમણે ભિક્ષાવૃત્તિથી પૈસા ભેગા કર્યા. એજ પૈસાથી મારી પત્નીનું કંકણ છોડવી હું પાટલીપુત્ર આવ્યો છું! અધીશ! મારી કોમલાંગી લતિકા રાજગૃહમાં દાસી પેઠે રહેશે, પ્રતિદિન સ્હવાર સાંજ બે વાર તેને પેટપૂર અનાજ મળે એટલે બસ! પણ માંસ–પ્રભો, તે માંસ ખાઇ શકતી નથી. આ યશોધવલ ભિક્ષા માગી શકતો નથી. સમ્રાટ, ધવલવંશની હવે પડતી થઇ ચૂકી, ક્ષણભંગુર વિશ્વમાંથી તેનો સર્વથા લોપ થઇ ગયો! માલવ દેશમાંની અતુલ સમૃદ્ધિ અને બંગ દેશમાંનો વિશાળ વૈભવ, ધવલવંશનો ત્યાગ કરી ગયાં, રાજદ્રવ્ય ભેગું કરી સરદારને પ્હોંચાડે એવા સર્વ મનુષ્યો અદૃશ્ય થઇ ગયા, રે, જંગલી–રાની પ્રજાને હુમલો કરતાં અટકાવનારા વીર યોદ્ધાઓ ચાલ્યા ગયા! મહારાજ, એમજ સમજો કે યશોધવલ મૃત્યુ પામ્યો છે! રોહિતાશ્વગઢ શૂન્યતાથી વ્યાપ્ત બની ગયો છે! આ યશોધવલનું ભૂત છે–એક મુઠ્ઠીભર અનાજ માટે ઓશિઆળુ બની પૃથ્વી પર જેમ તેમ જીવન વીતાડી રહ્યું છે!"

યશોધવલથી કેટલેક દૂર વીરેન્દ્રસિંહ તેની પાત્રીને લઇ ઉભેલો હતો. લતિકાને લઇ આગળ આવવા યશોધવલે તેને ઈશારત કરી. લતિકા પાસે આવતાંજ યશોધવલદેવે કહ્યું, "બેટા, મહારાજાધિરાજને પ્રણામ કર."

બાલિકાએ નમન કરતાંજ, વીરેન્દ્રસિંહે તેની પાછળ ઉભા રહીને

વીરને છાજતી રીતે અભિવંદન કર્યું.

યશોધવલ પુનઃ બોલવા લાગ્યો, "ધિરાજ, આ બાલિકા મારા કીર્તિધવલની પુત્રી એના પિતાએ બંગદેશમાં સામ્રાજ્ય ખાતર પ્રાણ-દાન કર્યું. એની માતાએ વૈધવ્ય દુઃખનો સ્વિકાર કર્યો નહિ. પતિની પાછળ તેણે પણ અગ્નિપ્રવેશ કર્યો. હવે એને પેટપૂરતું અનાજ આપવાની શકિત મારામાં રહી નથી. સમ્રાટે એના પોષણનો ભાર માથે લેવો જોઈએ. જુના પુરાણા કાળથી રાજાઓ રાજ્ય માટે પ્રાણ આપનાર સૈનિકોના ભરણ પોષણનો ભાર માથા પર લેતાં આવ્યા છે, એનીજ શ્રદ્ધાથી આ માબાપ વિનાની અનાથ બાલા માટે એક કોળીયા અનાજની યાચના તમારી પાસે હું કરી રહ્યો છું."

યશોધવલનું—તેના ભાષણનું વિવેચન કરતાં, સમ્રાટને અમે તદ્દન ભૂલી ગયા છીએ; તેનાં નેત્રોમાંથી વ્હેતા જલ પ્રવાહને અમે વિસરી ગયા છીએ, તેના ચિમળાઈ ગયેલા ગાલને તેના અત્યંત જોરથી ધબકતા હૃદયને તેના અપરિચિત અશ્રુપ્રવાહને અમે ભૂલી ગયા છીએ; પરંતુ પાઠકગણોની કલ્પના શક્તિ એટલી બધી ક્ષુદ્ર હોવી શકય નથી કે આવા કરૂણ ભાષણની, આવાં રોમેરોમ ખડાં કરનારાં વચનની આવા હૃદયભેદક શબ્દોની કેવી અસર થાય તે જુદું સમજાવવું પડે.

યશોધવલનું બોલવું પૂરું થાય તે પહેલાંજ ઉપર વર્ણવેલી સ્થિતિમાં સમ્રાટ ઉભો થઈ ગયો, અને ગદ્‌ગદ્ કંઠે કહેવા લાગ્યો, "ય—શો—ધ—વલ. મારા બા...લ મિત્ર !—"

તેનું ગળું રૂંધાઈ ગયું, તેનો સ્વર નીકળીજ શકયો નહિ! સમ્રાટ મહાસેનગુપ્ત ચેતનહીન પ્રેત પેઠે સિંહાસન પર પડયો! સભાગૃહમાં સઘળા નિઃસ્તબ્ધતાથી ઉભા હતા!

નારાયણવર્મા વેદી સામે આવી બોલ્યો, "ધિરાજ, આજે દરબારનું નિયમિત કાર્ય થઈ શકે તેમ નથી. આજ્ઞા થાય તો ન્યાય મેળવવા આવેલા નાગરિકો વિદાય લે."

શિર હલાવી સમ્રાટે સંમતિ આપી. યશોધવલ કાંઈક બોલવા જતો હતો, પણ હૃષિકેશશર્માએ તેને અટકાવ્યો.

ધીમે ધીમે સભાગૃહ ખાલી થવા લાગ્યું. રાજ્યના મુખ્ય અધિકારીઓજ ત્યાં રહ્યા. પ્રતિદિન દરબારનું જાહેર કામ થઇ રહ્યા બાદ મંત્રીમંડળની સભા થતી, અને તેમાં મુખ્ય મુખ્ય અધિકારીઓ હાજર રહેતા.

હરિકેશે કહ્યું, "આજ મહારાજાને જરા અસુખ હોવાથી મંત્રીસભા ભરવી એ ઠીક લાગતું નથી."

સમ્રાટ તત્ક્ષણ બોલ્યો, "આજે તો મંત્રીસભા ભરવાની વિશેષ જરૂર છે. સાયંકાળ પછી સમુદ્રગૃહમાં મંત્રીસભાની બેઠક થશે. આજે બહુજ મહત્વના વિષયો ચર્ચવાના છે. જે અધિકારીઓ અહિં હાજર ન હોય તેમનેયે દૂત પાઠવી તેડાવવાની વ્યવસ્થા કરો."

યશોધવલદેવને પોતાને ઘેર લઇ જવાનો રામગુપ્ત યત્ન કરતો હતો. યશોધવલે તેની પરોણાગત સ્વિકારી, અને સમ્રાટ પાસે જવાની રજા માગી.

સમ્રાટે કહ્યું, "યશોધવલદેવ, તમારી વિનંતિનો સ્વિકાર નહિ થાય. મારી સાથેજ તમે ચાલો. આજે તમે કોઇના અતિથિ થઇ શકોજ નહિ. આજે તમે સામ્રાજ્યનાજ અતિથી થશો!"

ક્ષણભર રહીને યશોધવલ, સમ્રાટ, અને યુવરાજ શશાંક ત્યાંથી ચાલ્યા ગયા. સભાગૃહ નિર્જન બની રહ્યું.

## પ્રકરણ ૧૫ મું.

### "ભલે મારો પ્રાણ જાય–"

રાજ્યગૃહની પાછળ ગંગાતીરેજ એક નાનકડો બગીચો હતો. આજે કેટલાંયે વર્ષો થયાં કોઇએ કાળજી ન લેવાથી રાજ્યગૃહના વિસ્તીર્ણ આંગણાનું તથા તેમાંના બાગનું અરણ્યમાં રૂપાન્તર થઇ ગયું હતું. પરંતુ ગંગાતીર પરની આ નાનકડી પુષ્પવાટિકાની બરાબર સંભાળ લેવામાં આવ્યાથી, તે હજીયે રમણીયતાની મૂર્તિ પેઠે ખિલી રહી હતી. આ બાગમાં પુષ્પવૃક્ષો શિવાય બીજું કશુંજ દેખાતું

ન હતું. પુષ્પવાટિકાની ચારે તરફની વાડ પર વિવિધ પ્રકારના વેલાઓ ચઢાવેલા હોવાથી, તેમજ તેનો વિસ્તાર ઘણો વધી ગયો હોવાથી એ વાડ તદ્દન ઢંકાઈ ગઇ હતી. કેટલીક લતાઓ નાનાં નાનાં પુષ્પોથી ફાલી ઉઠી હતી અને કેટલીક તો કોમળ ચળકતા સુંદર પત્રપલ્લવોને લીધે, ભારથી લચી પડી હતી. એ ચતુષ્કોણ પુષ્પવાટિકાના મધ્યભાગમાં એક સંગેમરમરના પત્થરની બનાવેલી વેદી હતી, અને તેની આસપાસ હજારો પુષ્પવૃક્ષો હતાં. એ સઘળાં વૃક્ષો પણ ફાલી ઉઠેલાં હતાં. સૂર્યોદય પૂર્વે ગંગાના વક્ષઃસ્થલ પરથી આવતી સમીર લહરીઓ વૃક્ષશાખાઓને ડોલાવતી, શીત બનાવતી અને એ પ્રમાણેજ આખા બાગનેયે ઠંડો બનાવી મૂકતી.

સમીર લહરીઓનેજ લીધે વિવિધ પ્રકારનાં અસંખ્ય પુષ્પો ખરી પડી જમીન પર એક નાજુક ગાલીચો પાથરી મૂકતાં ! હજુ રાત્રિનો અંધકાર સંપૂર્ણ રીતે નષ્ટ થયો ન હતો. તે પ્રાતઃકાળ થવાથી ભયભીત થઇને રાજગૃહને ખુણેખાંચરે વૃક્ષ સમુહનો આશ્રય લઇ જેમ તેમ ટકી રહ્યો હતો. સૂર્યનારાયણનાં અસંખ્ય જ્વાલામય કિરણો ફેલાય નહિ ત્યાં સુધી તે જતું રહે એ શકયજ ન હતું !

પુષ્પવાટિકાનો દરવાજો ઉઘડયો. સાથેજ દરવાજા પરની માધવી લતા થરથર કાંપવા લાગી. દરવાજામાંથી એક બાલિકા બાગમાં આવી. તેનો ભ્રમર સમાન કાળો કેશકલાપ વાયુલહરીઓને લીધે નૃત્ય કરી રહ્યો હતો ! અંદર આવતાંજ બાળાએ આમતેમ બહુ શોધ કરી, પરંતુ તેને કોઇજ દેખાયું નહિ. આથી પાછી ફરી, બંધ કરેલો દરવાજો તે ઉઘાડતી હતી, એટલામાં બ્હારથી બીજી એક બાલિકા ખડખડ હસતાં બોલી, "યુવરાજ, મેં ચોર પકડયો હોં !"

પહેલી બાલિકાએ નાસી જવાનો યત્ન કર્યો, પરંતુ નવિન આવનાર બાલાએ તેને સજડ પકડી રાખી હતી. એટલામાં હસતાં હસતાં, શશાંક અને માધવગુપ્ત ત્યાં દોડતા આવી પ્હોંચ્યા.

શશાંકે પહેલી બાલાને પૂછ્યું, "ચિત્રા, અલિ તું એકદમ એ પ્રમાણે નાસી શા માટે આવી !"

ચિત્રાએ કાંઇ ઉત્તર આપ્યો નહિ; એટલે પેલી બીજી બાલાએ કહ્યું, "ચિત્રા રીસાઇ છે હાં !"

શશાંકે સ્મિતમય વદને પૂછ્યું, "રીસાઈ છે ? કોના પર ?"

"તમારા પર વળી."

"મારા પર ? કેમ ? તે શા માટે ?"

"તમે મને ફુલ તોડી આપવાનું કબુલ કર્યું માટે !"

આ સાંભળી શશાંક ખડખડ હસવા લાગ્યો ! ક્રોધ અને લજ્જાને લીધે ચિત્રાની મુખમુદ્રા લાલચોળ થઈ ગઈ ! તેનો ક્રોધ જોઇ પેલી બીજી બાલિકાને જરા શરમ લાગવા માંડી. તેથી તેણે માધવગુપ્તને કહ્યું. "ચાલો, કુમાર, આપણે આપણાં ફુલો તોડવા બીજી બાજુએ જઇએ."

થોડીજ વારમાં માધવગુપ્ત અને તે બાલિકા પુષ્પવાટિકામાં અદૃશ્ય થઈ ગયાં !

તેઓ ગયા બાદ શશાંકે પૂછ્યું, "ચિત્રા, તું શા માટે મારી સાથે રીસાઈ હતી વારૂ ?"

તેને બિલકુલ જવાબ ન આપતાં, ચિત્રા બે ડગલાં પાછળ હઠી. શશાંક આગળ વધી તેનો હાથ પકડવા લાગ્યો, પરંતુ તેણે હાથ જોરથી છટકાવી લીધો છતાંયે શશાંકે આખરે બળ વાપરીને તેનો હાથ તો પકડ્યોજ !

"અરે ! પણ અહિ એવું થયું છે શું, તે તો કહે ?"

ચિત્રા મોઢું ફેરવી રોવા લાગી. શશાંકે ઘણી સમજાવટથી તેની સાંત્વના કરવાનો યત્ન કર્યો. આખરે, ઘણીજ વિનવણી અને કાલાવાલા કર્યા ત્યારે તેણે કહ્યું, "તમે લતિકાને ફુલ તોડી આપવાનું કબુલ કર્યું, તેથી મને રીસ ચઢી !"

શશાંકે હસતાં કહ્યું, ' તો ગાંડી, લતિકા ચાર દહાડા આપણે ત્યાં મ્હેમાન તરિકે આવી છે, તો તેની સાથે મારે જરા રમવું નહિ કે ? તેને સંતોષવા માટે તો માતુશ્રીએ મને સ્પષ્ટ આજ્ઞા આપી છે. હું જો લતિકા સાથે છૂટથી હસું, રમું નહિ, તો એ બિચારી પારકી

છોકરીને કેવું લાગે, બોલ ?"

ચિત્રાનું મુખમણ્ડલ વધુ ગંભીર બન્યું. તે બોલી, "પણ તેથી તમારે એને ફુલ શા માટે તોડી આપવાં જોઇએ ?"

હવે આ 'શા માટે'નો ઉત્તર કુમાર શું આપે ? તેણે ચિત્રાને સમજાવવાનો યત્ન કર્યો. પરંતુ એમ સમજી જવાની—શાંત પડવાની તેને ઇચ્છાજ ક્યાં હતી ?

ત્યારે નિરૂપાય થઇ કુમારે અંતે કહ્યું, "ઠીક ત્યારે, હું તનેજ ફુલ તોડી આપીશ. લતિકાને નહિ આપું. હવે તો થયું ને ?"

હવે ચિત્રાનું હૃદય સ્હેજ શાંત પડ્યું !

એ પુષ્પવાટિકામાં જે પુષ્પો ખિલ્યાં હતાં તે બધાંજ તોડી નાંખવાની આ બાલિકાએ શરતજ કરી હતી ! તેમણે એક સપાટે પુષ્પ ચૂંટી નાંખવા માંડયાં હતાં ! ફુલો એકઠાં કરી તેઓ પેલી વચ્ચે આવેલી વેદી * પર ઢગલો કરતાં. શશાંક ચિત્રાને આપતો, અને માધવગુપ્ત લતિકાને આપતો.

એટલામાં ઉદ્યાનના દ્વાર આગળથી કોઇ બોલ્યું, "અરે, કુમાર તો અહિંજ છે આવો અહિં."

કુમારે પૂછ્યું, "કોણ છે ?"

"યુવરાજ, હું અનંત છું. નરસિંહ તમને શોધે છે."

બન્ને બાલક દ્વાર ઉઘાડી અંદર દાખલ થયા. એમાંના એકનો પરિચય વાચકોને કયારનોએ થઇજ ગયો છે. યજ્ઞવર્માના પુત્ર અનંત તરિકે. પાટલીપુત્રમાં મચેલા પેલા નાગરિક—સૈનિક જંગમાં એણે જે પાઠ ભજવ્યો હતો, તે પાઠકોને સુવિદિત છે. બીજો બાલક ચિત્રાનો મોટો ભાઇ નરસિંહદત્ત હતો.

---

* આ વેદીઓ સઘળી એક આકારની ન હતી. આગળ જે વેદીઓનાં વર્ણન આવ્યાં છે તેનાથી આ જૂદાજ પ્રકારની હતી. આ સ્થળની વેદી ફક્ત એક પત્થરનું બાંધેલું વર્તુલ હશે એવી ધારણા બાંધી શકાય છે. બીજા સ્થળોની વેદીઓના આકાર તેજ પ્રમાણે જૂદા જૂદા સમજી લેવા.

નરસિંહે પૂછ્યું, " યુવરાજ, કેમ, શું થાય છે ? "

શશાંક સસ્મિત કહેવા લાગ્યો, " આ ભાઇ, તમારી બ્હેનની ગુલામગિરી કરીએ છીએ ! રોહિતાશ્વદુર્ગથી લતિકા ચાર દહાડા અમારે ત્યાં મ્હેમાન તરિકે આવી, માટે તેને ફુલ તોડી આપી આનંદમાં રાખવાનો યત્ન હું આદરતો હતો, પણ તે જાણતાં જોઇ લ્યો તમારી બ્હેનનું સિંહણ–સ્વરૂપ ! હવે માધવ લતિકાનો સ્નેહ–સેવક બન્યો છે ! "

કુમારનું આ કથન સાંભળી નરસિંહ તો ખડખડ હસવા લાગ્યો. અનન્તનો હાસ્યધ્વનિ પણ હદ ફેલાવી ગયો. ચિત્રા, સલજ્જ વદને નીચું જોવા લાગી. નરસિંહે તેને પૂછ્યું, " જ્યારે યુવરાજ મોટા થઇ દશ રાણી પરણશે, ત્યારે તું શું કરવાની છે અલિ ? "

બાલિકા મ્હોં ફેરવી બોલી, "હું તેને તેમ કરવાજ નહિ દઉંતો ?"

ચિત્રાનો આ ઉત્તર સાંભળી સઘળાં ખડખડ હસવા લાગ્યાં.

નરસિંહ આમ તેમ નજર કરી હસતાં હસતાં બોલ્યો, " બાગના પુષ્પોનો તો પૂરો નિકાલ થઈ ગયો ! મને લાગે છે કે હવે ઝાડોનો વારો આવશે કે શું ! દહાડો મોટો થતો જાય છે, નદી પર જવું ઠીક કે નહિ ? પણ એક પ્રહર વિતે તે પહેલાં તે વળી સ્નાન થાય ? મહાદેવી તરફથી ત્રણ ચાર વાર નોકર આવી ન્હાવા ખાવાની સૂચના આપે તે પૂર્વે કાંઇ વળી ન્હવાય ? "

નરસિંહના આ શબ્દોએ પાછી હસાહસ મચાવી મૂકી. કુમાર હસતાં હસતાં બોલ્યો, " નરસિંહ, અમારા સઘળામાં તુંજ સૌથી મોટો, તુંજ પાકટ ઉમ્મરનો વયોવૃદ્ધ, અને તુંજ ડહાપણનો દરિયો હોય એમ દેખાય છેને ! "

કુમારનું આ વાક્ય હજુ તો પૂરૂં થયું નથી, એટલામાં એક દાસી ત્યાં આવી લાગી. તેણે કુમારને પ્રણામ કરી કહ્યું, " મહાદેવીએ તમને સર્વને ન્હાઈ લેવાનું કહ્યું છે. "

આ સાંભળી નરસિંહ મોટેથી હસ્યો અને બોલવા લાગ્યો, " કેમ કુમાર, મેં શું કહ્યું હતું ? "

સઘળાં બાલકો તરત બાગમાંથી રાજગૃહ તરફ ગયાં.

× × × × ×

રાજગૃહના આંગણા આગળના એક ઝરૂખા પર એક ઉંચો પુરૂષ આમ તેમ આંટા મારી રહ્યો હતો. તેને જોતાંજ લતિકા તેને બાઝી પડી. તેની પાછળ જઇ શશાંક તથા માધવગુપ્તે તેને પ્રણામ કર્યા. બીજાં બાળકો, ( અનંત, નરસિંહ, ચિત્રા ) સ્હેજ દૂર ઉભાં રહ્યાં. એ પુરૂષ લતિકાનો દાદો યશોધવલજ હતો.

શશાંકના મનોહર ' સોનેરી શિર ' પર હાથ ફેરવતાં ફેરવતાં અંગુલિનિર્દેશ કરી યશોધવલે પૂછ્યું, " યુવરાજ, આ કોણ ? "

શશાંકે ઇશારત કરતાંજ ત્રણે બાળકોએ આવી યશોધવલને નમ્રતાપૂર્વક નમસ્કાર કર્યા. શશાંકે યશોધવલને તેમની ઓળખાણ આપી. અનંત તથા ચિત્રાને ઉંચકી લઇ વૃદ્ધવીર વિચાર કરવા લાગ્યો—ચિંતાના મહાસાગરમાં ગોથાં ખાવા લાગ્યો.

યશોધવલના ચિત્તમાં જે વિચાર ચાલતા હતા તે આ પ્રમાણે. " આશ્રયને અભાવે સામ્રાજ્યના અમીર ઉમરાવો અને મુખ્ય મુખ્ય ખાનદાનના વંશજો રાજ્યધાનીમાં આવેલા છે. સામ્રાજ્યમાં સર્વેજ ભિખારી ! ભિક્ષાદાન કરનાર કોઇજ નહિ ! વૃદ્ધ સમ્રાટજ સઘળાંનો આશ્રયદાતા ! તે બિચારાયે મારી પેઠે વૃદ્ધ થયો છે. તેના ઉભય બાળકો બાલ્યાવસ્થામાં હોવાથી રાજ્યરક્ષણ કરવા અસમર્થ છે ! ચોબાજુ મોટા પ્રબલ શત્રુએ ગીધડાંની પેઠે સમ્રાટના મૃત્યુની કાકડોળે વાટય જોઇ રહ્યા છે. હવે કરવું શું ? "

દાસી દૂર ઉભી રહી. યશોધવલદેવને વિચારમાં મશગુલ જોઇ તે આગળ આવી, અને પ્રણામ કરી કહેવા લાગી, "સરકાર, દહાડો ચડે છે તેથી મહારાણીએ બાળકોને સ્નાન કરાવવાની આજ્ઞા કરેલી છે, માટે—"

યશોધવલ, જે શૂન્ય હૃદયે અનંત અને ચિત્રાને ઉંચકી વિચારમાં તલ્લીન થઇ ઉભો હતો, તેને ભાન આવતાંજ, તેણે તરત તેમને નીચે મૂકયાં. તત્ક્ષણ સઘળાં પ્રણામ કરી ત્યાંથી દોડી ગયાં. વૃદ્ધ ફરી ચિંતાનિમગ્ન થઈ ગયો.

તે વિચારવા લાગ્યો:–" લતિકાની ચિંતાથી ખળભળી ઉઠી હું સમ્રાટ પાસે આવ્યો, પરંતુ અહિં શું દેખાય છે? સર્વનીજ સ્થિતિ શોચનીય છે! રાજ્યકાર્યભારમાં કોઇ જાતની સગવડ યા વ્યવસ્થા નથી! સમ્રાટ વૃદ્ધ થયા છે એટલે તેનાથી કોઇ પ્રકારનો શ્રમ થઇ શકતો નથી. બ્હારના શત્રુના ભયથી તે નિરંતર ચિંતામગ્ન રહે છે. કોઇની નાનકડી ભૂલથી પણુ તે ઘોટાળામાં પડી જાય છે. ઉભય રાજકુમાર હજુ રાજ્યકાર્યભારની લગામ હાથમાં લેવાને યોગ્ય થયા નથી. હૃષિકેશ-શર્મા અને નારાયણશર્મા હાલમાં સામ્રાજ્યના ગૌરવસ્તંભ છે, પણ એ સ્તંભ પણ ઘણા વર્ષો પર બંધાયા હોવાથી ભાગુંતૂટું સ્થિતિમાં આવી પડયા છે–કોઇ જાતનો ભાર ઝીલવાની શક્તિ તેમનામાં રહી નથી. ત્યારે હવે સામ્રાજ્યની રક્ષા કેમ કરવી? શા શા ઉપાયો યોજવા કે જેથી પ્રાચીન સામ્રાજ્ય સ્થિર રહે?

વિચાર કરતાં કરતાં તેની મુખમુદ્રા લાલચોળ બની ગઇ. તે એકજ સ્થળે સ્થિર ઉભો રહ્યો! પછી ઘણો વિચાર કરી, આખરે યશોધવલદેવે ઠરાવ્યું કે રાજ્યકાર્યમાટે પોતાના પ્રાણનો ભોગ આપવો! કીર્તિધવલે સામ્રાજ્ય માટેજ રણાંગણ પર સ્વર્ગગમન કર્યું. ત્યારે મારે પણ મારા આયુષ્યનો બાકીનો ભાગ સામ્રાજ્ય સેવાનું ક્ષેત્ર ખેડતાં કેમ ન વીતાડવો? જાપિલીય મહાનાયકો સામ્રાજ્ય માટેજ પોતાના તન અને મનનું દાન દેતા આવ્યા છે. તે અનુકરણીય વંશનો છેલ્લો વંશજ પણ પોતાના પરમપૂજ્ય પૂર્વજોને પગલેજ ચાલશે!

યશોધવલદેવ ચપળ પ્રકૃતિનો હતો. મનમાં એકવાર કોઈ કાર્ય માટે નિશ્ચય થયો, કે તરતજ તેને સ્વરૂપ આપી અમલમાં મૂકવાની તેને ઉત્કંઠા થતી. તેણે હાંક મારી, " કોણુ છે રે?"

ઝરૂખાના એક ખુણામાંથી એક પહેરેગીર પ્રણામ કરી પાસે આવ્યો. યશોધવલે તેને પૂછ્યું, " સમ્રાટ કયાં છે? હાલ ને હાલ મારે તેમને મળવું છે."

પહેરેગીરે કહ્યું, " મહારાજાધિરાજ અત્યારે ગંગાદ્વાર તરફ ગયા છે."

" તેમને મારી ઈચ્છા વિજ્ઞપ્ત કર. "
" જેવી આજ્ઞા. "
નમન કરી પહેરેગીર ગયો.

## પ્રકરણ ૧૬ મું.

### વૃદ્ધોમાં યૌવનનો સંચાર !

ગંગાદ્વારની બ્હાર, ભાગીરથી તીરે આવેલાં પગથીયાંઓને મથાળે સમ્રાટ મહાસેનગુપ્ત બેઠેલો હતો. તેની સામેજ વિશાળ રેતીનો પટ વિસ્તરેલો હોઇ તેને બીજે છેડે ભાગીરથીની સુક્ષ્મ પ્રવાહરેખા જણાતી હતી. સમ્રાટ ત્યાં બેઠો બેઠો નીચે રમતાં બાલકોની ક્રીડાને નિરખી રહ્યો હતો.

એટલામાં પેલા પહેરેગીરે આવીને નમન કરી કહ્યું, " અન્નદાતા, મહાનાયક યશોધવલદેવ હાલ ને હાલ આપની મુલાકાત લેવા ઇચ્છે છે "

સમ્રાટ સ્હેજ વિચારમાં પડ્યો; પછી બોલ્યો, " ભલે, તેમને અહિં લઇ આવ."

પહેરેગીર પુનઃ પ્રણામ કરી ગયો અને કેટલીક વેળાએ યશોધવલદેવ ત્યાં આવી પ્હોંચ્યા. સમ્રાટે હસિત વદને પૂછ્યુ, " કેમ, દેવ, શા સમાચાર છે ? "

યશોધવલ સમ્રાટને પ્રણામ કરતો હતો, એટલામાં તેને અટકાવી પાસે ખેંચી સમ્રાટે તેને બેસાડવાનો યત્ન કર્યો. પરંતુ યશોધવલ સ્હેજ દૂરજ બેઠો.

ક્ષણવાર સ્તબ્ધ રહી, બે હાથ જોડી તે બોલ્યો, " અધિશ ! મારી પાછળ મારી લતિકા નિરાશ્રિત થઈ રખડતી થઇ જાય નહિ; તે માટે બે કોળીયા અન્નની યાચના કરવા હું આપની પાસે આવ્યો, પરંતુ અહિં આવ્યા પછી, હું અત્રે વિલક્ષણ દેખાવ જોઉં છું !

" અભિજાત સંપ્રદાયના સઘળા મનુષ્યો દ્રવ્યહીન ભિક્ષુકજ થઇ ગયા છે એવું દેખાય છે. નિરાશ્રિત વિધવા અને અનાથ દુધમલ

બાળકોના પિતા કે આશ્રયદાતા, સઘળામાં આપજ. પરંતુ, આપના કેશ હવે શ્વેત થવા આવ્યા છે, આપની 'મહાયાત્રા'નો દિવસ પણ ધીરે ધીરે પાસે આવતો જાય છે તેથી આપની પાછળ સામ્રાજ્યની અને પ્રજાની શી સ્થિતિ થશે તે વિચારતાં મને દારૂણ માનસિક થાય છે. અહિં આવ્યા પછી આ સર્વ દુર્દશા જોઇ મારી લતિકાને તો હું સર્વથાજ વિસરી ગયો ! તમારા ઉભય કુમારની બાલ્યાવસ્થા હજુ સમ્પૂર્ણ થઇ નથી એમ કહીએ તો ચાલે. તેમને રાજકાર્યભારનું જ્ઞાન આપતાં આપતાં ઘણો કાળ વહી જશે. હ્રષિકેશશર્મા અને નારાયણશર્મા એ તમારા બે મુખ્ય અધિકારીઓ હવે વયોવૃદ્ધ થયાથી કાંઇ પણ પ્રકારનો પરિશ્રમ વેઠી શકે તેમ નથી. તરૂણ અને નવિન અધિકારીઓ કાંઇ કામ કરવાની હિમ્મત કરી શકતા નથી, અને તેમનામાં તેટલું અંગબળ વા મનોબળ પણ નથી. પ્રત્યેક વાતમાં તમને ખબર કરવાની અથવા તમારી અનુમતિ લેવાનીયે તેમને બ્હીક લાગે છે. એ સઘળાંનું હૃદયવિદારક પરિણામ તો એ થયું છે. કે આપ જીવંત છો છતાંયે રાજ્યમાં અત્યંત અવ્યવસ્થા—ભારી અંધેર ચાલી રહ્યું છે !

"હાલની સ્થિતિમાં ખરૂં જોવા જઇએ તો ચરણાદ્રિદુર્ગ એ સામ્રાજ્યનું સિંહદ્વાર છે; પરંતુ એજ ચરણાદ્રિદુર્ગના સ્વામિ શાર્દૂલવર્માના પુત્ર, મહાવીર યજ્ઞવર્માને દુર્ગમાંથી કાઢી મૂકવામાં આવ્યો છે, તેની સમ્રાટને હજુ ખબર પણ પડી નથી !

"મંડળાદુર્ગ અંગ અને બંગ દેશની લગોલગની સિમા પર છે અને એ મંડળાદુર્ગનો કિલ્લેદાર હરહમ્મેશ સામ્રાજ્યનો એક પ્રમુખ અગ્રગણ્ય અમાત્ય ગણાય છે. છતાંયે તક્ષદત્તનો એ કિલ્લો કોઇ બીજાએ ઝુંટવી લીધેલો છે, અને એ બિચારાનાં નિર્દોષ સંતાનો ભિક્ષા માગી પોતાનું પૂરૂં કરે છે !

"મહારાજાધિરાજ ! આનાથી બીજી કયી ખબર વધારે દુઃખદાયક હોઇ શકે ? આપ જીવતા છો, છતાં પાટલીપુત્રની શી દશા થાય છે તે તરફ આપ ઝુકીને જોતાયે નથી ! કિલ્લાના દરવાજાને બારણાં નથી.

નગરનો કોટ ભાગુતુટુ અવસ્થામાં આવી પહોંચ્યો છે તેની મરામત થતી નથી. રાજગૃહમાં કારિગર લોકોનીયે તાણુ નથી, છતાંયે એક પણ કામ ઠીક થતું નથી, અને તે શા માટે થતું નથી, એ વિષે તમે એક અક્ષર પણ પૂછતા નથી ! ચોબાજુ, તુટી પડવાની તૈયારીમાં આવેલા સામ્રાજ્ય પર કાકદૃષ્ટિએ શત્રુઓ પોતાનું નિશાન તાકી રહ્યા છે. બંગદેશ વાસ્તવિક રીતે સામ્રાજ્યને તાબે હોવા છતાં તેના પર કોઇની સત્તાજ નથી ! કેવળ મહાસેનગુપ્ત હજુ જીવે છે તેથીજ વારાણસી અને ચરણાદ્રિદુર્ગને થાણેશ્વર નરેશ પ્રકટપણે પોતાને કબજે કરતો નથી એ વાર્તા તો તમારાયે લક્ષ્યમાં આવીજ હશે. ન કરે નારાયણ ને આજે મહાદેવીએ સ્વર્ગપ્રયાણ કર્યું તો—યા પ્રભાકર માતાની આજ્ઞાને છટકારી કાઢે તો આત્મરક્ષણની પ્રબળ ઇચ્છા, સેના, સઘળું છતાં સામ્રાજ્યનું રક્ષણ થવું શક્ય દેખાતું નથી ! એવી સ્થિતિમાં તો જો ખરૂં કહીએ તો રાજધાનીને ઘેરો ઘાલવાની જરૂર નથી—યુદ્ધ શિવાયજ તે શત્રુના હાથમાં પડશે ”

આટલું બોલી યશોધવલ સ્તબ્ધજ રહ્યો. કેટલીક ક્ષણ બંને શાંત—સ્વસ્થ બેસી રહ્યા પછી મહાસેનગુપ્ત ધીરે ધીરે કહેવા લાગ્યો, “ યશોધવલદેવ, તમે કહોછો એ સત્ય છે, તથાપિ હું કરૂં શું ? હું આવો વૃદ્ધ ડોસો, શશાંક આવું કોમલ બાળક ! જ્યોતિષીઓએ મને કહી મૂકયું છે કે શશાંકની કારકીર્દિમાં સામ્રાજ્ય લુપ્ત થઇ જશે ! ”

“ સમ્રાટ આ શબ્દો તમારે મોઢે છાજતા નથી. કોઈ પાગલ યા તો લુચ્ચા ઠગના શબ્દોમાં શ્રદ્ધા રાખી તમે સામ્રાજ્યના ભવિષ્ય માટે બિલકુલ બેપરવાઇ બતાવો, તેને કહેવું શું ? ” જ્યોતિષીને શું, જેમ ફાવે તેમ બોલે, ગમે તેમ ભરડે. તેમના કહેવા પ્રમાણે વર્તવાનું હોય તો પછી સંસારનો ત્યાગ કરી મનુષ્યને વાનપ્રસ્થાશ્રમજ ગ્રહણ કરવો પડે ! કુમાર જો કે બાલ્યાવસ્થામાં છે, તથાપિ તે તીવ્રબુદ્ધિનો છે અને યુદ્ધકળામાંયે નિપુણ છે; પરંતુ તમે તેને શિક્ષણજ કયાં આપોછો ? સામ્રાજ્યશકટ ચલાવવા માટે શૌર્યવીર્ય કરતાંયે રાજનીતિની વિશેષ આવશ્યકતા છે. તેને માટે રાજકાર્યભાર કેમ ચાલે છે,

તે લાંબો વખત જોયા કરવું પડે છે, તે તમે આવા સમજુ થઇને કેમ ભૂલ્યા ? હું પૂછીશ કે તમે પોતેજ રાજ્યકારભારનું શિક્ષણ કેવી રીતે મેળવ્યું ? કાળના પ્રવાહમાં ક્વચિત્ ક્વચિત્ એકાદ અદ્દભૂત–અપૂર્વ બાળક જન્મે છે, અને એવા બાળકોનાં કૃત્યોનોજ ઇતિહાસ બને છે. કેવળ ૧૪ વર્ષનો સમુદ્રગુપ્ત ! છતાં તેણેજ ઉત્તર તરફના રાજ્યસાગરનું મંથન કરી અશ્વમેધનું અનુષ્ઠાન કર્યું ! સ્કંદગુપ્ત કેટલા વર્ષનો ? ફક્ત પંદર વર્ષની વયે હથિઆર હાથમાં લઈ તેણે હુણ સૈન્યસાગરના પર્વત સમા તરંગને અટકાવી દીધો; તેજ પ્રમાણે ચૌદ વર્ષનો કુમાર શશાંક જેને સ્કંદગુપ્તના જેવુંજ વિરલ સોનેરી શિર છે તે આ પ્રાચીન સામ્રાજ્યનો ઉદ્ધાર નહિ કરે, એમ કોણ કહેશે ? મહારાજ બધી કુચિંતાઓ ત્યજી દ્યો. હજુયે ગુપ્ત સામ્રાજ્યના ઉદ્ધારની આશા ગઇ નથી. હજુયે વખત છે–હજુયે તક છે. પણ આ પછી તે ઝાઝો સમય ટકવાની નથી, એ યાદ રાખજો.”

સમ્રાટે ધીમેથી પૂછ્યું, “યશોધવલ, આ સ્થિતિમાં હું શું કરૂં તે મને કહો.”

યશોધવલ ગંભીરતાથી કહેવા લાગ્યો, “તમારે કરવાનું કામ તદ્દન સામાન્યજ છે. જુઓ, એક સમયે, મહારાજાધિરાજની આજ્ઞાથીજ સામ્રાજ્યનો સઘળો કાર્યભાર મેં પોતાને માથે લીધો હતો. મહારાજ, આ કરમાઇ ગયેલા કરચલીઓવાળા બાહુમાં હવે તારૂણ્યબળ રહ્યું નથી, છતાં આ હૃદયમાં હજુયે અપાર મનોબળ છે. મહારાજાધિરાજની આજ્ઞા થાય, તો આ સેવક પુનઃ રાજકાર્યભારનો સઘળો ભાર માથે લેવા તૈયાર છે. સમ્રાટ, સામ્રાજ્યનાજ કાર્ય માટે મારા પરમપ્રિય કીર્તિધવલે પોતાના પ્રાણનો બલિ આપ્યો; હુંયે તેજ કરનાર છું. અહિં લતિકાને સ્થિત કરવા માટે આવ્યો, તો આશ્રયદાતાનું ઘરજ પડી જવા આવ્યું છે. એવી સ્થિતિમાં આશ્રય પણ કેવી રીતે મળે ? મહારાજ, હવે ઝટઝટ એ ઘરની પૂરેપૂરી મરામત કરવાની તજવીજ કરીએ. હૃષિકેશશર્મા અને નારાયણશર્મા જે કાર્ય કરે છે તે તેમને કરવા દ્યો. લોકદૃષ્ટિથી અદૃશ્ય રહીને મને

મારા સમ્રાટ અને મારા સામ્રાજ્યની સેવા કરવા દ્યો."

આટલું બોલતાં બોલતાં યશોધવલની આંખમાંથી બે ચાર અશ્રુબિન્દુઓ પડ્યાં. તેનો સ્વર પણ ગળગળો થઇ ગયો. વિચારનિમગ્ન હોવાથી અશ્રુઓ સમ્રાટે ન જોયાં, અને યશોધવલે તે લૂછી નાંખ્યાં.

કેટલીક ક્ષણે વિચારગ્રસ્ત સમ્રાટે મસ્તક ઉંચું કરી કહ્યું, "યશોધવલ, રાજ્યકાર્યભાર માથે લેવા માટે તમે ખરેખરજ તૈયાર છોને?"

યશોધવલે અવળોજ ઉત્તર આપ્યો, "મહારાજધિરાજ પાસે આ સેવક કદી જૂઠું બોલ્યો છે કે?"

"યશોધવલ, તમને શું કહું? આ દુશ્ચિન્તાઓથી કેટલાંયે વર્ષો થયાં મને પૂરી નિદ્રાયે આવતી નથી! ભવિષ્યની ચિંતાથી હું ગાંડો તૂર થઇ ગયો છું! યશોધવલ, તમે જો સર્વ કાર્યભાર માથે લ્યો તો પછી હું ખરેખર તદ્દન નિશ્ચિંત થઇ જાઉં."

યશોધવલે નમ્રતાથી કહ્યું, "સઘળી વાત મારા લક્ષ્યમાં આવી છે. ભવિષ્યની ચિંતાથી તમને તલમાત્ર પણ વિશ્રાન્તિ મળતી નથી એ વાત કોઇને કહેવાની જરૂરજ રહેતી નથી. કેવળ ભયથીજ, રાજ્યનો કોઇ અધિકારી તમારી સમક્ષ આવવાની હિમ્મત કરી શકતો નથી. સઘળી વ્યવસ્થામાં અંધેર ચાલે છે, રાજ્યની ધૂળધાણી થાય છે, એ જાણવા છતાં તમારી આજ્ઞા લેવા માટે આવવા કોઇની છાતી ચાલતી નથી. હૃષિકેશશર્મા જેણે આખું જીવન રાજ્યકાર્યભાર ચલાવવામાંજ ગાળ્યું છે, તેજ તમને એ વાત પૂછી શકતો નથી તો પછી બીજું તે શું વધારે આશ્ચર્યપ્રદ હોઇ શકે? નાગરિકો પ્રકટપણે કહે છે, કે થાણેશ્વરનરેશના ગયા પછી સમ્રાટ ફરી કદીયે હસ્યા નથી!"

સમ્રાટ મસ્તક અવનત કરી બોલ્યો, "એ વાર્તા અક્ષરશઃ સત્ય છે. પ્રભાકર પાટલીપુત્ર આવે છે, એ ખબર સાંભળી હર્ષથી નહિ પણ ભયથી, ડરથી, દુશ્ચિંતાઓથી હું ગાંડો ઘેલો થઇ ગયો. જેટલા દિવસ પ્રભાકર પાટલીપુત્રમાં હતો, તેટલા દિવસ છાયા પેઠે હું તેની પાછળને પાછળ રહ્યો. એક હલકા સેવક પેઠે મેં તેનો તિરસ્કાર સહન કર્યો! યશોધવલ, મેં ગુપ્તસામ્રાજ્યના વંશજે, તેની એક ગુલામ પેઠે

સેવા કરી ! હું સમુદ્રગુપ્તનો વંશજ, અને પ્રભાકર કેવળ મારો ભાગિનિય અને થાણેશ્વરનરેશ—નહિ કે ગુપ્તસામ્રાજ્ય જેવા બીજા સામ્રાજ્યનો સ્વામિ—છતાં એવું થયું ! હું એ સંબંધજ વિસરી ગયો ! પ્રત્યેક વાતમાં તેના અનુચરોએ મારા અધિકારીઓનો તિરસ્કાર કર્યો, નજીવા કારણસર મારા સૈન્યપર હલ્લો કર્યો, નગર—પ્રવેશ કરી લોકોને ત્રાસ પોકરાવી દીધો—નાગરિકોને માર્યા, લૂટ્યા, આખરે જ્યારે તેના આ અત્યાચારો અસહ્ય થઇ પડયા, ત્યારે નાગરિકોએ સામે હુમલો કરી તેની છાવણીને ફુંકી મૂકી ! યશોધવલ, આવાં આવાં અસહ્ય અપમાનો સહેવાનેજ શું યજ્ઞવર્માએ મારા પ્રાણ બચાવ્યા ?"

"મેં સર્વ હકીકત સાંભળી છે. અહિં આવ્યા પછી જે વાતો મેં સાંભળી, તે પૂર્વે મને કદીયે કર્ણગોચર થઇ ન હતી. જે વાતો મેં સાંભળી, તેટલાથીજ મારામાં નવિન જ્ઞાન, નવિન ચેતના અને નવિન ઉત્સાહ પ્રેરાયાં છે ! મહારાજાધિરાજ, આજ્ઞા કરો, હું પુનઃ સામ્રાજ્યભાર મારે શિરે લઉં છું."

"યશોધવલ, એ ભાર માથે લેવા, તમને મારી અનુમતિની શી જરૂર છે ? હું હમણાંજ મંત્રીસભા બોલાવું છું." સામ્રાજ્યના ભાવી ઉદય માટે કાંઇક ઉત્સાહ સમ્રાટના હૃદયમાં પણ ઉદિત થયો.

"નહિ, હમણાંજ મંત્રીસભાની બેઠક બોલાવવાની આવશ્યક્તા નથી. ફક્ત હૃષિકેશશર્મા અને નારાયણશર્માને તેડાવો એટલે થયું. પછી—"

"ઠીક ત્યારે તેમજ કરીએ. કોણ છેરે પહેરેગીર ?"

પહેરેગીર દૂર ઉભો હતો, તેણે બૂમ સાંભળતાંજ દોડી આવી પ્રણામ કર્યા. સમ્રાટે કહ્યું, "વિનયસેનને બોલાવી લાવ."

પહેરેગીર પ્રણામ કરી ચાલ્યો ગયો. કેટલીક ક્ષણે વિનયસેન ત્યાં આવી ઉભો રહ્યો. સમ્રાટે કહ્યું, "વિનયસેન, હૃષિકેશશર્મા, નારાયણશર્મા તથા હરિગુપ્તને આજે બે પ્રહાર પછી રાજ્યગૃહમાં આવવાને કહે."

વિનયસેન પ્રણામ કરી ગયો.

તે પછી, સમ્રાટ અને યશોધવલ પણ ધીરે ધીરે રાજ્યગૃહ તરફ વિદાય થયા.



# પ્રકરણ ૧૭ મું.

## કાવત્રાં બાજો !

પાટલીપુત્રના જૂના રાજ્યગૃહની આસપાસ એક ઘણી ઉંડી ખાડી હતી અને ગંગાજળથી તે હરહંમેશ ભરપૂર રહેતી. ચૈત્ર વૈશાખના પ્રખર તાપ વેળાયે પણ આ ખાડીમાં પાણીનો ખુટકો પડતો નહિ. આપણી વાર્તાને સમયે વર્ષાઋતુમાંજ એ ખાડી પાણીથી છલાછલ ભરેલી રહેતી. બીજે સમયે તેમાં પાણીનો અભાવ તો નજ રહેતો. છતાં પાણી પર અને ખાડીમાં જંગલી વૃક્ષલતાઓ પથરાઈ જતી એટલી એક વિશેષતા હતી.

જે નહેરમાં થઇને નદીનું પાણી આ ખાડી સુધી આવતું, તેની બરાબર મરામત ન થવાથી તે રેતીથી પૂરાઇ ગઇ હતી. વર્ષાઋતુમાં, જ્યારે નદીમાં ભરતી આવતી, ત્યારે એ નહેર છાછરી થઇ ગઇ હોવા છતાં, પાણી વહીને ખાડીમાં આવતું.

ખાડીની ઉપરનો કોટ મરામતને અભાવે જીર્ણ અવસ્થામાં આવી ગયો હતો, અને કેટલાક સ્થળે તૂટી ગયો હતો. જો કે રાજ્યગૃહનો કોટ પત્થરનો હતો તોયે નગરનો કોટ તો કાષ્ટનોજ બનાવવામાં આવેલો હતો ! અને તેને દુરસ્ત કરાવવામાં ન આવ્યાથી તે હતો ન હતો થઇ ગયો હતો ! બહારનું કાષ્ટનું આવરણ કોહી જઇ અંદરથી માટી બહાર પડી રહી હતી અને ખાડી પૂરાતી જતી હતી. કોટ પર અને પાસે ગાઢ વૃક્ષરાજીઓ આવી રહી હતી અને એ ભાગ બહુ ભયાનક ગણાતો.

જે દિવસે સ્હવારે, યશોધવલદેવે સમ્રાટ મહાસેનગુપ્ત પાસે રાજ્યકાર્યભાર ચલાવવાની જવાબદારી માથે લેવાની ઇચ્છા પ્રદર્શિત કરી, તેજ દિવસે ઉષઃકાળ થયા પૂર્વે રાજવાડાના આ કોટ પર ત્રણ બૌદ્ધ ભિક્ષુઓ બેઠા બેઠા મસલત કરી રહ્યા હતા. તેમનાથી થોડે દૂર ઝાડ નીચે બીજો એક ભિક્ષુ ઉભો રહેલો હતો. તે જંગલમાં ઠેકઠેકાણે ઉભા રહી અનેક ભિક્ષુઓ પહેરેગીરનું કાર્ય કરતા હતા.

જે ત્રણ ભિક્ષુઓ આપસઆપસમાં ગૂઢ વાર્તાલાપ કરી રહ્યા હતા, તેમાંના બેને પ્રિય પાઠકો સારી પેઠે ઓળખે છે. ત્રીજો ભિક્ષુ કપોતિક સંઘારામનો મહાસ્થવીર બુદ્ધઘોષ હતો. બંધુગુપ્ત, શત્રુસેન અને બુદ્ધઘોષ, એ ત્રણ ઉત્તરપ્રદેશના બૌદ્ધ સંઘોના નેતા અને ચાલકો હતા.

બુદ્ધઘોષે બોલતાં બોલતાં કહ્યું, "ભગવાન બુદ્ધનું નામ સ્મરણ કરી આપણે સંઘની ઉન્નતિ કરવાના કાર્યમાં આટલા દિવસ પ્રવૃત્ત હતા, છતાં કાંઇ ઝાઝાં વિઘ્નો આપણા માર્ગમાં ઉપસ્થિત થયાં નહિ પરંતુ હવે ભયનાં વધારે ચિન્હો દેખાતાં જાય છે. યશોધવલદેવ પોતાનો રોહિતાશ્વદુર્ગ છોડી પાટલીપુત્ર આવે છે. એ ખબર, તે અહિં આવી પહોંચે, તે પહેલાં આપણને મળવી જોઇતી હતી. પણ જૂઓ આ અંધેર! કરૂષદેશના બધા સંઘસ્થવીરો નિશ્ચિંત જીવે ઉંઘ લે છે કે શું? યશોધવલ જેવા સંઘના કટ્ટા પરંતુ કર્તવ્યપરાયણ અને પરાક્રમી શત્રુ વિષે કાંઇ પણ ખબર એ લોકો રાખતા નથી, તેનુંજ મને રહી રહીને આશ્ચર્ય લાગ્યાં કરે છે!"

શત્રુસેન બુદ્ધઘોષનું ભાષણ લક્ષ્યપૂર્વક સાંભળી રહ્યો હતો. તેણે કહ્યું, "મહાસ્થવીર! આ બાબતમાં કરૂષદેશમાંના સંઘસ્થવીરનો વિશેષ દોષ હોય એમ મને લાગતું નથી. પુત્રના સ્વર્ગવાસ પછી યશોધવલ તદ્દન ઉન્માદવશજ બની ગયો હતો, કોઈ ચક્રમ મનુષ્ય પેઠે જેમતેમ પોતાનો કાળ દુર્ગમાં વિતાડતો હતો, એવો, પોણોસો એંશી વર્ષનો ડોસો પાછો એકદમ તરૂણ બની જશે, તેની સઘળી શક્તિ અને તારૂણ્યની ધમક તેનામાં પાછી આવશે એમ કોઇને સ્વપ્નમાં પણ ભાસ થઇ શકે ખરો? એમ થવું તદ્દન અસ્વાભાવિક અને અસંભવિત છે, એમ ધારી સંઘનાયકો નિશ્ચિંત હૃદયે બેઠા હતા."

શત્રુસેનના આ મુદ્દાથી બુદ્ધઘોષનું સમાધાન થયું હોય, એમ લાગ્યું નહિ. તે તીવ્ર સ્વરે બોલ્યો, "વજ્રાચાર્ય, બૌદ્ધસંઘ ઉપર સેંકડો વર્ષ ઝઝુમી રહેલું દુર્દૈવચક્ર પ્રાયઃ નષ્ટ થયું છે, ત્યારે સુદૈવના પ્રારંભમાંજ સાવધતા અને કાળજીનો ત્યાગ કરવો એ મહા મૂર્ખાઇ અને

સાંકડી દૃષ્ટિનું લક્ષણ છે. જેના ઉપર આખા વિશ્વના કલ્યાણનો આધાર છે, તેણે એવી ગફલત કરવી એ તદ્દન નામોશી ભર્યું છે ! મારા અભિપ્રાયમાં તો, કરૂષદેશના સંઘસ્થવીરનો આ મોટો અપરાધ છે અને તેને યોગ્ય શાસન આપવાનો સવાલ ઉપસ્થિત કર્યા શિવાય હું રહેવાનો નથી; પરંતુ એ પ્રશ્ન હાલમાં નથી. આપણું હાલમાં આટોપવાનું કાર્ય તો એ છે કે, નજીક આવી પહોંચેલા સંકટના નિવારણ માટે ઉપાય કરવા."

વજ્રાચાર્યે ઉત્તર આપ્યો, "મહાસ્થવીર, આપનું કહેવું વાસ્તવિક છે."

"યશોધવલ પોતાની દીર્ઘકાલીન મોહનિદ્રામાંથી જાગૃત થઇને પાટલીપુત્ર આવીને રાજસભામાં દાખલ થયો છે. સમ્રાટ અને તે એકજ સ્થળે રહે છે. તેના આવવાના સમાચાર જો પહેલેથીજ મળ્યા હોત તો ગમે તે ઉપાયે પણ તે સમ્રાટ પાસે જઈ શકેજ નહિ, એવી વ્યવસ્થા આપણે જરૂર કરતે—ખચીત પ્રયત્ન તો કરતેજ. યશોધવલ કાંઇ આપણો જેવો તેવો દુશ્મન નથી, ને તમને કહેવું પડે એમ નથી. તેની કર્તવ્યપરાયણતાથી તમે સુપરિચિત છો. તે સાથેજ એનું પાટલીપુત્ર આવવું, કાંઇ કોઇ સાદા કારણથીજ બન્યું હોય એ સંભવતું નથી, અને એકવાર રાજ્યધાનીમાં આવ્યા પછી સામ્રાજ્યમાં વ્યાપી રહેલી ઘોર અવ્યવસ્થા અને અંધેર તેની નજરે પડયા વગર રહેશે નહિ, અને તે તરફ તેનું ધ્યાન ખેંચાતાંજ એ સ્વસ્થ બેસી રહે તેવો માણસ નથી. સમ્રાટ સાથે યશોધવલે શું વાતચિત અથવા શી મસલત કરી તે જાણવાનો કાંઇ રસ્તો છે નહિ. વજ્રાચાર્ય, સંઘસ્થવીર, હવે આપણે બહુજ સાવધપણે વર્તવું પડશે. તેમ નહિ થાય તો આપણો નાશ મોઢું વિકાશી ઉભોજ રહેલો છે ! યશોધવલ નગરમાં કેવી રીતે આવ્યો તે વિષે કોઇના સાંભળવામાં કાંઇ આવ્યું છે?"

શત્રુસેને તરત કહ્યું, "ફક્ત સાંભળ્યું છે એટલુંજ નહિ, પણ તેને નગરમાં આવતાં મેં જાતે જોયો છે."

મહાસ્થવીરે સાશ્ચર્ય પૂછયું, "તમે જાતે જોયો ? તે વળી

કેવી રીતે ? ”

“ શશાંકને ઠાર મારવાના ઉદ્દેશથી હું રાજ્યગૃહની પરિક્રમા કરી રહ્યો હતો. આખરે શશાંક મારી નજરે પડયો. તેને તદ્દન ગભરાવી, બ્હીવડાવી મારવાના હેતુથી ગંગાદ્વારે ઉભા રહી હું તેને તેના ભવિષ્યની કહાણી સાવેશ કહી રહ્યો હતો. એ મારૂં ભવિષ્ય કથન પૂર બહારમાં આવી પહોંચ્યું હતું, એટલામાં મેં એક વિલક્ષણ દૃશ્ય જોયું.”

“ તે શું વારૂં ? ”

“ એક નાનકડી નૌકા તીરે આવી લાગી, અને તેમાંથી એક વૃદ્ધ અને એક તરૂણ મનુષ્ય એમ બે વ્યકિતઓ ઉતરી. તે બન્ને જરા પાસે આવી સ્પષ્ટ દેખાતાંજ મેં તરતજ પેલા વૃદ્ધને ઓળખ્યો, એજ યશોધવલદેવ ! મેં તેને જોયો છતાં તેણે મને જોયો નહિ અને જોયો હોય તોયે ઓળખ્યો નહિ. આવું વિલક્ષણ સંકટ આવી પડવાથી હું ત્યાંથી ઉભી પૂંછડીએ નાઠો ! ”

“ પરંતુ પછી શું થયું, તેની કાંઈ ભાળ કાઢી છે ખરી ? ” ચિંતાક્રાન્ત મુદ્રાએ બુદ્ધઘોષે પૂછયું.

બંધુગુપ્ત, જે અત્યાર સુધી સ્તબ્ધ બેસી રહ્યો હતો, તે હવે કહેવા લાગ્યો, “ હા. કેટલીક ખબર મળી છે. રાજ્યગૃહમાં રહેલા મારા જાસુસોએ મને ખબર આપી છે કે ગંગાદ્વાર આગળ શશાંક અને યશોધવલનો ભેટો થઇ ગયો અને પરસ્પર ઓળખાણ થઇ. પછી કુમાર ત્યાંથી તેને લઇ દરબારમાં ગયો. પહેલાં તો યશોધવલ જીવે છે એવી ખાત્રી સમ્રાટને થઇ નહિ. પછી તે વેદી પાસે આવી પહોંચતાં સમ્રાટ પોતેજ સિંહાસન પરથી ઉતર્યો અને બન્ને ભેટયા. યશોધવલે દરબારમાં કહ્યું કે મારી પૌત્રી માટે સમ્રાટ પાસેથી કાળીયાભર અન્નની યાચના કરવા હું પાટલીપુત્ર આવ્યો છું. ”

બુદ્ધઘોષ થોડી વાર સુધી સ્તબ્ધ બેસી રહ્યો. પછી તે બોલ્યો “ ઠીક. પછી સમ્રાટ અને યશોધવલ વચ્ચે શી શી વાતચિત થઇ છે એની કાંઇ ખબર મળી ? ”

શક્રુસેન ખિન્નતાથી બોલ્યો, “ અફસોસ, તેને માટે કાંઈજ

સમાચાર મળી શકયા નથી. યશોધવલ સમ્રાટ સાથે અંતઃપૂરમાંજ રહ્યો છે, અને પટ્ટમહાદેવીના મહાલયમાંજ તેના ભોજનાદિની વ્યવસ્થા થઇ છે, એટલી ખબર મળી છે. યશોધવલ છેક મહારાણીના મહાલયમાંજ જઇને રહેવાથી તેના પર વિષપ્રયોગ કરવાનો માર્ગ પણ રહ્યો નથી. યશોધવલના આવ્યા પછી એક પરામર્શ—સભા અથવા મસલત માટે મંત્રીમંડળની બેઠક મળી હતી. પરંતુ તેમાં કયા પ્રકારનું કાર્ય થયું છે તે કોઈ જાણી શકયું નથી. તેનું કારણ એ કે પેલો દુષ્ટ હરામખોર વિનયસેનજ એ સભાગૃહના દ્વાર પર પહેરો ભરી રહ્યો હતો !"

બુદ્ધઘોષે કહ્યું, "એમ હોય તો રાજ્યગૃહમાં હાલ છે તેના કરતાં બમણા જાસુસો રાખવાની ગોઠવણ કરો અને હવે પછી બહુજ વિશ્વાસુ—ખાત્રીના ભિક્ષુ શિવાય એ કાર્ય કોઇને સોંપશો માં."

બન્ધુગુપ્તે કહ્યું, "વારૂ, પણ હવે આપણી મસલત માટે શી ગોઠવણ કરવાની છે ? મારે હવે બંગદેશમાં જવું પડશે."

બુદ્ધઘોષ સવિસ્મય બોલ્યો, "બંગદેશમાં ! કેમ ? શા માટે ?"

બંધુગુપ્ત ખિન્ન સ્વરે બોલ્યો, "યશોધવલના પુત્રને મેં ઠાર માર્યો એ વાર્તા તેને હવે જણાયા શિવાય રહેવાની નથી. કીર્તિધવલને નિઃશસ્ત્ર અવસ્થામાં મેં મંદિરમાં કુતરાને મોતે ઠાર કર્યો—નિર્દયપણે તેનો ઘાત કર્યો, એ વાર્તા તેને જણાતાંજ તે શું કરશે અને શું નહિ, તેની મને કલ્પનાજ થઇ શકતી નથી ! યશોધવલને કાંઈ તમે ભૂલી ગયા નહી હો. તેનું વૈર કેવું ભયાનક હોય છે, તેની વેરવૃત્તિ કેટલી પ્રબળ છે એ તમે જાણોછો. મહાસ્થવીર ! હવે પાટલીપુત્રનો નિવાસ મારે માટે શકયજ નથી. હું બંગદેશ ચાલ્યો જઇશ અને ત્યાં રહી નિશ્ચિંતતાથી મારૂં કાર્ય કરીશ."

બુદ્ધઘોષ તીવ્ર સ્વરે કહેવા લાગ્યો, "સંઘસ્થવીર, તમે ગાંડા તો નથી થયા ? આવા ઘોર સંકટ સમયે તમે પાટલીપુત્ર છોડી જશો ? તમારા યત્કિંચિત્ પ્રાણ માટે આખા સંઘનું સત્યાનાશ વાળશો ? છટ્ છટ્ ! એ વાર્તા બનવી અશકય છે. જો મૃત્યુ તમારા ભવિષ્યમાં અનિવાર્યજ છે, તો પછી સંઘની ઉન્નતિ માટે મરવું એજ સારી

વાત છે. તમારા પહેલાં સેંકડો ભિક્ષુઓએ, હજારો મહાસ્થવીરોએ સંઘના કાર્યમાં પોતાના પ્રાણની આહુતિ આપી છે, અને તેથીજ સંઘ હજુયે જીવે છે! સંઘસ્થવીર! તમને મૃત્યુના ડરથી આમ અત્યંત ગભરાઇ ગયેલા, હું આજેજ જોઉંછું. આવે અણિને સમયે મૃત્યુથી તમે કેમ ડરોછો?"

બંધુગુપ્ત ધ્રૂજતે સ્વરે બોલ્યો, "મહાસ્થવીર! તમે સારી પેઠે જાણોછો કે સામાન્ય મૃત્યુના ડરથી બંધુગુપ્ત કદીયે બીતો નથી—ચળ-વિચળ થતો નથી, પણ હાય! યશોધવલના હાથનું મૃત્યુ બહુજ ભયાનક—એ મૃત્યુની યાતના અપાર દારૂણ! એ કરતાં હું બંગાળે જઈ ત્યાં નિશ્ચિંત રહી સંઘની ઉત્તમ રીતે સેવા બજાવીશ. દૂતોની તથા પત્રવ્યવહારની સહાયથી સલાહ લેવાનું કામ પણ ઠીક ચાલશે."

બુદ્ધઘોષ દૃઢ સ્વરે બોલ્યો, "અસંભવિત! તદ્દન અશક્ય! બંધુગુપ્ત, એ બની શકે એમ નથી. સંકટ સમયે જો તમારે સંઘની સેવા તજી દેવી હોય તો તમારે જવું હોય ત્યાં જાઓ."

બંધુગુપ્ત અવનત મસ્તકે સ્તબ્ધજ બેસી રહ્યો; પછી કેટલીક વારે બોલ્યો, "મહાસ્થવીર, તમારો કોઈનો એમાં દોષ નથી! હું આખો ભાગ્યચક્રના આંટામાં અટવાઇ ગયો છું. સઘળું મારા અદૃષ્ટ-નુંજ ફળ છે! નહિ, હુંયે અહિંથી નહિ જાઉં!"

આ સમયે પૂર્વદિશા પર નારંગી રંગનું પટલ ચઢવા માંડયું હતું. ક્ષણભરે એક ભિક્ષુક ત્યાં આવ્યો અને હાથ જોડી બોલ્યો, "દેવ, આ સ્થળ હવે નિર્ભય નથી. સૂર્યોદય થતાં હવે વાર નહિ લાગે. રસ્તેથી લોકોની આવ જા થોડી થોડી શરૂ થઇ છે."

તત્ક્ષણ તે ત્રણે ઉઠયા, અને જુદી જુદી ત્રણ દિશાઓ પકડી. જતાં જતાં પોતાના ધર્મબંધુની રજા લેતાં બુદ્ધઘોષે તેમને કહ્યું, "સંઘસ્થવીર, વિશેષ ભય રાખવાનું કારણ નથી. યશોધવલ તરફથી તમને કોઇ પણ પ્રકારની હાનિ ન થાય એવી વ્યવસ્થા હું પોતે કરીશ. હવે પછી પડિયલ દેવળના નીચેના ઓરડામાંજ પરામર્શ-સભા મળશે."

બુદ્ધઘોષ ચાલ્યો જતાંજ જરા હસી શત્રુસેને કહ્યું, "સ્થવીર, તને ભાગ્યચક્ર પર શ્રદ્ધા નથીને ?"

બંધુગુપ્તે જવાબ આપ્યો નહિ. અવનત મસ્તકે મૌનપણે તે રસ્તો કાપવા લાગ્યો.



## પ્રકરણ ૧૮ મું.



## મસ્તીખોર તરલા.

"અલિ તરલા ! ગઇ કાલે તું ગઇ'તી કયાં ? તારી મેં કેટલી બધી રાહ જોઈ પરંતુ તારો પત્તોજ કયાં ? તારી વાટ જોઇ જોઇ મારો તો દમજ સૂકાઇ ગયો ! મુઇ આંખો પણ સારી રાત કેમે કરી બંધજ થાય નહિ ! પણ તને તે મારી તલમાત્ર પણ દયા છે ? રાત્રે, ઉંઘ આવે નહિ, તેથી શય્યા પર આમથી તેમ અને તેમથી આમ ટળવળવા લાગી ત્યારે ત્રીજે પહોરે તો હું ઉઠી અને બારી પાસે ઉભી રહી. કોણ જાણે કેમ, કાલે બાનેયે ઉંઘ આવતી નહોતી; હું બારી પાસે જઇ ઉભી રહેતાંજ તેના લક્ષ્યમાં આવ્યું અને મને પૂછયું, મેં તરત ઉત્તર આપ્યો, કે "ગરમી ઘણી લાગે છે એટલે અહિં ઉભી છું." પણ ખરે ! તરલા, કાલે તું કેમ આવી નહિ ?"

ફક્ત એક સાદો પ્રશ્ન પૂછતાં જેણે તરલાને આટલું મોટું ભાષણ આપ્યું તે પૂર્ણ વિકસિત યૌવનમાં આવી ગયેલી એક રમણી હતી. તેની વય લગભગ અઢાર વર્ષની હોય એમ લાગતું હતું. તપાવેલા કાંચન પેઠે તેની કીર્તિ પીળચટી હતી. તેનો બાંધો સુંદર, સુઘટ અને સુદૃઢ હતો. ટુંકામાં કહીએ તો એ તરૂણી બહુજ લાવણ્યમયી—અસામાન્ય કુમારિકા હતી. તેના જેવું સૌંદર્ય આખા જગતમાં દુર્લભ છે, એટલું કહીએ તેનાથીજ વાચકોએ કલ્પના કરી લેવી.

તરલા અને દેશાનંદને જે દિવસે પાટલીપુત્ર નગરમાં આપણે જોયાં, જે દિવસે તરલાએ—ચતુર, બુદ્ધિશાળી તરલાએ, આચાર્યશ્રીને હાથતાળી આપી, તે પછીનો બીજો દિવસ આપણો પ્રસંગકાળ છે.

શુમારે એક પ્રહર દિવસ વીત્યો હતો, એટલામાં તરલા પોતાના શેઠને ઘેર આવી, અને આવતાં વાંતજ પહેલાં તેણે પોતાના શેઠની પુત્રીની મુલાકાત લીધી. તે પ્રભુકન્યાએ તેને જે સુંદર શબ્દોથી વધાવી લીધી, તે વાચકો વાંચી ગયા છેજ.

તેનું ભાષણ પૂરૂં થતાંજ જરા હસી તરલા બોલી, "કાલે તો કેની, બહેન સાહેબ, હું મારા ચંદ્રાનન પ્રિયકરને મળવા–ભેટવા ગઈ હતી, સમજ્યાં? તમારૂં દાસીત્વ કરતાં કરતાં આખરે મેં મારે પોતાને માટે એક હૃદયહાર શોધી કાઢયો છે!"

વક્ર દૃષ્ટિથી તરલા તરફ જોઇ બહેન સાહેબે કહ્યું, "મુઈ, તું જા અહિંથી! કાલે, લુચ્ચી, તું કરી આવી શું?"

તરલાએ હજુ પોતાનો વિનોદ ચાલુજ રાખ્યો. પોતાની પ્રભુ-કન્યાને વિશેષ ટળવળાવવાના હેતુથીજ તેણે લાંબુ વર્ણન આપવા માંડયું. "કરૂં તે શું વળી? 'મન ગમતો મહેમાન' મળે એટલે જે બધા કરે, તે મેં કર્યું. બહેન સાહેબ! આખી રાત્રી કનૈયા કહાન જોડે કુંજવનમાં ગાળી સ્હવારે અર્ધ મિંચેલી આંખોએ, જૂઓની હું આ ઘેર આવું છું! બહેન કોઈ માણસ ખરી વાત કહે, તો તેના પર તમે મોટા લોકો ગુસ્સો કરો એ મોટો અન્યાય છે હોં! હું તમને સીધુંજ પૂછું, બોલશો? ક્રોધ કરશો માં, હોં! શું અમને ગરી-બોને હાડમાંસનું શરીર નથી? શું અમને કાંઈ લાડકોડ ન થાય. કે અમે શું વૈભવ, મઝા ન ભોગવીયે? શું, બહેન સાહેબ, દેવે પ્રેમને ઉત્પન્ન કર્યો તે ફક્ત તમારે મોટા લોકને સારૂજ? રસ્તામાં જો મને મનમાન્યો સ્યામ મળે, તો શા માટે તેને તરછોડી ચાલ્યા આવવું? અને બળ્યું, મારી ઉમ્મર તે કયી વહી ગઈ છે? બહુ બહુ તો બહેન, તમારાથી એક કે બે વર્ષે મોટી હશે, એટલુંજને! પણ જુઓ, હજુ તો મારા દાંત પણ પડ્યા નથી, વાળ પણ–"

તેનું આ લાંબુ વિનોદી ભાષણ સાંભળી પેલી યૌવનાને તો કાંઇ કાંઇ થઇ જતું હતું. તે કૃત્રિમ કોપથી બોલી, "વીસનખી, તું એક વાર પહોંચી કેમ જતી નથી? જા એક વાર યમને ઘેર કે પંચાતજ

મટી ! તને તારો વલ્લભ મળ્યો હતો, તો પછી અહિં આવી શું રડવા ? અમને તેની ખબર આપવાનીજ શી જરૂર હતી ? " પછી એકદમ શાન્ત પડી જઇ, ગાંભિર્ય ધારણ કરી તે બોલી, " ચાલ, ચાલ તરલા, હવે એ વિનોદ જવા દે. તું અહિં કેવી રીતે આવી છે તે કહે, નહિ તો મારાથી હવે ઢીલ ખમાતી નથી ! "

તરલાએ કહ્યું, "કેવી રીતે આવી, તે તો બા આપણને ખબર નથી. કહેશો તો, શા માટે આવી તે વળી જરા કહીશ. બહેનરે, હું તમારેજ માટે આવી હોં ! તેમાં આટલાં અધીરા કેમ થાઓ છો ? જરા અંદર તો ચાલો. "

મૌન ધારણ કરી, તરલાના સ્કંધ પર ભાર મૂકી, તે યૌવના તેની પાછળ પાછળ અંદર ગઈ. અત્યાર સુધી તેઓ ઘરના આગળના ભાગના નાનકડા વાડામાં ઉભાં હતાં. હવે અંદર જઇ બીજા માળ પરની એક ઓરડીમાં દાખલ થઇ. તરલાએ દ્વાર બંધ કર્યું અને સાંકળ મારી.

પેલી યૌવના તરલાને સજ્જડ ભેટી પડી, અને પછી અતિશય ઉત્કંઠાથી પૂછવા લાગી, " કેમ પછી તે મળ્યા કે તને ? "

" હા, બાઈસાહેબ. "

બીજું કાંઇ ન બોલતાં ' બાઇસાહેબે તરલાને એક ગાઢ આલિંગન આપ્યું અને તેને ચુંબન કર્યું.

તરલા હસતાં હસતાં બોલી, " કેમ, મારા કામ માટે આટલીજ બક્ષીસ—આટલુંજ ઇનામ કે ? "

બાઇસાહેબે હસતાં કહ્યું, " તને યોગ્ય ઇનામ બીજું કોણ આપે ? તારો શ્યામ ! "

" મારો શ્યામ, કે તમારો ? બહેન ? "

" બેસ, બેસ, ચાવળી ! તારોજ શ્યામ તો વળી ! જે પ્રિયતમની મુલાકાત લેવા કાલે રાત્રે પધાર્યા હતાં તેજ શ્યામ તો વળી !" યૌવનાએ તેવોજ વિનોદી ઉત્તર આપ્યો.

તરલા ખડખડ હસી પડતાં બોલી, " તે મુઓ મને શું ઇનામ

આપવાનો હતો ? તે તો એક ઘરકું વાંદરૂં છે! પણ કાલે રાત્રે હું વાંદરાને સાંકળથી બાંધી આવી ખરી! અને વળી પાછી એકાદ દહાડો જઇ, તેને મન ફાવે તેમ થન્‌થન્‌ નચાવી આવીશ!"

"તું, કેની તરલા, હવે બહુ ચીબાવલી થાય છે! એ બધું જવાદે, અને મને ખરેખરૂં કહે, કે શુ થયું ને શું નહિ. ખરેખર તે તને મળ્યા હતા ? હેં તરલા, ખરૂં કહેને ?"

ડોકું હલાવી તરલા બોલી, "નારે ના, બહેન, ખરૂં શાનું ? તદ્દન જૂઠું ! અમને ગરીબને વળી ખરા સાથે શું લેવા દેવા હોય ? પરમેશ્વરે 'ખરા'નો બધો ઈજારો શ્રીમંતોનેજ આપી દીધેલો છે હોં!"

પેલી યૌવનાએ તરલાનો હાથ પોતાના હાથમાં લીધો, અને તેને ખેંચી જઈ, બારી પાસે એક આસન પર બેસાડી અને પોતેયે તેની પાસેજ બેઠી.

તરલા જાણે પોતાના મનમાંજ—પણ પેલી યૌવના સાંભળે તે પ્રમાણે—ગણગણાટ કરવા લાગી.

( ઉપજાતિ ) ઉલંઘીને જંગલ એક ગાઢું,
દીઠો, અરે મેં વિરલો અનેરો:
બેઠો હતો શાંત સમાધિ માંહિં,
જાણે ખરે ગૌતમબુદ્ધ બીજો !

તરલાનો આ ગણગણાટ સાંભળી પેલી યૌવના ચિડવાઇ ગઇ. ક્રોધથી તેણે તેને ગાલ પર એક નાજુક તમાચો માર્યો. તે પ્રહાર વાગ્યા છતાં તરલા તો ખડખડ હસવા લાગી, અને ક્ષણભર રહી બોલી, "ત્યારે પછી, બહેન સાહેબ, બીજું તે વળી શું કહું ?"

ક્રોધ અને અભિમાનથી પેલી યૌવના તેના તરફ પીઠ ફેરવીને બેઠી. હવે તરલાએ તેને મનાવવાનો યત્ન આદર્યો. તેની પાસે—તેની છેક નજીક પોતાનું મોઢું લઈ જઇ તે બોલી, "અરે બહેન સાહેબ, યુથિકાદેવી, એટલામાં તમારી ગરીબ સખી પર કેમ રીસાઇ ગયાં ? જરા મારા તરફ મ્હોં કરી બેસો તો ખરાં, પછી શું થયું, તે બધું બરાબર કહું ! બેસો, બેસો ને જરા !"

યુથિકા જરા શાંત પડી અને ફરીથી પૂર્વવત તરલા તરફ મ્હોં કરી બેઠી.

હવે તરલાએ બધી મશ્કરી મૂકી દીધી. શાંત ચિત્તે, ગંભિરતાથી તેણે પોતાને કહેવું હતું તે કહેવા માંડયું, “ બહેન સાહેબ, ખરેખરજ મને વસુમિત્રની મુલાકાત થઇ હતી, હો ! પહેલાં તો હું તેના પિતા પાસે ગઇ. મેં કહ્યું, ‘ મારાં શેઠાણીએ શ્રેષ્ઠી વસુમિત્રને કેટલાંક રત્નો કિંમત આંકવા આપેલાં હતાં તે કયાં છે તે તમને ખબર છે ! ”

“ મારો પ્રશ્ન સાંભળી વૃદ્ધ તો વિસ્મિતજ થઇ ગયો, અને કહેવા લાગ્યો, ‘ ભાઈ મને તો ખબર નથી. તે વિષે વસુમિત્રે મને કશું જણાવ્યું નથી એટલે હું તમને શું કહું ? ”

“ બહેન, એમ જોઇએ, તો તો એ વૃદ્ધ શેઠ બિચારો છે તો ભલો હો ! તેનામાં કાંઇ કુડકપટ નથી. જોતજોતામાં તેની શ્રદ્ધા મારા બોલવા પર ચોંટી અને તરતજ તેણે મને વસુમિત્ર શેઠજીનું શિરનામું આપ્યું ! વળી સાથે એક માણસ પણ મોકલવા માંડયો, પણ મેં તેને આડું અવળું સમજાવી એ માણસને સાથે ન લીધો, અને એકલીજ નીકળી. શહેર બહાર આવેલા એક જુના વિહારમાં તેને મૂકેલા છે. જો કે વે પ્રકટ રીતે કેદી નથી, છતાં ત્યાં તેની સ્થિતિ કેદી જેવીજ છે—તેનાથી પલાયન કરી જવાય એમ નથી. વિહારમાંનો એક નહિ તો બીજો ભિક્ષુ તેની ચોકી કર્યાજ કરે છે ! એવી વ્યવસ્થા મુદ્દાસરજ કરવામાં આવેલી દેખાય છે. ”

યુથિકાએ એક સુદીર્ઘ નિઃશ્વાસ મૂક્યો, અને અવનત મસ્તકે તે કેટલોક સમય શાન્ત બેસી રહી. પછી ઉંચું જોઈ તેણે પૂછયું, “ પછી કાંઇ બોલ્યા કે ? ”

તરલાએ કહ્યું, “ મેં તેમની સાથે ઘણી વાતચિત કરી.”

“ શી વાતચિત ?” અધિરી યૂથિકાએ પ્રશ્ન કર્યો.

“ તમે મને જે કહ્યું હતું તે તો મેં તેને બરાબર કહ્યુંજ—એટલુંજ નહિ પણ વધારામાં બીજી કંઇ સો વાત કરી. ” તરલા હસતાં હસતાં બોલી.

"પણ શું બોલી, તે તો કહેશે ?"

તરલા સહાસ્ય બોલી, "મેં કહ્યું, અહો મહારાજ ! સાગરદત્ત શ્રેષ્ઠીની કન્યા યૂથિકાદેવીની પ્રેમદૂતી થઇ—ના, એમ ચિઢવાશો માં, બાઈસાહેબ !" યૂથિકા તેના તરફ તીવ્ર દૃષ્ટિએ જોઈ રહી હતી.

તરલાએ આગળ ચલાવ્યું, "બાઈ સાહેબ, મેં કહ્યું, 'યૂથિકાદેવીની પ્રેમદૂતી થઇ હું આવેલી છું. આપના વિરહથી સૂર્ય સંતાપથી જેમ કોમળ લતા કરમાય તેમ યૂથિકાદેવી સૂકાઈ જાય છે ! થોડાજ સમયમાં એ મૃદુલ વલ્લરી સૂકાઇને નીચે પડયા શિવાય રહેશે નહિ.' એ શિવાય મેં તેને શું કહ્યું તે ખબર છે, બાઇ સાહેબ ?"

"શું કહ્યું ?" યૂથિકા આ લાંબુ ભાષણ સાંભળી મનમાં તો અધિરી થઈ રહી હતી, છતાં જો ક્રોધ કરીશ તો તરલા વધારે ખિજવશે એમ ધારી તે કાંઇજ બોલી ન હતી. તેણે શાન્ત સ્વભાવે તરલાનું કહેવું સાંભળ્યું.

"મેં કહ્યું, કે એ વલ્લરી સૂકાઈ ન પડે એવી જો તમને ખરેખરી હાર્દિક લાલસા હોય તો, વસંત ઋતુની એકાદ અજવાળી રાત્રિયે વરરાજાનો જામો પહેરી—"

યૂથિકાના કપોલ પર રતાશ છવાઇ ગઇ. તેણે ગુસ્સો દર્શાવી કહ્યું, "વારૂ બોલ, પછી શું થયું ?"

તરલા બોલી, "આમ જૂઓ, બહેન સાહેબ, હમણાં હમણાં મને એવી ભ્રાંતિ થાય છે, કે તમારા હૃદયની બધીયે રસિકતા બળીને ભસ્મીભૂત થઇ જવા માંડી છે !"

યૂથિકા સ્હેજ નરમ થઈ ગઇ અને બોલી, "તરલા, મારી બહેન, હું તને પગે લાગું છું ! આ સઘળી મસ્કરી હવે છોડી દે, અને તેમણે તને શું કહ્યું, એ બરાબર કહે જોઉં."

તરલા બોલી, "પણ પહેલાં, મેં એમને શું કહ્યું, તે તો સાંભળો, પછી વળી એમના શબ્દોનું વર્ણન કરીશ. પહેલાં તો મેં એમને પૂછ્યું કે, 'મહારાજ'—જૂઓ હવે એ તો મઠના બૌદ્ધ ભિક્ષુ થયા છે એટલે એમને હવે એ નામથીજ સંબોધવા જોઇએને ?—

'મહારાજ, શું તમે તમારૂં આખું આયુષ્ય આમજ વિતાડશો ?' ત્યારે મહારાજે મને કહ્યું, 'હા, તરલા, એમજ દેખાય છે!'"

યૂથિકાના હોઠ સ્હેજ ખુલ્યા. તરલા આગળ બોલવા લાગી, "વસુમિત્રને જ્યારે મેં પહેલાં જોયા, ત્યારે તો તેમને બિલકુલ ઓળખી પણ શકી નહિ! તેનો તે કાળો ભ્રમર જેવો કેશ–કલાપ અદશ્ય થઈ ગયો હતો! તેના પોશાકની શોભા તથા તેની સુંદરતા નષ્ટ થઈ ગયાં હતાં! શ્રેષ્ઠી વસુમિત્રને ઓળખુંયે કેવી રીતે? જેને આપણે વસુમિત્ર એ નામે ઓળખતા હતા, તેના શિરનું મુંડન કરવામાં આવ્યું હતું–વ્રત ઉપવાસ આદિને લીધે તદ્દન સુકાઈ જઈ તેનું મુખ સફેદ થઇ ગયું હતું, મેલાં ભગવાં વસ્ત્રોએ તેના સુઘટ સુંદર શરીરને જેમ તેમ વિકૃત કરી ઢાંક્યું હતું!!! સઘળીજ વાતમાં પરિવર્તન! અરે તેનું પહેલાંનું નામ પણ બદલી નાંખ્યું છે! હવે 'વસુમિત્ર ક્યાં છે?' એમ કોઇ પૂછવા જાય, તો તેને જવાબ પણ ન મળે, હાં! તેનું નવું નામ શું છે, તે ખબર છે?"

યૂથિકા નીચે મોંઢે સાંભળી રહી હતી. તરલાના ચહેરા તરફ જોવાનું સાહસ પણ તે કરી શકી નહિ!

"તેનું નવું નામ 'જ્ઞાનાનંદ,' સાંભળ્યું કે બાઇ સાહેબ?"

પછી તરલાએ કહ્યું, "બહેન, તમને જે ભય લાગે છે, તે તદ્દન નાપાયાદાર છે. તમારી સાથે વસુમિત્ર લગ્ન કરે, એ બ્હીકથી કાંઇ હજુ ચારૂમિત્રે તેને દેશત્યાગ કરાવ્યો નથી. ચારૂમિત્રના મૃત્યુ બાદ તેની અઢળક દોલત વસુમિત્રને મળે, એટલા માટેજ પેલા બૌદ્ધ ભિક્ષુડાઓએ ચારૂમિત્રને ઉપદેશ આપ્યો, કે વસુમિત્રને ભિક્ષુ બનાવી દ્યો. ભિક્ષુ થયા પછી કોઇ મનુષ્યનો તેની સમૃદ્ધિપર હક રહેતો નથી. તેની સઘળી સમૃદ્ધિ બૌદ્ધસંઘના ખજાનામાં જમે થાય છે, અને તેથીજ–બૌદ્ધસંઘને સમૃદ્ધ કરવા માટેજ–શ્રેષ્ઠી ચારૂમિત્રે, પોતાના એકના એક છોકરાનો ભોગ આપ્યો છે!"

યૂથિકા ડૂસકાં ખાતાં બોલી, "સારૂં હવે, બહેન, એનો ઉપાય શો કરવો? આપણે–"

તરલા દૃઢ સ્વરે બોલી, "ઉપાય બીજો શો ? ઉપાય હવે એક પરમેશ્વર ! મઠમાંથી પાછા ફરતાં મેં જગન્નિયંતાની એકાગ્ર ચિત્તે પ્રાર્થના કરી, અને પછી તેથી, કે કેમ, પણ મને રસ્તામાંજ એક ઉપાય જડી આવ્યો છે. એ મઠમાં કેટલાક દુષ્ટબુદ્ધિ ભિક્ષુઓ છે. તેમનામાંનોજ એક પ્રૌઢ વયનો ભિક્ષુ તેમનો અગ્રેસર છે. મઠમાંથી પાછી આવતાં મને સાંજ પડી ગઇ અને હું ચપાચપ ડગલાં ભરતી ચાલવા લાગી. થોડેકજ ગઇ હઈશ, એટલામાં તો કોઈ મુઆએ મારો પીછો પકડ્યો છે. એમ મને માલમ પડ્યું. પહેલાં તો હું એટલી બધી બીની કે કહેવાની વાતજ નહિ ! રસ્તામાં બે ચાર વેળા છૂપાઇ જઇ એ પીછો પકડનાર વ્યક્તિને ટાળવાનો મેં યત્ન કરી જોયો, પણ એ મુઓ મારો પીછો છોડેજ નહિ ! લગભગ એક બે ઘડી એમ સંતાકુકડી રમ્યા પછી આખરે એ મુઆનું મ્હોં મને દેખાયું. એ દેખતાંજ હું તેના પર વારી ગઇ ! મારા શરીર પરનાં રોમાંચ ખડાં થઇ ગયાં. શું કહું, બહેન તમને ? બ્રહ્મદેવેજ મારા નશીબમાં આવું સુખ લખ્યું છે, એમ મારી ખાત્રી થઇ. કારણ જેણે મારો પીછો લીધો હતો, તે કોઇજ નહિ પણ મઠમાંનો પેલો મુઓ વાંદરો !"

યુથિકાના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડયા, "એમ કે ? હાય, મુઆ માંકડા !"

તરલા કૃત્રિમતાથી બોલી, "તમને ખરૂંજ કહુંછું હોં ! તમે વસુમિત્રજીની મુખમુદ્રા તરફ કલાકોના કલાકો સુધી શા માટે ટગર ટગર જોઇ રહો છો, અને તે વેળા તમારા નેત્રોની પાંપણ પણ શા માટે હાલતી નથી, તેનો મર્મ હવે હું બરાબર સમજી હોં !"

એમ કહી ઢોંગી તરલાએ એક નિઃશ્વાસ મૂકયો.

યુથિકાએ તેને કાંઇ જવાબ આપ્યો નહિ–તેના ગાલ પર એક ધીમો તમાચોજ માર્યો !

તરલા કહેવા લાગી, "તમે તો કેની બા, મારા કહેવા પર વિશ્વાસજ નહિ મૂકો ! પછી એવા અરસિક શ્રોતા પાસે મારા પ્રિયકરનું નવિન મેઘખંડ જેવું કાળું શ્યામ સ્વરૂપ હું વર્ણવું કેમ ? હું

તો મારે તમારીજ વાત આગળ ચલાવીશ. પછી છુપાવાને સ્થળેથી બહાર આવી મારા એ શ્યામ સુંદર કનૈયા કહાન જોડે મેં પુષ્કળ પ્રેમભરી વાતો કર્યા કરી. બહેન, એકવાર માણસ પ્રેમાતુર થઈ ગયું એટલે પછી કાંઈ પ્રેમના સકંજામાંથી મરણ શિવાય તેને કોઇ છોડવે તેમ છે ? એ શેઠીયાના છોકરા સાથે ગુસપુસ કરતાં કરતાં તમે આટલા દિવસ વિતાડ્યા તે એટલામાંજ ભૂલી ગયાં કે શું ? વસંત ઋતુની અજવાળી રાત્રીએ શ્યામસુંદર પોતાની રાધિકાને કેવી રીતે ત્યજી દે વારૂ ? અગ્નિ તો બળ્યું ત્યાં હતોજ નહિ. એટલે પછી તેને બદલે ચંદ્રનેજ સાક્ષી રાખી અમે ગાંધર્વ વિધિથી લગ્ન કરી નાંખ્યું અને પછી–"

યુથિકા ત્રાસથી બોલી, "તરલા, તું બહુજ ખરાબ છે મારી બાઈ ! તારો આ વિનોદ મને હવે બિલકુલ ગમતો નથી ! તને જોઈએ તો પગે લાગું–તને મારી આણ છે. શું થયું, તે બરાબર સરળ રીતે કહે નહિ તો–"

તરલા બોલી, "આ શું થાય છે ત્યારે ? બહેન, તમારૂં હશે કાંઈ નવું નવું તાજુ તારૂણ્ય, અને હું થઇ ઘરડી ડોસી ! પણ હું માણસમાં તો ખરીને ? હું કેમ પ્રેમની જાળમાં સપડાઉં નહિ ?"

યુથિકાના ધૈર્યની હવે અવધિ આવી રહી. તે તરત ઉઠીને જવા લાગી. ત્યારે તરલાએ તેનો હાથ પકડી તેને બેસાડી, અને પછી તે કહેવા લાગી, "સાંભળો, બહેન સાંભળો. હું બધું કહીશ. આટલાં અધીરાં કેમ થઇ જાઓછો ? પેલો મુઓ ઘરડો વાંદરો ખરેખર મારી પાછળ પ્રેમપાગલ થઈ ગયો હતો, અને એથીજ તેણે મારો પીછો પકડ્યો હતો. હું બહાર આવતાંજ તે મને લાંબો થઈને પગેજ લાગ્યો. મેંએ તેની એ ઉલ્લુ પ્રેમવાતોને ઉત્તેજન આપી તેને આકાશ કુસુમ તોડવા કહ્યું છે ! મેં વસુમિત્રજીને એવું આશ્વાસન આપેલું છે કે 'હું જરૂર તમને મુક્ત કરીશજ.' મઠથી પાછા આવતાં હું વિચારી રહી હતી કે, વચન આપતાં તો અપાયું, પણ હવે તેનું પાલન કેમ થશે ? એની મુક્તિ કેવી રીતે કરવી ? તેવામાં ભગવંતેજ મને આ ઉપાય વિનાશ્રમે બતાવી દીધો કે શું ! આ વાનરની મદદથીજ

વસુમિત્રજીની મુક્તિ જરૂર કરીશ. તે કેવી રીતે કરવી, એ હજુ મને ચોક્કસ સૂઝ્યું નથી. હવે બ્હેન, તે સંબંધી કોઇ વાત મને પૂછશો નહિ. આ સાહેબ જો મારે વિષે કાંઇ પડપૂછ કરે તો જે હોઠે આવે તે કહી દેજો–કહેજો કે પોતાની મશિઆઈ બહેનના વિવાહ માટે તરલા ચાલી ગઇ છે, અને પાછી પાંચ સાત દહાડે આવશે! અને ખરેજ, તમે જાણોછો બ્હેન, એ મારી બ્હેનના લગ્નમાં હું ગઇ છું, તેનું નામ પણ યુથિકાજ છે!" તરલા હસી.

યુથિકા સાનંદચિત્તે હસતાં બોલી, "વીસનખી, તારા મ્હોને આગ કેમ લાગતી તથી?"

તરલા ખડખડ હસતાં બોલી, "હવે 'મ્હોંમાં આગ' નહિ લાગે હો બ્હેન?"

"ત્યારે શું?"

"હવે તો 'તારા મ્હોમાં સાકર' એમજ કહેવું પડશે!" એમ બોલી ખડખડાટ હસતી તરલા ત્યાંથી વિદ્યુદ્વેગે ચાલી ગઇ.

## પ્રકરણ ૧૯ મું.

### સુડી વચ્ચે સોપારી!

પોતાના શેઠના ઘરમાંથી નીકળી તરલા રાજમાર્ગ પર આવી અને પછી સપાટાબંધ બજાર તરફ વળી. ત્યાં વિવિધ પ્રકારની ત્રણ દુકાનોમાંથી તેણે પુરૂષનો પોશાક–પહેરવાનું અને ઓઢવાનું વસ્ત્ર, માથાને માટે પટકો અને જોડા-લીધો. આ પોશાકનું એક બચકું બાંધી પોતાના પાલવ તળે સંતાડી તે પોતાને ઘેર ગઇ. નગરને એક છેડે તરલાની માશીનું એક ઝુંપડું હતું. તરલાનું ઘર પણ એજ! તે હમ્મેશાં તો–રાત્રે પણ કામકાજને નિમિત્તે પોતાના શેઠને ઘેર રહેતી; તોયે કોઈક કોઇક વાર પોતાની શેઠાણીની રજા લઇ તે દિવસ બે દિવસ પોતાની માશી પાસે આ ઝુંપડામાં પણ રહેતી. તરલાની આ માશી બહુજ વિચિત્ર હતી. અમે તેને 'વ્યાઘ્રમુખી' કહીએ તો

વાચકોએ અતિશયોકિત ધારવી નહિ. આથી તરલાને અને એને ઝાઝો સમય સાથે રહેવાનું ફાવતુંજ નહિ. એ માશીનામાં વ્યાઘ્રમુખીપણા શિવાય બીજાયે પુષ્કળ ગુણ (!) હતા; એ પુષ્કળ ગુણોમાં એક તો એ કે તેને આંખે દેખાતુંજ ન હતું !!' બીજો ગુણ એ કે તેને કાને સંભળાતું ન હતું ! એ બધા ગુણો ખરા, પણ તે બહુજ લડાવક (!) વીરનારી (!) હતી ! તેના મોઢાના શબ્દો રૂપી તોપગોળા સામે ટકી શકે એવો માણસ તો વિરલજ !

પોતાની આવી માશીને ઘેર આવીને તરલાએ પેલું બચકું એક ખુણામાં સંતાડીને મુકયું; અને પછી જમી પરવારી તે નિરાંતે ઉંઘી ગઇ.

ત્રીજો પ્રહર વીતી જતાંજ તે ઉઠી, અને કાળજીપૂર્વક ચોટલો ચાંદલો કરી ઠાડમાઠથી આકર્ષક કપડાં પહેરીને ઝુંપડી બહાર નીકળી. જતાં જતાં તેણે માશીને કહ્યું, "માશીબા, શેઠાણીજી પાસે રજા લઇ હું બે દિવસ રહેવા આવીછું, હોં કે ! હું જરા બહાર કામે જાઉંછું, મને ઘેર પાછી આવતાં વખતે રાત્રી પડી જશે, અને આવતી વખતે હું મારી એક સખીને સાથે લાવવાની છું."

ઘર બહાર નીકળી તરલાએ નગરની દક્ષિણ દિશાનો રસ્તો પકડયો. તે વખતે દિવસ પૂરો થવા આવ્યો હતો, અને સાયંકાળ થવાને ઝાઝો વિલંબ ન હતો. લોકોની ભીડ હોય એવા ભારી રસ્તાને છોડી દઇ આડે અવળે માર્ગે ચાલી, તરલા મહા નગરની બહાર આવેલા ઉપનગર આગળ આવી પહોંચી. તે દિવસે જુના બૌદ્ધ વિહારમાંથી જે રસ્તેથી તે પાછી ફરી હતી, તેજ રસ્તો પકડી અત્યારે તે મઠ તરફ જતી હતી; પરંતુ તે બહુ દૂર ગઇ નહિ હોય, એટલામાં તો તેને માલમ પડયું કે, રસ્તાની બાજુ પરજ આવેલા તાડવનમાંની એક તલાવડીને તીરે બેસીને એક મનુષ્ય જતાં આવતાં માણસો તરફ એકાગ્ર દૃષ્ટિએ જોઇ રહ્યો છે !

આ વ્યક્તિ દૃષ્ટિએ પડતાંજ તરલાએ સાધે રસ્તે ચાલવું મૂકી, તાડવનનો રસ્તો પકડયો, અને પેલી વ્યક્તિની પીઠ પાછળ જઇ,

તેની આંખો પોતાના હાથથી દબાવી દીધી!

તરલાના હાથને પંપાળી જોઇ ખડખડ હસી પેલો માણસ બોલ્યો, "તરલા, તરલા. કેવી ઓળખાઇ? આવો નાજુક હાથ, તરલા, આખી પાટલીપુત્રમાં બીજા કોને છે?"

તરલાએ હસતાં હસતાં પોતાના હાથ કાઢી લીધા, અને કહ્યું, "આચાર્ય, તળાવડીને કિનારે બેઠા બેઠા તમે શું કરતા હતા?"

એ આચાર્ય, બીજું કોઇ નહિ, પણ દેશાનંદજ હતો.

દેશાનંદ તરલા પ્રતિ ટગરટગર જોતાં બોલ્યો, "તરસથી મરી જતા ચકોરની પેઠે હું તારા મુખચંદ્રના ઉદિત થવાની રાહ જોઇ રહ્યો હતો. તરલે! પણ આખરે ચંદ્રોદય થયો ખરો! ચાલ, તરલા, ચાલ, આપણે હવે જઇએ."

"પણ જાય તે કયાં?"

"બીજે કયાં, વળી કુંજમાં!"

તરલા હસીને બોલી, "અરે આચાર્ય, તમે તો આ ભગવાં-વસ્ત્રધારી સંન્યાસી! તમારે તે વળી કુંજ કેવી ને વ્રજ કેવું?"

દેશાનંદ ખિન્ન થઇ બોલ્યો, "તરલા, તું તદ્દન અરસિકશિરો-મણિ જેવી દેખાય છે!"

"વારૂ ત્યારે જવા દ્યો. પણ એ તમારી એ કુંજ છે કયાં?"

દેશાનંદની મુખમુદ્રા પર પ્રસન્નતાનો પ્રકાશ છવાઈ ગયો. તેણે સોત્કંઠ કહ્યું, "કેમ વળી, સંઘારામમાં છે તે કુંજ!"

તરલા અવિશ્વાસથી બોલી, "તમે બોલો છો શું? સંઘારામ તે કાંઈ એકાંત સ્થળ કહેવાય કે? અરે, તે દિવસે હું ત્યાં આવી, તો તમારા પેલા ભિક્ષુઓનાં ટોળે ટોળાં દીઠાં! એ મુઆઓ વળી તમને છંછેડયા શિવાય રહેવાના હતા?"

દેશાનંદ આંખો મિંચી, ડોકું હલાવી બોલ્યો, "તરલા, તને અમથું ખોટું કહેવામાં મને કાંઇ લાભ છે? સંઘારામમાં જોઇએ તેટલી એકાંત જગા છે. તું મારી સાથે ચાલતો ખરી, પછી તને એ બાબત ખાત્રી કરી આપું."

તરલા ક્ષણભર વિચાર કરી બોલી, "ચાલો ત્યારે. પણ તમે ારાથી આગળ થોડે દૂર ચાલજો, હોં કે ?"

"વારુ, તેમ કરીશું." નિરાશાયુક્ત સ્વરે દેશાનંદે કહ્યું.

દેશાનંદ આગળ ચાલવા લાગ્યો. તેનાથી કેટલેક છેટે તરલા ાછળ પાછળ જવા લાગી. તે વેળા સાયંકાળ થઇ અંધારું પ્રસરી ્વા લાગ્યું હતું. ઉપનગરનો રાજમાર્ગ મોટે અંશે શૂન્યજ થઇ યો હતો. દેશાનંદ તો ટેવને લીધે સીધો ઠોકર ખાધા વિના ચાલ્યો ્તો હતો, પરંતુ તરલા જરા અફળાતી, ઠોકર ખાતી જતી હતી.

કેટલીક વારે બંન્ને પેલા અસ્તવ્યસ્ત થઇ ગયેલા પડિયલ મંદિર ાગળ આવી પહોંચ્યાં. પોતાનાં વસ્ત્રોમાંથી કુંચી બહાર કાઢી બાર-ાનું તાળું ખોલી દેશાનંદે દ્વાર ઉઘાડયું અને પછી તરલાને ધીરેથી હ્યું, "તરલે અંદર આવ."

તરલા બરાબર આપદામાં આવી પડી હતી ! દેશાનંદ કહે છે પ્રમાણે આ સ્થળે તો ખરેખર નિર્જનજ છે ! હવે શું કરવું ? ાવે નિર્જન સ્થળે એ ઉલ્લૂ વાંદરા સાથે જવાય કે ? પોતાનો હેતુ ાદ્ધ કરવા શી યુક્તિ યોજવી ? આ ગંડુલ માણસ અને હાથમાં ાવેલી તકનો કેમ અને કેવો ઉપયોગ કરી લેવો ? આવા આવા નેક પ્રશ્નો એક ક્ષણમાં તરલાના હૃદયમાં ઉપસ્થિત થઇ ગયા ! ને તે સર્વેમાં, છેક છેલ્લો પ્રશ્ન, અને તે કરતાંયે વળી આ પાગલ નુષ્યના હાથમાંથી પોતાની તાત્કાલિક મુક્તિ કેમ કરવી, એ પ્રશ્ન ને મોટો મહત્વભર્યો લાગ્યો.

તરલા આ વિચાર કરતી હતી અને તેથી તે અંદર આવતાં ઢું કરે છે એમ જોઈ દેશાનંદનું ધૈર્ય ખુટી જવા લાગ્યું ! તે સ્હેજ ધથી બોલ્યો, "આ શું અલિ તરલા ! અંદર આવને ! બહાર ની રહીને તું ત્યાં શું કરી રહી છે ? તરલા, તું ખરેખર ગાંડીજ ! કોઇ પેલી બાજુથી આવે અને તને જૂએ તો પછી ફજેતીનો ર રહે કે ? ચાલ, ચાલ, આવ અંદર."

તરલા હવે નિરૂપાય થઈ ગઇ. પગથીયાં ચઢી તે ઉપર ગઈ,

અને દ્વારના ઉંબરા પરજ બેઠી !

આ જોઇ દેશાનંદને ત્રાસ થયો. ભ્રમર સંકુચિત કરી તે બોલ્યો, "આ શું અલિ તરલા ! ઉપર આવ તો વળી ત્યાંજ બેઠી ! ચાલ અંદર આવ, એટલે પછી–"

થરથર ધ્રૂજતે સ્વરે તરલા બોલી, "મને તો, બા, બહુ બ્હીક લાગે છે !"

દેશાનંદ હસીને બોલ્યો, "ગાંડી, વળી બ્હીક શાની ?"

"બાપરે, આ ઘોર બિહામણું અંધારૂં તો જૂઓ ! પહેલાં અંદર એક દિવો તો કરો."

"અલિ. તું ગાંડી તો નથી થઇ ? અહિં દિવો કરીએ એટલે તો પછી થઇજ રહ્યું તો ! ન જાણતાને જાણ થાય, અને બરાબર ફજેતી થાય ! તું તો ખરી છે !" સ્હેજ ત્રાસથી કંટાળી ગયેલા પ્રમાણે દેશાનંદ બોલ્યો.

"અરે. પણ વળી એમ તે કોણ અહિં જાણવા આવવાનું છે ? દિવા શિવાય તો, બા, આપણે અંદર નહિ આવીએ." તરલાએ દૃઢ નિશ્ચય પ્રદર્શિત કર્યો.

આખરે, નિરૂપાય થઇને દેશાનંદે દિવો સળગાવવાનું નક્કી કર્યું, અને એ બિહામણા અંધકારમાં તે દિવો શોધવા લાગ્યો. તરલા તો દરવાજા પાસે અંધારામાંજ બેસી રહી.

એટલામાં તરલાને દૂરથી મનુષ્યનો શબ્દ સ્પષ્ટ કાને પડયો. તે સાંભળતાંજ તે કહેવા લાગી, "અરે, ઓ આચાર્ય ! જલદી અહિં આવો. મને કોઇક માણસોનો શબ્દ સંભળાય છે હોં !"

તરલાએ ગભરાટમાં ને ગભરાટમાં કરેલી આ સૂચના સાંભળી દિવો શોધવાનું કામ પડતું મૂકી દેશાનંદ દરવાજા પાસે દોડી આવ્યો. બંન્નેયે નેત્રો વિકાસીને દૂર સુધી જોયું. ખરેજ ! બે વ્યક્તિઓ મંદિર પાસે આવી રહી હતી ! તત્ક્ષણ, એક શબ્દ પણ ન બોલતાં, દેશાનંદે તરલાનો હાથ પકડયો અને તેને જોરથી ખેંચી પોતાની સાથે લઇ તે અંદર ગયો, અને પેલી વિશાળ મૂર્તિની પાછળ છૂપાઇ રહ્યો !

## પ્રકરણ ૨૦ મું.

### સાધુ કે શયતાન?

પેલી બે વ્યક્તિઓ એક મિનિટમાં મંદિરદ્વાર પાસે આવી ઉભી. તેમાંથી એકે, બીજાને પૂછ્યું, "બાપરે, વજ્રાચાર્ય! આ શું? મંદિરનું દ્વાર તો છચોક ઉઘાડું પડયું છે!"

બીજી વ્યક્તિ તો ધમધમ પગથીયાં ચઢી ઉપર આવી, અને બરાબર જોઈ પહેલી વ્યક્તિને કહેવા લાગી, "ખરેજ. સ્થવીર! મંદિરનો દરવાજો તદ્દન ખુલ્લોજ છે! બંધુગુપ્ત, તારો આ દેશાનંદ દિવસે દિવસે વધારે ને વધારે પાગલ બનતો જાય છે હોં! તું આજે ને આજેજ મંદિરની રક્ષાના કામ પર બીજાની નીમણુંક કર. તે શિવાય છૂટકોજ નથી."

બન્ને તરત અંદર આવ્યા અને દ્વાર વાસ્યું. બંધુગુપ્તે દીવો સળગાવ્યો. પછી આસનો લઇ બન્ને બેઠા. બીજી બાજુ મૂર્તિની પાછળ છૂપાયેલો દેશાનંદ વાવાઝોડામાં સપડાયેલા કદળી વૃક્ષ પેઠે થરથર કંપી રહ્યો હતો!

બંધુગુપ્તને, શત્રુસેને પૂછ્યું, "સંઘસ્થવીર, તારી મુખમુદ્રા આટલી બધી સૂકાઇ કેમ ગઇ વારૂ?"

"કેવળ યશોધવલના ભયથી."

"અરે, પણ યશોધવલથી તું આટલો બધો શા માટે બ્હીએ છે તેજ હું તો સમજી શકતો નથી!"

બંધુગુપ્ત ધ્રૂજતે સ્વરે બોલ્યો, "વજ્રાચાર્ય, તું શું બધુંજ ભૂલી ગયો? યશોધવલ અનંતધામે પહોંચી ગયો, એમ સમજીને તો હું હાલ સુધી તદ્દન નિશ્ચિંત–તદ્દન બે પરવા હતો." આમ કહી તેણે નિઃશ્વાસ મૂકયો.

"પણ બંધુગુપ્ત, પહેલાં તો તું મરણથી આટલો બધો બ્હીતો ન હતો હોં!" વજ્રાચાર્યે કહ્યું.

બંધુગુપ્તે કહ્યું, "હજુયે મરણથી હું બિલકુલ બ્હીતો નથી.

કોઇને હાથે મૃત્યુ થાય તોયે તેને માટે મને ભય નથી પણ શું કરૂં ? યશોધવલના નામ શ્રવણથીજ મારૂં શરીર થરથર કંપવા લાગે છે ! જો તેના પુત્રના મરણની હકીકત તે સાંભળે, તો મને હાલહવાલ કરી ઠાર માર્યા શિવાય રહે નહિ ! તોયે એવા સામાન્ય મરણનો મને ડર નથી ! પણ મારા શરીરના ટુકડેટુકડા થઇ જાય અને તે ટુકડાનાયે સહસ્ત્રાવધિ કકડા થાય–બાપલિયા, એવું તે મોત !"

બંધુગુપ્ત થરથર ધ્રૂજવા લાગ્યો.

"સંઘસ્થવીર, તેં કીર્તિધવલને માર્યો કેવી રીતે ?"

"કેમ, વજ્રાચાર્ય, તું જાણતો નથી ?"

"કેવી રીતે જાણું ? તેં મને કોઇ દિવસ કહ્યું છે ?"

"હા. ખરેખર, મેં એ વાર્તા કોઇનેયે કહી નથી. સાંભળ ત્યારે હું તને બધી વાત કહું છું."

કેટલોક સમય અવનત મસ્તકે બંધુગુપ્ત સ્વસ્થ બેસી રહ્યો. પછી તે બોલ્યો, "ના, વજ્રાચાર્ય, ના. હું નથી કહેતો. મને બહુજ બ્હીક લાગે છે !"

બંધુગુપ્તના આ શબ્દો સાંભળી શત્રુસેન હસ્યો, અને બોલ્યો, "સ્થવીર, તું દિવસે દિવસે ગંડુલ બનતો જાય છે એમ લાગે છે. તારે એ વાર્તા મને કહેવી હોય તો કહે અને ન કહેવી હોય તો ભલે; પણ તે અહિં કહેવામાં ભય શો છે ? અહિં બ્હીક શાની છે ? મંદિરદ્વાર આપણે સજ્જડ બંધ કરેલું છે. મંદિરની અંદર થતી વાતો કોઇ બહારથી સાંભળે તેમ નથી. મંદિરમાં ઝગઝગાટ બળી રહેલા દિવાના પ્રકાશમાં તને નથી દેખાતું, કે મંદિરમાં તારા, મારા, અને આ દેવમૂર્તિના શિવાય બીજું કોઇજ નથી ! તો પછી તારે આટલો બધો ડર રાખવાનું શું પ્રયોજન, તેનુંજ મને આશ્ચર્ય થયાં કરે !"

બંધુગુપ્ત આમ તેમ દૃષ્ટિપાત કરી બોલ્યો, "ખરે, વજ્રાચાર્ય, મને ખેરોજ ડર લાગે છે ! સાંભળ, તને એ વાર્તા કહી હું મારો હૃદયભાર સ્હેજ ખાલી કરૂં."

બંધુગુપ્તે એમ કહી પોતાના રાક્ષસી કૃત્યની વાર્તા શરૂ કરીઃ—

"કીર્તિધવલ જ્યારે બંગદેશમાંની પોતાની મહેસુલ વસુલ કરવા ગયો હતો, ત્યારે પૂર્વ દિશા તરફનો સંઘ બહુ સંકુચિત સ્થિતિમાં આવી પડયો હતો. તેની દશા બહુ કફોડી થઇ પડી હતી. ધવલવંશનાં સઘળાં મનુષ્યો રાજનીતિ નિપુણ અને યુદ્ધકલાવિશારદ હતાં, અને હજુયે છે. વારંવાર યુદ્ધમાં પરાજય પ્રાપ્ત કરી ત્યાંની બંડખોર પ્રજા સલાહ કરવાને તૈયાર થઇ, ત્યારે તેને કોઈ પણ પ્રકારની શિક્ષા–સજા કર્યા શિવાય કીર્તિધવલે સર્વને છોડી મૂકયા–સઘળાને ક્ષમા આપી અને એવી રીતે તેણે સર્વને વશ કરી લીધા. હું તે સમયે ત્યાંજ બંગદેશમાં હતો, છતાં મારા હજારો પ્રયત્નો વ્યર્થ ગયા. કોઇ પણ રીતે સદ્ધર્મી લોકોને કીર્તિધવલની સામે થવા હું ઉશ્કેરી શકયો નહિ. મેં ઘણુએ વિચાર કર્યા–પુષ્કળ ચિંતવન કર્યું તો મને એમજ જણાયું કે ગમે તે રીતે પણ યશોધવલના એ છોકરાના મૃત્યુ શિવાય સંઘની કાર્યસિદ્ધી થાય એમ નથી !

મેં પુષ્કળ યત્ન કર્યો છતાં કોઈ પણ બંગવાસી કીર્તિધવલને અંગુલિસ્પર્શ કરવા તૈયાર થયો નહિ ! કીર્તિધવલ પર હુમલો કરવાની હિંમત કોઇનામાં ન હતી ! વળી તે આસપાસ રક્ષકો રાખ્યા શિવાય કદીયે બહાર નીકળતોજ નહિ ! આથી મને યોગ્ય તક મળે એ બહુ મુશ્કેલ થઇ પડયું !

ઘણે દિવસે મને ખબર મળી કે દરરોજ સાયંકાળને સમયે કીર્તિધવલ તારાદેવીના મંદિરમાં દર્શનાર્થે જાય છે. તે દિવસથી પ્રતિદિન હું સાયંકાળે તેની પાછળ જવા લાગ્યો; પરંતુ તેના શરીરને આંગળી અડાડવા જેટલી હિંમત હું પણ કરી શકયો નહિ !

એક દિવસે આશ્વિન માસના પ્રારંભમાં નવરાત્રિના સમારંભો માતાના મંદિરમાં ઉજવાઈ રહ્યા હતા ત્યારે બ્રાહ્મણો અને સદ્ધર્મી લોકો વચ્ચે તકરાર થઇ અને મંદિરમાંજ યુદ્ધ જામ્યું. તે દિવસે મને ખરેખરી સોનેરી તક મળી. દૂરથી છુપાઇને મેં કીર્તિધવલને એક તીર મારી જખમી કરી નીચે પાડયો. તે સમયે મને લોકોએ જોયો નહિ ! કીર્તિધવલને પણ કોઇએ ઓળખ્યો નહિ !

રાત્રે જ્યારે કીર્તિધવલ મંદિરમાં અર્ધમૃત અવસ્થામાં દેવી સમક્ષ પડેલો હતો, ત્યારે તેને તેના સેવકો શોધવા લાગ્યા. તે સમયે મેં મંદિરમાં જઇ જોયું તો કીર્તિધવલ હજુયે જીવંત છે અને તેને થયેલો જખમ કાંઇ ખાસ જીવલેણ નથી એમ મને માલમ પડયું. તત્ક્ષણ હું દેવીના ગભારમાં ગયો અને દેવીનાજ હાથમાંના ખડગથી મેં તેના હાથપગની નસો કાપી નાંખી. યાતનાને લીધે તે સ્હેજ શુદ્ધિમાં આવ્યો, અને અતિશય રક્તસ્ત્રાવ થવાથી તથા દારૂણ દુઃખને લીધે તૃષા લાગવાથી તે વારંવાર પાણી માગવા લાગ્યો; પરંતુ આપણા સંઘના સદ્ધર્મના શત્રુના રક્તપાતથી મને અતુલ આનંદોન્માદ થયો અને મેં તેની મરણ વખતની આજીજી—હૃદયદ્રાવક પ્રાર્થનાઓ તરફ તલમાત્ર પણ લક્ષ આપ્યું નહિ અને—

" અને એજ પ્રમાણે જળ વિના તરફડતાં તરફડતાં આપણા મહાન શત્રુએ પરલોકપ્રયાણ કર્યું ! "

કીર્તિધવલનું આ રોમરોમ ખડાં કરે તેવું હૃદયદ્રાવક, એક સાધુ રૂપી શયતાનને હાથે થયેલું ખૂન, વાચકો આ પુસ્તકના પ્રારંભમાંજ જોઇ ગયા છે.

એ ભયાનક ખૂનનું હૃદયભેદક વર્ણન સાંભળતાં સાંભળતાં મૂર્તિ પાછળ છૂપાયલી તરલા અંધકારમાંજ થરથર કંપી રહી હતી ! તેનાં રોમેરોમ ખડાં થઇ ગયાં હતાં અને ભયપ્રસ્વેદથી તેનું આખું શરીર તરબોળ થઈ ગયું હતું !

થોડીક ક્ષણ સ્તબ્ધ રહી એક નિઃશ્વાસ મૂકી શત્રુસેન બોલ્યો, " બંધુગુપ્ત ! તું મનુષ્યરૂપી રાક્ષસ છે ! તું માનવ નથી પણ દાનવ છે ! તને બૌદ્ધસંઘમાં ભિક્ષુની દિક્ષા આપી કોણે ? "

" વજ્રાચાર્ય એ વાતજ હવે જવા દે તે દિવસથી રોજ મને એવુંજ સ્વપ્ન આવ્યાં કરે છે કે, દેવી મંદિરમાં કીર્તિધવલ જખમી થઇ પડયો છે, અને દારૂણ યાતનાથી દુઃખિત થઈ ક્ષીણ સ્વરે ' પાણી પાણી ' પુકારી રહ્યો છે. સામે હું તેના રક્તપાતના આનંદથી ઉન્મત્ત બની નાચું છું ! અને હવે તો, જ્યારથી યશોધવલના અહિં આવ્યાના

સમાચાર સાંભળ્યા છે, ત્યારથી પ્રતિરાત્રી મને એવોજ ભાસ—એવીજ ભ્રાંતિ થયાં કરે છે, કે એજ દહેરા સામે પડયો પડયો, મૃત્યુના પંજામાં સપડાયેલો હું ભયાનક વેદનાથી તરફડી રહ્યો છું અને હાથમાં તલ્વાર લઈ અને શરીર પર રક્ત અર્ચન કરી યશોધવલ વૈરના આનંદથી ગાંડો બની, મારી સામે નાચી રહ્યો છે!"

શત્રુસેન ફક્ત તેને આશ્વાસન આપવાને ખાતર બોલ્યો, "તારો ભય ખોટો છે. જે સંઘને માટે તું આવું ભયાનક કાર્ય કરી શકયો, તે સંઘ તારી સહાયમાં ઉભેલો છેજ. માટે ડર ન રાખ અને તારૂં ચિત્ત બીજી વાતો તરફ દોરવ; જેથી એ વાર્તા તને યાદજ ન આવે. આ મંદિરમાં બેસવાથી પણ તને શંકા અને ભ્રાંતિ થયાં કરતાં હશે. ચાલ, ઉઠ, આપણે બીજી તરફ જઇએ."

દિવો હોલવી, બન્ને ત્યાંથી ધીમે ધીમે ચૂપચાપ ચાલ્યા ગયા અને બધું શાંત થઈ ગયું!

બંધુગુપ્ત અને શત્રુસેનને ચાલ્યા ગયેલા જોઈ, ટાઢીયા તાવથી થરથરી રહેલા મનુષ્ય પ્રમાણે કંપી રહેલા દેશાનંદને, તરલાએ કહ્યું, "ચાલો, આપણે જલદી બહાર ચાલ્યાં જઇએ."

દેશાનંદ ડોકું ધુણાવી બોલ્યો, "તરલા, આ વખત તો હું ખરેખરજ માર્યો ગયો! તારા પ્રેમમાં ડૂબી જવાથી હું તો સાફજ મુઓ!"

તરલા બોલી, "અહિં રહેશો તો તો ખરેખરજ તમે મરશો. ચાલો, ચાલો ઝટપટ."

હતાશ પૂર્ણ સ્વરે દેશાનંદ બોલ્યો, "ચાલો ત્યારે જઇએ."

ઉભય ઝટપટ મંદિરની બહાર નીકળ્યા. ડોસો તો ભય અને ચિંતાથી અધમુઓજ થઈ ગયો હતો એમ તરલાને લાગ્યું. તેને આશ્વાસન આપવા માટે તે બોલી, "તમે આટલા બધા બ્હી શા માટે ગયા? અહિંના આ વાંદરાઓ તમને શું કરી શકનાર છે? અહિંથી પલાયન કરી જશો, કે પછી તમારો વાળ પણ કોણ વાંકો કરી શકે એમ છે? ચાલો મારી સાથે, તમને એવે સ્થળે છૂપાવું કે

યુગાન્તરે પણ તમને કોઇ શોધી શકે નહિ !"

તરલાના આ આશાપ્રદ શબ્દોથી દેશાનંદનો અર્ધો ભય નષ્ટ થઈ ગયો; અને તેને પ્રાણરક્ષાની પ્રબળ આશા ઉત્પન્ન થઈ. તે ગભરાટમાં જલદી બોલ્યો, "ત્યારે હવે અહિં ઉભા રહેવાથી શું વળવાનું ? ચાલ, આપણે આ પળેજ નાસી જઇએ."

તરલા સ્હેજ હસીને બોલી, વિના કારણ એમ ડરી જાઓ છો શા માટે ? ગભરાટ ન કરો, મારે હજુ એક કામ છે તે હું ઝટપટ પૂરૂં કરી નાંખું એટલે જઇએ."

"વળી હવે તે શું કામ છે ?"

"ભિક્ષુ જીનાનંદને જરા મળવું છે."

દેશાનંદને તરલાનો આ વિચાર બિલકુલ પસંદ પડ્યો નહિ. તેણે કહ્યું, "જીનાનંદ તને કેવી રીતે મળશે ?"

"કેમ વારૂ ?" તરલાએ સોત્કંઠ પૂછ્યું.

"તે તો સંઘારામમાં કેદી થઇને પડ્યો છે—"

"લ્યો, ત્યારે તમે શા કામના ?" તરલાએ છણકો કર્યો.

સ્હેજ વિચાર કરી, દેશાનંદે કહ્યું, "ઠીક ત્યારે, તને કશે જવાની જરૂર નથી. હુંજ તેને અહિં બોલાવી લાવીશ."

તરલા સાનંદ બોલી "ઠીક ત્યારે. પણ જલદી આવજો હો ! હું અહિં તમારી વાટ જોઈ રહી છું."

દેશાનંદ ગયો. પોતાના હાથમાં આવેલા એ ડોસા રૂપી વાંદરાનો ઉપયોગ મનેચ્છા પ્રમાણે થાય છે, એમ જોઇ તરલાને પુષ્કળ હર્ષ થયો. તે, પેલા મંદિર પાસે અંધારામાં હરખાતી હરખાતી છૂપાઇને ઉભી રહી.

થોડા સમય પછી દેશાનંદ જીનાનંદને લઇ આવ્યો, અને તરલાને કહેવા લાગ્યો, "તારૂં જે કામ હોય, તે ઝટપટ કરી લે. જીનાનંદ આસપાસમાં કયાંઇ નહિ દેખાય તો બીજા ભિક્ષુઓ સંશયભીત થઈ તેની શોધમાં આ બાજુ જરૂર આવશે."

તરલા દેશાનંદને કહેવા લાગી, "આચાર્ય, હું ઝટપટ મારૂં

કાર્ય કરી નાખું છું; ફક્ત મારે જ્ઞાનાનંદને એક બે ગુપ્ત વાતો કહે-
વાની છે. તે વાતો હમણાં તમને જણાવી શકાય તેમ નથી. માટે
કૃપા કરી જરા મંદિરમાં જશો ?"

દેશાનંદ તરલાની આજ્ઞાને માન્ય કરી તરતજ મંદિરમાં ગયો.
તરલાએ દરવાજો બંધ કર્યો અને પછી જ્ઞાનાનંદને ધીમે સ્વરે કહ્યું,
"મહારાજ, મને ઓળખી કે ? એ તો હું તરલા. તમને અહિંથી
લઇ જવાને આજે આવી છું. તમે મને હમણાં એક પણ પ્રશ્ન
કરશો નહિ. હું તમને જે જે કહું તે તે માનપણે કર્યા કરો એટલે
આપણું કાર્ય સિદ્ધ થશે."

જ્ઞાનાનંદ ઉર્ફે વસુમિત્ર આશ્ચર્યચકિત થઇ સ્તબ્ધજ બની રહ્યો.
તરલા મંદિરના દરવાજા પાસે જઇ ધીમેથી બોલી, "આચાર્ય–"

"કેમ ? આચાર્યે પૂછ્યું.

"તમારાં સઘળાં વસ્ત્રો કાઢી આપો. મારે તે પહેરવાં છે."

"એટલે ?" દેશાનંદે પૂછ્યું.

"તમે મુંગા મુંગા કહું તે કરો. તમારા હંમેશના વેશે જો તમે
મારી સાથે ઝટ બહાર આવો તો પછી પકડાતાં કાંઇ વાર લાગશે
કે ?–શું ફજેતી થશે તેનો કાંઇ ખ્યાલ છે કે ?"

"હા, તું કહે છે, તે તદ્દન ખરૂં છે હો !"

એમ કહી દેશાનંદે પહેરેલાં વસ્ત્રો એક પછી એક કાઢી દર-
વાજામાંથી મંદિરની બહાર ફેંકવા માંડ્યાં. તેનાં વસ્ત્રો હાથમાં આવ-
તાંજ તરલાએ વસુમિત્રને તે લુગડાં પહેરવા વિનતિ કરી. વસુમિત્રે
દેશાનંદનાં વસ્ત્રો પહેરી પોતાનાં વસ્ત્રો તરલાને આપ્યાં. તરલાએ
અંધકારમાંજ એ ભિક્ષુવેશ ધારણ કરી, પોતાનાં વસ્ત્રો કાઢી મંદિરમાં
નાંખી દેશાનંદને સ્ત્રીનો વેશ લેવા કહ્યું. તે તેણે પહેરતાંજ અંદર જઇ
તરલાએ તેને પોતાના અલંકારો–આભૂષણો પહેરાવ્યાં; અને પછી
તેણે કહ્યું, "આચાર્ય, હવે આપણા પલાયનની તૈયારી થઈ ચૂકી છે.
જૂઓ, હું આટલા તેટલામાં કોઇ છે કે કેમ તેની ભાળ કાઢીને
આવું છું અને પછી આપણે નાસી જઇએ. મંદિરનો દરવાજો, કોઇને

શંકા ન આવે માટે દેતી જાઉં છું."

તરલાની હોંશિયારીથી ખુશખુશ થઇ જઈ દેશાનંદે કહ્યું, "ભલે. તું એમ કરે તેમાં મને વાંધો નથી. પણ જલદી આવજે."

દેશાનંદ સ્ત્રી વેશમાં સજ્જ થઇને એ પડિઅલ મંદિરમાં બેસી રહ્યો. તરલાએ બહાર આવી મંદિરનો દરવાજો દઈ દીધો અને સાંકળ મારી દીધી તેમજ તાળું પણ અમથુંજ કુંચી લગાવ્યા વગર મારી દીધું. પળવારમાં તરલા અને વસુમિત્ર, સ્ત્રીરૂપી દેશાનંદને ત્યાંજ ગોંધી અદૃશ્ય થઇ ગયાં.



## પ્રકરણ ૨૧ મું.



### પડદા પાછળના સુત્રધારની સેવા!

નવિન રાજ્યગૃહના ઝરૂખામાં ઉભો રહી મહાપ્રતિહાર વિનયસેન ચિંતામાં નિમગ્ન બેસી રહ્યો હતો. બે પ્રહર વિતી ગયા હતા. પ્રાસાદના પટાંગણમાં સઘળે શૂન્યકાર વ્યાપ્ત થઈ ગયો હતો. એકાદ બે દ્વારપાળો ચાંવડામાં ઉભા રહ્યા હતા. ઝરૂખાના અંદરના ભાગમાં સ્તંભ આડે બે ચાર દંડધરો ઉભા રહેલા હતા.

એટલામાં એક પાલખી ત્યાં આગળ આવી પહોંચી, અને બરાબર ઝરૂખા સામેજ ઉભી રહી. તેને નીચે ઉતરતાંજ તેમાંથી વૃદ્ધ હૃષિકેશશર્મા બહાર નીકળ્યો. મહાપ્રતિહાર વિનયસેન તેનીજ વાટ જોઈ રહ્યો હોય એમ લાગ્યું, કારણ જેવો હૃષિકેશશર્મા પાલખીમાંથી ઉતર્યો, તેવોજ તે નીચે આવ્યો અને તેને પ્રણામ કરી બોલ્યો, "મંત્રીવર! તમને બહુજ મોડું થયું હોં!! સમ્રાટ અને યશોધવલદેવ તમારી વાટ જોતા ક્યારનાયે બેસી રહ્યા છે."

હૃષિકેશર્માએ આપેલો જવાબ વિનયસેને બિલકુલજ સાંભળ્યો નહિ. તેને લઇ તેતો નવિન રાજ્યગૃહના અંતઃપુર તરફ ગયો. વિનયસેન ઝરૂખા આગળથી જતાંજ તેની જગાએ એક દંડધર આવી ઉભો રહ્યો.

જતાં જતાં માર્ગમાંજ મંત્રી મહાશયે વિનયસેનને પૂછ્યું, "બીજા બધા આવી ગયા કે ?"

વિનયસેને કહ્યું, "મહાધર્માધ્યક્ષ તથા મહાબલાધ્યક્ષ શિવાય બીજા કોઇને આમંત્ર્યા નથી."

"કેમ વારૂ ?"

"મહારાજાધિરાજની આજ્ઞા એવીજ હતી."

થોડી વારમાં બંને અંતઃપુરના દ્વાર પાસે આવી પહોંચ્યા. ત્યાં જઇને વિનયસેને એક પરિચારિકને બૂમ મારી મંત્રીને સમ્રાટની પાસે લઇ જવાની આજ્ઞા દીધી. પછી તે રાજ્યગૃહના અગ્ર ભાગ તરફ ફરીથી પાછો આવ્યો.

એટલા અવકાશમાં તો ઝરૂખા પાસે એક બીજી પાલખી આવી ઉભી હતી, અને નારાયણશર્મા તેમાંથી ઉતરતો હતો. ઉતરીને તે પાસે ઉભેલા એક ચોપદારને પ્રશ્ન પૂછી રહ્યો હતો: એટલામાં વિનયસેને આવી તેનું અભિવાદન કર્યું.

નારાયણશર્માએ તરત તેને પૂછ્યું, "કેમરે, વિનય, આજે આ કઢંગે વખતે કેમ સભા બોલાવી છે ? લાચારીથીજ મારે આટલા મોડા આવવું પડ્યું છે."

વિનયસેને સ્હેજ હસીને જવાબ દીધો, "મહારાજાધિરાજ અને યશોધવલ લગભગ એક કલાક થયાં તમારી વાટ જોઈ રહ્યા છે."

"બધા આવ્યા કે ?"

"ના. થોડા વખત પરજ મહામંત્રી આવી પહોંચ્યા છે, અને હવે આ તમે આવો છો."

"બાકીનાનું શું ?"

"બીજા કોઇ આવવાના નથી. આ સભા માટે સઘળા મંત્રીઓને આમંત્રણ આપવામાં આવ્યું નથી."

"તોયે હજુ કોઇ આવવાનું તો હશેને ?"

"મહા બલાધ્યક્ષ હરિગુપ્ત."

"રામગુપ્ત પણ નહિ ?"

"એમજ દેખાય છે; પણ મને ચોક્કસ ખાત્રી નથી. બીજાઓ સાથે તેનેયે તેડું કરવામાં આવ્યું ન હતું એટલું હું જાણું છું."

"ઠીક. ચાલ ત્યારે."

"ચાલો."

વિનયસેન અને નારાયણશર્મા અંતઃપુર તરફ ગયા.

એટલામાં એક ભિખારી ત્યાં આવી પહોંચ્યો અને તેણે દ્વારપાળને પૂછ્યું, "ભાઈ, આજે રાજ્યગૃહમાં ભિક્ષા મળશે કે?"

"ના. નહિ મળે."

"ત્યારે કયાં મળશે?"

"આજે હવે કશેય નહિ મળે." દ્વારપાળે કંટાળો ખાઇને જવાબ આપી દીધો.

પરંતુ દ્વારપાળના એ ઉત્તરથી તલમાત્ર પણ નિરાશ ન થતાં ભિખારી આંગણાની પેલી બાજુએ ગયો. દ્વારપાળે તેના તરફ વિશેષ લક્ષ્ય આપ્યું નહિ. પરંતુ ઝરૂખાના એક સ્તંભની આડે રહી એક દંડધરે તેને અંદર જતાં જોયો હતો. તેણે તરત બ્હાર આવી દ્વારપાળને પૂછ્યું, "હમણાં અંદર કોણ ગયું?"

"એક કોઇ ભિખારી હતો."

"શા માટે આવ્યો હતો?"

"ભિખારી વળી શા માટે આવે? ભિક્ષા માગવા."

"તેણે તને કાંઇ પૂછ્યું?"

"ના, ના."

"અલ્યા, તને તે ખરેખરા ભિખારી જેવો લાગે છે કે? તને કાંઇ તેના માટે વહેમ પડતો નથી?"

આળસુ દ્વારપાળે ઉત્તર આપ્યો, "ભાઇ મેં કાંઇ એને બારિકાઈથી જોયો નથી."

"બરોબર સાવધાન રહે. કોઇ તને કાંઇ પૂછે, તો વિચારીને તેનો યોગ્ય ઉત્તર આપતો જા."

દ્વારપાળે હકારસૂચક સંજ્ઞા કરી.

એટલામાં એક ઘોડેસવાર ત્યાં આવી ઉભો રહ્યો. તેને જોતાંજ એક દંડધર વિનયસેનને બોલાવી લાવ્યો. દ્વારપાળ, દંડધર વિગેરે સઘળાએ તેને વંદન કર્યું. વિનયસેને પણ આવીને તેને પ્રણામ કર્યાં અને પછી તેને લઈ તે અંતઃપુર તરફ ગયો.

એટલામાં એક બીજો દ્વારપાળ, પેલા આપણા પરિચયમાં આવી ગયેલા ભિખારીનો હાથ પકડી તેને ઝરૂખા તળે લાવ્યો, અને ઝરૂખા પરના એક દ્વારપાળને તેણે પૂછ્યું, "મહાપ્રતિહાર ક્યાં છે?"

તેણે કહ્યું, "મહાબલાધ્યક્ષ સાથે અંદર ગયા છે."

"ત્યારે એક દંડધરને બોલાવ તો જોઉ ?"

"કેમ વારૂ ?"

"આ સખસ અહિં છૂપાઇને ઉભો રહી અંદર ગયેલા અધિકારીઓ તરફ તીવ્ર દૃષ્ટિથી બારિક નજરે નિહાળી રહ્યો હતો. તેથી મેં એને પકડી બહાર આણ્યો છે"

એક દ્વારપાળ દંડધરને બોલાવી લાવ્યો. તે આવતાંજ દ્વારપાળે ભિખારીને તેની સામે ખડો કર્યો. તેણે તરત પૂછ્યું, "કેમ આ સખસ તો ભિક્ષા માંગવાને બ્હાને આવ્યો હતો ને ?"

"હાજી."

"ત્યારે પછી એને કેમ પકડી આણ્યો છે ?"

"એ સંતાઇ રહી રાજ્યગૃહમાં ચાલતી હીલચાલ બારિકાઇથી જોઇ રહ્યો હતો. તેથી મને શંકા ઉત્પન્ન થઇ અને મેં એને પકડી આણ્યો." દ્વારપાળે જવાબ આપ્યો.

"ઠીક કર્યું. એને બરાબર ચતુર્ભુજ બનાવ. હું મહાપ્રતિહારને બોલાવી લાવું છું."

પેલા દ્વારપાળે પેલા ભિખારીનો ફેંટો—ફાળીયું કાઢી નાંખી તેને મુસ્કેટાટ કરવાનો આરંભ કર્યો. પરંતુ તેનું ફાળીયું કાઢતાંજ તેમની દૃષ્ટિએ એક વિલક્ષણ દૃશ્ય પડયું.

એણે માથાનું મુંડન કરાવેલું હતું ! અર્થાત્ એ ભિખારી બૌદ્ધ ભિક્ષુ હતો. ! !

"આશ્ચર્ય ! આશ્ચર્ય ! આતો વેશધારી ભિક્ષુ છે ! જરૂર એતો જાસુસજ હોવો જોઇએ." પેલો દ્વારપાળ બોલી ઉઠયો.

પેલો દંડધર જતાં જતાં ઉભો રહ્યો અને પછી દ્વારપાળને 'એને બરાબર પકડી રાખજે' એવી આજ્ઞા આપી જતો રહ્યો. પળવાર પછી તે વિનયસેનને લઈ આવી પ્હોંચ્યો.

ભિખારીને પગથી માથા સુધી તીક્ષ્ણ દષ્ટિએ નિહાળીને વિનયસેને પૂછ્યું, "તું અહિં શા માટે આવ્યો હતો ?"

"ભિખ માંગવા."

"વાહ વાહ ! રાજ્યગૃહની અંદર સુદ્ધાં ભિક્ષા માંગવાની કે ? કોઇ દહાડો અંતઃપુરમાં ભિક્ષા અપાતી સાંભળી છે કે ?"

"હું આ શહેરમાં નવોજ આવેલો છું; તેથી હજુ આ શહેરના રીતરિવાજો મને બરાબર માલુમ નથી."

"એમકે ? વારૂ, ત્યારે આપ નામદારે માથું શા માટે મુંડાવી નાંખ્યું છે તે સેવકને કહેશો ?" મશ્કરી કરતાં વિનયસેને પૂછ્યું.

"મને વાયુનો રોગ હોવાથી મારે વાળ કપાવી નાંખવા પડયા છે."

એટલામાં એક દંડધરે આવી વિનયસેનને કહ્યું, "મહારાજાધિરાજ આપને બોલાવે છે."

ભિખારીને રાજ્યગૃહમાંના કારાગારમાં ગોંધી રાખવાનો હુકમ આપતાં વિનયસેને એક દંડધરને કહ્યું, "એને બરાબર પૂરી મૂકો. અને વાડાના આંગણામાં પણ કોઇને મારી રજા શિવાય આવવા દેશો નહિ." પછી બરાબર સૂચનાઓ આપી વિનયસેન પોતાને બોલાવવા આવેલા દંડધર સાથે ગયો.

* * * *

અંતઃપુરમાંના એક નાનકડા મહાલયમાં સમ્રાટ મહાસેનગુપ્ત, આપણે જેને કોચ કહીએ છીએ તેવા પ્રકારના એક જૂના જમાનાના આસન પર બેઠેલો હતો. તેનાથી કેટલેક છેટે જમીનપરજ ગોઠવેલાં જૂદાં જૂદાં આસનો પર હૃષિકેશશર્મા તથા નારાયણશર્મા બેઠેલા હતા. સમ્રાટની છેક પાસેના એક આસન પર યશોધવલ પોતાનું

સ્થાન લીધું હતું. મહાબલાધ્યક્ષ હરિગુપ્ત મહાલયના દ્વાર પાસેજ ઉભો હતો. દ્વારથી થોડે દૂર કેટલાક દંડધરો ખડા રહી ચોકી કરતા હતા.

વિનયસેને આવી હરિગુપ્તને પૂછ્યું, "મહારાજાધિરાજે હમણાં મારૂં સ્મરણ કર્યું કે ?–"

હરિગુપ્તે કહ્યું, "તું અંદર આવ."

વિનયસેને અંદર આવી સમ્રાટને વંદન કર્યું. સમ્રાટે તેને જોયો તો ખરો, પરંતુ તે કશુંય બોલ્યો નહિ !

એટલે યશોધવલે સમ્રાટને વિનતિ કરી. "મહારાજાધિરાજ, આજ્ઞાનુસાર વિનયસેન આવ્યા છે. યુવરાજને બોલાવી આણવાની આજ્ઞા થાય એમ વિનતિ છે."

સમ્રાટ અવનત મસ્તકે બેસી રહ્યો હતો. હવે ડોકું ઉંચુ કરી તેણે કહ્યું, "યશોધવલદેવ, ગણિત કદીયે ખોટું પડે એમ સંભવતું નથી. અત્યારથીજ શશાંકને સામ્રાજ્યના કારભારમાં તમે સંડોવો નહિ તો ઠીક."

યશોધવલ તીવ્ર સ્વરે કહેવા લાગ્યો, "મહારાજાધિરાજ, યુવરાજને રાજ્ય કાર્યભારમાં આમેલ કર્યા શિવાય સામ્રાજ્યનું સંરક્ષણ કરવાનો અન્ય એક પણ માર્ગ મને તો સૂજતો નથી. હૃષિકેશશર્મા, નારાયણશર્મા, અને યુદ્ધ વ્યવસાયમાંજ જેણે કાળાનાં ધોળાં કર્યાં છે એવા મહાબલાધ્યક્ષ તથા હું, ચારે જણ એ બાબતમાં તમને એવાજ પ્રકારની વિનતિ કરી રહ્યા છીએ. હમણાં સામ્રાજ્યની જે અધોગતિ, દુર્દશા થઈ ગઇ છે તે તમારા લક્ષ્ય બહાર નથીજ. હોરાશાસ્ત્રના પર અંધારી શ્રદ્ધા રાખીને રાજ્યકાર્યભાર ચલાવવો એ બને તેમજ નથી. જો કુમાર શશાંકનેજ હાથે સામ્રાજ્યનો વિનાશ કરાવવાની વિધાતાની ઇચ્છા હશે તો કોઇ મિથ્યા કરી શકનાર નથી. વિધાતાના લખેલા લેખ ટાળવાને કોણ સમર્થ થઈ શક્યું છે ? પરંતુ એવું હોય તેથી કાંઇ આત્મરક્ષણ માટે કશોય ઉપાય ન યોજતાં હાથ જોડીને બેસી રહેવું એ શું ડહાપણ છે ? એ શું રાજ્યનીતિ છે ? ઉલટું સામ્રાજ્યનો કારભાર કેવી રીતે ચાલે છે તે વિષેના શિક્ષણનો કુમારમાં અભાવ

એજ સામ્રાજ્યના વિનાશમાં કારણભૂત થઇ પડશે અને હોરાશાસ્ત્રનું કથન, ચાહે તો ખરૂં હોય યા ખોટું, ખરૂં પડતામાં આપણે સહાય કરી એમ કહેવાશે !"

વૃદ્ધ સમ્રાટ નીચે મોંઢે બેસી રહ્યો હતો. તે કાંઇજ બોલતો નથી એવું જોઇને વૃદ્ધ હૃષિકેશશર્માએ કહ્યું, "મહારાજાધિરાજ, મહાનાયકે જે સૂચના કરી છે, તે બહુજ વિચારણીય છે એમ મારૂં માનવું છે. અમે સઘળા મંત્રીઓ વૃદ્ધ થઇ ગયેલા છીએ, અને અમે તો હવે 'ખરતાં પાન' જેવા છીએ. આપની પાછળ, અત્યંત દુર્ગમ રાજ્યકારભારના ચક્રમાં ગુંચવાઇ પડવાથી યુવરાજની, અને તેની સાથે આસપાસની એવી અસહ્ય સ્થિતિ જોઇ અમારી સ્થિતિ કફોડી ન થાય એવી વ્યવસ્થા કરવાનો પ્રશ્ન અગત્યનો છે. યશોધવલદેવે કહ્યું તે પ્રમાણે વિધાતાની ઇચ્છામાં તલમાત્ર પણ ફેરફાર કરી શકવાની શક્તિ આપણામાં નથી અને જો સામ્રાજ્યનો વિનાશ કુમારનીજ કારકીર્દિમાં થવાનો હશે તો તે કોઇ કાળે અટકી રહેનાર નથી પરંતુ વિધાતાની ઇચ્છા 'ફલાણી' છે એવું બીજાઓને મોંઢે સાંભળી મનુષ્યયત્ન ન કરતાં મુંગા બેસી રહેવું, એ ઉલટું વિનાશકારક થઇ પડશે."

તોપે એ વાત સમ્રાટના લક્ષ્યમાં આવી હોય એમ લાગ્યું નહિ. તે સ્તબ્ધજ બેસી રહ્યો. એટલામાં નારાયણશર્માએ હાથ જોડી કહ્યું, "મહારાજાધિરાજ—"

અચાનક સમ્રાટની મોહનિદ્રા ભાંગી ગઇ હોય તેમ દીસ્યું. એકદમ ઉંચુ જોઇ તે બોલ્યો, "યશોધવલ, ત્યારે થવા દ્યો એમજ —વિધાતાની ઇચ્છાનું ઉલંઘન કોણ કરી શકે એમ છે ?"

સમ્રાટના શબ્દોથી આનંદ અને ઉત્તેજન પામીને યશોધવલે કહ્યું, "મહારાજ, વિનયસેન વાટય જોઇ રહ્યો છે."

સમ્રાટે વિનયસેન તરફ જોઇ કહ્યું, "મહાપ્રતિહાર, કુમાર શશાંકને ગુપ્તપણે અહિં લઈ આવ"

પ્રણામ કરી વિનયસેન ગયો.

સમ્રાટ નિઃશ્વાસ મૂકી બોલ્યો, "યશોધવલ, મારે શું કરવું ?

મારા કર્ત્તવ્ય માટે શી સલાહ છે ?"

યશોધવલે કહ્યું, "મારી કુલે ચાર સૂચનાઓ છે તે મેં મહારાજને ક્યારનીયે જણાવી દીધેલી છે. હવે અહિં એકત્ર થયેલા સર્વ અધિકારી મહાશયોને એ જણાવી દેવી જોઇએ એમ મારી ઇચ્છા છે. જો તમે—"

સમ્રાટે તરત કહ્યું, "વારૂ, યશોધવલ, તમારી સર્વ સૂચનાઓ હુંજ અહિં પ્રકટ કરૂંછું એટલે બસ." પછી તેણે કાંઈક ઉચ્ચ સ્વરે કહ્યું, "મંત્રીવરો ! મહાનાયકે મારી પાસે ચાર સૂચનાઓ રજુ કરેલી છે. તેમાંની પહેલી સૂચના એ છે કે, પ્રાન્ત અને કોષ્ઠનું બરાબર સંરક્ષણ થાય એવી ગોઠવણ કરવી. એ પછી બીજી સૂચના પાયદળ, ઘોડેસવાર અને નૌસેનાની રચના નવેસરથી કરવા વિષે છે. મહા નાયકની ત્રીજી સૂચના એ છે કે, રાજ્યનો લહેણો કર તથા રાજષષ્ઠ એકત્ર કરવામાં આવે તથા તેનો બરાબર હિસાબ રખાય તેવી ગોઠવણ કરી દેવી. અને એમણે કરેલી ચોથી સૂચનામાં, અંગદેશમાં સામ્રાજ્યનો અધિકાર ફરીથી એકવાર જામે એવી વ્યવસ્થાનો સમાવેશ થાય છે.

"હવે મહાનાયકની સર્વ સૂચનાઓ વિષે કોઈ કાંઈ વાંધો ઉઠાવી શકે તેમ નથી. ફક્ત યોગ્ય અધિકારીઓની ચુંટણી અને દ્રવ્યની વિપુલતા, એ બેજ મોટા, મહત્વના પ્રશ્નો છે. રાજ્યની તિજોરી લગભગ ખાલી થઈ ગયેલી છે, અને હમ્મેશનો આવશ્યક ખર્ચ પણ જેમ તેમ પૂરો થાય છે, એ તમારા લક્ષ્ય બ્હાર નહિજ હોય. ખૂબીની વાર્તા તો એ છે કે, સામ્રાજ્યના નવા જૂના સઘળા અમલદારો આ કાર્ય માટે નકામા છે, સઘળાને પોતાની ફરજ વિષે જરા પણ ખ્યાલ નથી."

યશોધવલે કહ્યું, "જો મારી આ ચાર સૂચનાઓ સત્વર અમલમાં મૂકાશે નહિ, તો સામ્રાજ્યનું રક્ષણ કરવું તદ્દન અસંભવિતજ થઇ પડશે. પ્રાન્ત તથા કોષ્ઠની રક્ષા માટે બરાબર કેળવાયેલું સૈન્ય તથા પુષ્કળ પૈસાની જરૂર છે. સૈન્યની પુનઃ રચના તથા ખજાનામાં દ્રવ્યનો વધારો કરવા માટે કર તથા રાજષષ્ઠ ભેગા કરવાની ઉત્તમ

ગોઠવણ થવીજ જોઇએ."

સમ્રાટે કહ્યું, "એ તો બધું ખરૂં, પરંતુ તમારી પ્રત્યેક સૂચના એક એક કઠણ સમસ્યા જેવીજ છે, અને તેમાં વળી વધારે બુરૂં તો એ છે કે, એ સમસ્યા ઉકેલવાનું સામર્થ્ય મારામાંતો નથીજ."

યશોધવલે કહ્યું, "જ્યારે એ સમસ્યાઓ મેં આપની પાસે મૂકી, ત્યારે એને ઉકેલવાની તજવીજ પણ મેં કરેલીજ છે, તે વિષે નિશ્ચિંત રહેશો. યુવરાજ આવતાંજ એ સમસ્યાઓના ઉત્તર મેળવવાની રીત હું કહીશજ. ત્રણ સૂચનાઓ તો સત્વર અમલમાં મૂકાશેજ. પરંતુ તેને માટે પૂરતા પૈસાનીજ જરૂર છે."

હૃષિકેશશર્માએ કહ્યું, "દેવ, એ અર્થશૂન્યતા સઘળા અનર્થનું કારણ છે ને! આ સર્વ કાર્યમાં જોઇતા દ્રવ્યની ગોઠવણ તમે ક્યાંથી કરશો? એટલા પૈસા ક્યાંથી લાવશો?"

હરિગુપ્ત મહાલયના દ્વાર પાસે ઉભો હતો, તે બોલી ઉઠ્યો, "કુમાર પધારે છે."

એક પળ પછી, શશાંકને લઇ વિનયસેન મહાલયમાં આવ્યો. યુવરાજે આવતાંજ, પહેલાં પોતાના પિતાને નમસ્કાર કર્યા અને પછી એકત્ર થયેલા વૃદ્ધ મંત્રિઓને પ્રણામ કરી તે ઉભો રહ્યો. સમ્રાટે તેને નીચે બેસવા કહ્યું—પરન્તુ યશોધવલે તેને પોતાની પાસે ખેંચી લીધો અને તેને પોતાના ખોળામાંજ બેસાડ્યો.

પછી સમ્રાટે કહ્યું, "યશોધવલદેવ, તમારે જે કહેવાનું હતું તે હવે બોલી દ્યો."

મહાનાયક બોલવા લાગ્યો, "યુવરાજ, સામ્રાજ્યની હાલમાં ઘોર દુર્દશા થઇ ગયેલી છે, અને આ જૂનું સામ્રાજ્ય પોતાના વિનાશ કાળની પાસે આવતું જાય છે એમ તમે જૂઓ છો. **આત્મરક્ષણ કરવું એ એક જાતની આવશ્યકીય ફરજ છે.** અત્યાર સુધી સામ્રાજ્યના રક્ષણના વિષય તરફ સઘળા બેદરકાર—ઉદાસીન રહેતા હતા, પરંતુ હવે સર્વમાં જાગૃતિ અને ચેતન પ્રેરાયાં છે. તમે જાણોજ છો, કે આ સામ્રાજ્યની સલામતી સાથે, લક્ષાવધિ લોકોના જાન

માલ, માન અને આબરૂની રક્ષા સંલગ્ન છે. તેનો જો નાશ થયો, તો આખા દેશભરમાં મહાપ્રલય વ્યાપી જશે. સેંકડો વર્ષોમાં પાટલી પુત્રની આવી દયાજનક દુર્દશા કોઈ પણ સમયે થઇ ન હતી! શક-લોકોની સવારી વખતે થયેલી અધોગતિને હવે પ્રજાસમુહ વિસરી ગયો છે. હૂણુસવારી વેળા પુરૂષપૂર અને કાન્યકુબ્જ નાશ પામ્યાં હતાં ખરાં, પરંતુ હૂણોએ પાટલીપુત્રના કિલ્લાકોટને સ્પર્શમાત્ર પણ કર્યો ન હતો. સામ્રાજ્યનો નાશ થયો, એટલે આખા દેશનોજ નાશ થયો એમ સમજો!

" યુવરાજ, તમારા પિતા વૃદ્ધ છે. તમે બંન્ને ભાઇઓ હજી બાળક છો. પૂર્વ તરફ સુપ્રતિષ્ઠિતવર્મા તથા પશ્ચિમ બાજુ તરફ પ્રભા-કરવર્ધન સમ્રાટના સ્વર્ગવાસની કાકડોળે વાટય જોઇ રહ્યા છે સામ્રા-જ્ય રક્ષાનો હવે કોઇ પણ ઉપાય નથી, એવું ધારી તમારા પિતાશ્રી સ્વસ્થ બેસી રહ્યા છે. પરંતુ, યુવરાજ, તમેજ વિચારો, કે એ પ્રમાણે હાથપગ જોડી બેસી રહેવું મનુષ્યને છાજે છે? જે મનુષ્ય આત્મ-રક્ષાના કાર્યમાં અતત્પરતા બતાવે છે. પોતાનાં ભાગ્યચક્ર પર અંધશ્રદ્ધા રાખી હાથ જોડી બેસી રહે છે, તે શું 'મા-નવી' કહેવાવાને યોગ્ય છે? તેના જેવો આત્મઘાતી પુરૂષ બીજો કયો હોઇ શકે?

" યુવરાજ, આ પ્રમાણે બિલકુલ યત્ન ન થયાથી સામ્રાજ્યની શી દશા થઇ છે, તેનો એકવાર વિચાર કરો. સિમાપ્રાન્ત પરનાં દુર્ગોની મરામત ન થયાથી તે કેવા નિરૂપયોગી થઈ પડયા છે. સૈન્ય અને દ્રવ્યને અભાવે તેની રક્ષા કેવી રીતે થાય, તેનો વિચાર કરો. રાજ્યનો કર નિયમિત રીતે ન આવ્યાથી જમીનના ખરા સ્વામિ અદ્રશ્ય થઇ નવા આવેલા સ્વામિઓએ રાજ્યાધિકારીઓના હુકમ ન માન્યાથી, ખજાનાની કેવી વિપરીત સ્થિતિ થઇ હશે તેનો વિચાર કરો." યશોધવલે યુવરાજને શૌર્ય ચઢાવવાને, તેનું રૂધિર ઉકળાવી તેને રાજ્યકાર્યભારમાં રસ લેતો કરવાને ઉપલાં ઉત્તેજનપૂર્ણ વાકયો ઉચ્ચાર્યાં.

"યુવરાજ, યશોધવલદેવ વાસ્તવિકજ કહેછે હોં!" હૃષિકેશ-શર્માએ વચમાં ટહુકો કર્યો.

પળભર રહી પાછું યશોધવલે કહેવા માંડયું, "કેટલાંયે વર્ષો થયાં પાટલીપુત્રના કોટકિલ્લાને સમરાવવામાં આવ્યા નથી. આસપાસની ખાઈમાં બિલકુલ પાણી નથી. એ જગાએ હવે સત્વરજ સુન્દર લિલો-તરી ઉગી નીકળશે એમ દેખાય છે!

"યુવરાજ, આવે સમયે જો કોઈ આપણા પર સવારી કરે, તો આપણી શી દશા થાય તે વિચારો. આપણો પરાભવ થઈ આપ-ણા હાલ કેવા ભુંડા થાય તે લક્ષ્યમાં લાવો. કુમાર, મારી લતિકા માટે એ કોળીયા અન્ન અહિં માંગવા આવ્યો અને જોઉંછું તો અન્ન-દાતાના ઘરમાંજ અન્નનો અભાવ છે! દેવી અન્નપૂર્ણાએજ જાણે દેવાળું કાઢયું છે! એવી આપણી કફોડી દયાજનક દશા છે!

"અનેક વર્ષો પૂર્વે જ્યારે તમારા પિતાનો અભિષેક થયાને થો-ડોજ કાળ વીત્યો હતો, ત્યારે રાજ્યની લગામ મારા હાથમાં હતી. હવે ફરીથી, સામ્રાજ્યની આવી દુર્દશા જોઈ મેં પાછો કાર્યભાર મારા હાથમાં લીધો છે. પરંતુ અમે તો સઘળા 'ખરતાં પાન'—વૃદ્ધ છીએ. અમારાથી હવે ઝાઝા દિવસ કામ થશે એમ લાગતું નથી. કુમાર, સમ્રાટ પછી સિંહાસનપર અભિષેક તો તમારોજ થશે. સામ્રા-જ્યનો સઘળો ભાર પછી તમારેજ માથે પડશે. તો રાજ્યકાર્યભારનું શિક્ષણ લઈ તેમાં પ્રવીણ થવું શું જરૂરનું નથી? તમારા જેવાની સહાય અમારો અર્ધોભાર હલકો કરી નાંખશે. યુવરાજ, આજથી તમારે રાજ્યકારભારનું શિક્ષણ લેવું જોઈએ."

યુવરાજ શશાંક હજુયે મહાનાયકના ખોળામાંજ બેઠેલો હતો. તેણે સમ્રાટ સામું દ્રષ્ટિપાત કરી કહ્યું, "પિતાશ્રીની આજ્ઞાનું પાલન કરવા હું તૈયાર છું."

સમ્રાટ વિષણ્ણ સ્વરે બોલ્યો, "શશાંક, સર્વ એમ ઇચ્છે છે કે આજથી તારે સામ્રાજ્ય કાર્યભારનું શિક્ષણ લેવા માંડવું. આથી તારૂં બચપણ છતાં તારે એ ભાર વહન કરવો પડશે. યશોધવલદેવ

તને સઘળું શિખવશે. તું નિરંતર મહાનાયકનો હુકમ–તેની આજ્ઞાનું પાલન કર્યા કર."

સહાસ્ય વદને મહાનાયકે કહ્યું, "સામ્રાજ્યના રક્ષણાર્થે મેં ચાર ઉપાયોની યોજના કરી છે. પ્હેલો ઉપાય રાજ્યનો કર બરાબર રીતે વસુલ કરવાનો, બીજો પ્રાન્ત તથા કોટનું ચોક્કસ સંરક્ષણ કરવાનો, ત્રીજો પાયદળ, અશ્વદળ, અને નૌસેનાની નવેસરથી રચના કરી નાંખવાનો અને ચોથો ઉપાય, બંગદેશમાંથી અદશ્ય થયેલો આપણો અધિકાર ત્યાં ફરીથી જમાવવાનો છે. આમાંની પહેલી ત્રણ યોજના સંપૂર્ણતા પામ્યા પછી ચોથી યોજનામાં હાથ ઘાલવાનો છે. તે પૂર્વે એને તો સ્પર્શ પણ કરવાનો નથી પરંતુ એ ત્રણ કાર્યમાં દ્રવ્યની જરૂર પડશે, અને ખજાનો તો તળીયું બતાવી રહ્યો છે! અને એ દ્રવ્ય મેળવવા માટે પણ મેં એક યુક્તિ યોજી રાખી છે. એ કાર્યના આરંભ માટે જેટલા દ્રવ્યની જરૂર પડે, તેટલું દ્રવ્ય, આપણા નગર અને રાજ્યમાં વસતા અનેક લક્ષાધિપતિઓ અને શેઠીઆઓ પાસે ઉછીનું લેવું, અને આપણું કામ શરૂ કરી દેવું.

હવિષ્શર્માએ સંશય બતાવ્યો: "પરંતુ આપણી આવી દુર્દશા જોઇ આપણને દ્રવ્ય ધીરવા કોઈ તૈયાર થાય એવું તમને લાગે છે ખરૂં કે?"

યશોધવલે તરત જવાબ આપ્યો, "હા, ખુશીથી! તે જરૂર આપણને ધીરશે. એ શેઠીઆઓની ખરી મુડી તો તેમની અક્કલ હોંશિયારી છે! એ અક્કલવડેજ તેમણે ધન પ્રાપ્તિ કરેલી હોય છે અને એવી એ સમૃદ્ધિનું રક્ષણ કરવા માટે તેમાંનો થોડોક અંશ આપતાં તે અચકાશે નહિ. સામ્રાજ્યનું રક્ષણ થાય તોજ તેમની સમૃદ્ધિ તેમની પાસે રહેશે, એ તો સ્પષ્ટજ છે! સામ્રાજ્યનો નાશ થયો કે એ શેઠીઆઓના વૈભવનો પણ નાશ થયો સમજવો! આ વાત તેમના મગજ પર ઠસાવી, એટલે તરત પૈસા મળી જશે. મને તો સંપૂર્ણ શ્રદ્ધા છે, કે આપણને જોઇતું ધન મેળવવામાં બિલકુલ વાંધો આવશે નહિ."

સમ્રાટે કહ્યું, "ઠીક. એ ઉપાય ઉત્તમ છે. એ વાર્તા સામ્રાજ્ય-

નો કાર્યભાર તમે તમારે શિરે લીધો છે, પણ યશોધવલ સામ્રાજ્યના અધિકારીઓને જણાવવાની જરૂર નથી શું ?"

" ના, ના, મહારાજ ! એમ થશે તો તો બધું સત્યાનાશ વળી જશે! પડદાની ઓથે રહી, મહા મંત્રીઓની પાછળ રહીનેજ, મૌનપણે સુત્રધારનું કામ કરવાની મારી ઇચ્છા છે ! "

" જેવી તમારી ઇચ્છા. "

## પ્રકરણ ૨૨ મું.

### " વત્સ, તને યાદ રહેશે ? "

તે રાત્રે વસુમિત્રને સાથે લઇને તરલા પોતાની માશીની ઝુંપડી તરફજ વળી. ઘણોક સમય મોટેથી બુમાબુમ, શોરબકોર, ઠોકાઠોક આદિ આવશ્યક સંસ્કાર વિધિ પૂરી થતાં ડોશી જાગૃત થઇ, અને પોતાના મનમાંજ કાંઇક બડબડતી, ગણગણતી, ઉઠીને તેણે દરવાજો ઉઘાડયો.

તરલા વસુમિત્રને લઇ ઝુંપડીમાં દાખલ થઇ. અન્ધકારને લીધે વસુમિત્ર અને તરલાનો વેશ માશીબાની નજરે પડયો નહિ. ( અને પડયો હોત, તો તરલાની શી વલે થાત તે અમે કહી શકતા નથી, ) પછી એક ઓરડીમાં વસુમિત્રને સૂવાની ગોઠવણ કરીને પોતાનો વેશ બદલી તે પોતાની માશીની પથારી પાસે એક બિછાનું પાથરી તે પર પડી. આથી તો માશીબાના બબડાટનો પાર રહ્યો નહિ ! પાઠકોને ખબર તો હશેજ, કે, વૃદ્ધાવસ્થામાં બરાબર ઉંઘ આવતી નથી. અને તેમાં જો એકવાર આવેલી ઉંઘ ભાગે છે, તો પછી તે તદનજ ઉડી જાય છે !

ડોશી બડબડવા લાગીઃ " અલિ, આતે કાંઇ તારી રીત છે કે? કાંઇ રીતભાત શિખી છે કે નહિ ? આટલી રાતે પોતાની એક સખીને લઇને આવી, અને તેને બીજી બાજુ સૂવાડી તું અહિં આવી મને દુઃખ દેવા બાઝી છે ! તદનજ ઢોર છે કે શું ? બીજાંને આ પ્રમાણે

ઘેર બોલાવી લાવી તેનું આ પ્રમાણે અપમાન કરવું તને શોભે છે કે અલિ ? "

એટલું ઠીક હતું, કે, માશીના મ્હેણાનું તરલા આગળ બિલકુલ પણ વજન ન હતું !

તોયે તરલાએ જવાબ દીધો, " હું તે શું કરૂં, માશીબા ? ત્યાં બહુજ મચ્છર છે. મુઇ ઉંઘજ નથી આવતી ! "

આ સાંભળી ડોશીના ગુસ્સાનો પાર રહ્યો નહિ: " વાહરે અલિ ! તું તો મોટી રાણીસાહેબજ થઇ ગયેલી દેખાય છે ને ! જૂઓ તો ખરા, કહે છે કે મચ્છરને લીધે ઉંઘ આવતી નથી ! ત્યારે લોકોને ઘેર દાસીપણું કરવા કેમ રહી છે ? તારા માબાપે કાંઇ તારે સારૂં કમાઇને દોઢીવાંના ઢગ વાળ્યા નથી, તે બાઇ સાહેબ, પગ પર પગ ચઢાવી બેસીને મોજ માણે ! "

તરલા મનમાં ને મનમાં હસી રહી હતી !

ડોશી તો ઘણા વખત સુધી બબડતીજ રહી. તેનું મોઢું ભલભલા લશ્કરને નસાડી શકે તેવું તોપખાનુંજ હતું ! તેના બડબડાટને લીધે તેમજ ચિન્તાને લીધે તરલાને આખી રાત્રી ઉંઘ આવી નહિ. જેમતેમ બિચારી પોતાના બિછાના પર પડી રહી.

× × × ×

સૂર્યોદય પૂર્વે જ્યારે પક્ષીઓનો મીઠો કલરવ ચોમેર સંભળાઇ રહ્યો હતો, ત્યારે તરલા બિછાનાપર ઉઠીને બેઠી થઇ. માશીબા હજુયે નસકોરા બોલાવતાં પડયાં છે એવું જોઇને, તે બિલકુલ અવાજ ન કરતાં તે ઓરડામાંથી બહાર આવી. રાત્રે તેના હૃદયમાં અનેક વિચારોનું જબરૂં યુદ્ધ ચાલી રહ્યું હતું અને અંતે વસુમિત્રને બચાવવા તેણે એક ઉપાયની યોજના કરી હતી. અને તે ઉપાય એ હતો, કે સમ્રાટનો આશરો લેવો !

વસુમિત્ર નજરે પડતાંજ ભિક્ષુ લોકો તેને પકડીને જરૂર લઇ જશેજ, એમ તેને ખાત્રી હતી; અને આખા પાટલીપુત્ર શહેરમાં ભિક્ષુ લોકોને અટકાવી શકવાનું સાહસ કરવાની હિમ્મત—શક્તિ કોઇનામાં

ન્હોતી એમ તે સારી પેઠે સમજતી હતી. આવો સર્વ પૂરો વિચાર કરી, તરલાએ એવો ઠરાવ કર્યો હતો કે પરોઢીયું થતાંજ રાજ્યગૃહમાં દાખલ થઈ જઇ, અંતઃપુરના દરવાજા પાસે બેસી રહેવું. એમ કર્યાથી પોતાને તથા વસુમિત્રને કોઇયે પકડી જશે નહિ એમ તેને પૂરો ભરોંસો હતો.

પોતાના યોગ્ય વસ્ત્રો પ્હેરી લઇ, પોતાની ' સખી ' રૂપી વસુમિત્રને ઉઠાડી, તરલાએ બજારમાંથી આણેલો પેલો પુરૂષનો પોશાક તેને પ્હેરવા માટે આપ્યો. બન્ને ભિક્ષુવેશો લઇ તેણે ઝુંપડીની એક બખોલમાં સંતાડી રાખ્યા. હજુએ માશીબા કાંઇ નસકોરાં બોલાવતાં અટકયાં નથી, એમ ખાત્રી કરી, બિલ્કુલ શોરબકોર ન કરતાં બન્ને ઝુંપડીની બ્હાર નીકળ્યાં.

હજુએ રસ્તા પર લોકોની આવજા શરૂ થઇ ન હતી. પૂર્વ દિશામાં ઝાંખી ઝાંખી ગુલાબી છટા પ્રસરવા લાગી હતી; છતાંએ રસ્તા પર તો હજી અંધકારજ ફેલાયેલો હતો. વસુમિત્ર અને તરલાએ સપાટાબંધ ચાલવું શરૂ કર્યું. થોડાજ સમયમાં બન્ને રાજ્યગૃહના દુર્ગદ્વાર પાસે આવી પ્હોંચ્યાં.

દરવાજા પર હજી દીવો ઝગઝગાટ બળીને અજવાળું ફેલાવી રહ્યો હતો. દરવાનો આમતેમ ઉંઘતા પડયા હતા. માત્ર એક દરવાન હાથમાં ભાલો લઇ ઉંઘતી આંખોએ આમતેમ આંટા મારતો હતો. તરલા સ્હેજ પણ અવાજ કર્યા શિવાય તેની પાસે થઇને ચાલી ગઇ. તોયે તે તેની નજરે પડી નહિ !

પરંતુ ત્યાં આગળ કેટલાંક કૂતરાંઓ ઉંઘતાં પડયાં હતાં, તેઓ અજાણ્યું માણસ નજરે પડવાથી ભસવા લાગ્યાં. તરતજ પેલા ચોકીવાનની નિદ્રા ઉડી ગઇ અને જૂએ છે, તો સામેજ વસુમિત્ર ઉભેલો છે ! એકદમ તેનો હાથ પકડી તેણે પૂછયું, " ક્યાં જાય છે ? "

આ ઘોંટાળો થતો જોઇને તરલા પાછી આવી, અને દરવાનના પગ પકડી રડતી રડતી તેને કહેવા લાગી, " ઓ નાયક સાહેબ ! અમે મોટી આફતમાં આવી પડયાં છીએ ! દયા કરો, દયા કરો !

કૃપા કરી અમને જવા દ્યો. મારા આ ભાઇના પ્રાણુની ભિક્ષા માંગવા માટે હું મહારાજા પાસે જાઉં છું. સ્હવારે તો પેલા મુઆ ભિક્ષુડાઓ એને પકડી જઇ મારી નાંખશે ! ઓ,રે ! અમને જવા દ્યો. અમે મુંગાં મુંગાં અંતઃપુરના બારણા આગળ બેસી રહીશું, અને મહારાજ પધારશે, એટલે તેમને પગે લાગી જીવિતદાન માંગીશું ! " તરલાએ પૂરેપૂરો ઢોંગ ભજવ્યો. તરલા એ કળામાં પૂરેપૂરી હોંશિયાર છે એમ વાંચકોએ જોયું છેજ.

આ ગડબડાટ સાંભળી કેટલાક ઉંઘતા દરવાનો પણ જાગૃત થઈ ગયા. તેઓમાંથી એક તરલા પાસે આવીને પૂછવા લાગ્યો, "તને શું થયું છે ?"

તરલા એકદમ કાલાવાલા કરતી કહેવા લાગી, " કંઇ નથીરે સિપાઈ દાદા ! આ મારો જુવાન ભાઇ, તેને પકડી જઇને પેલા બોડકાઓએ મારી મચડીને ભિક્ષુ બનાવ્યો ! પણ ગઇ કાલે રાત્રે હું જેમ તેમ કરી તમારા 'પુનપરતાપ'થી એને નસાડી લાવી છું. તેથી હવે મહારાજા પાસે હું અને એ રક્ષણ માંગવા જઇએ છીએ. કારણ જો સ્હવારે એ ભિક્ષુડાઓ એને જૂએ, તો ફરી પકડી જઈ મારી નાંખે હો ! માટે નાયકસાહેબ, ગરીબ પ્રજાજનોનું રક્ષણ કરો, રક્ષણ કરો. "

તરલા છેક કરગરી પડી.

તરલાને જેણે પ્રશ્ન પૂછ્યો હતો, તે એક દંડધર હતો. પેલા દરવાને તેને પૂછ્યું, " કેમ ત્યારે એમને છોડી દઇએ કે ? "

પેલા દંડધરે પૂછ્યું, " પણ તમે જશો ક્યાં ? "

તરલા પોતાનો કરૂણાજનક સ્વર કાયમ રાખી બોલી, " અરે કામદાર સાહેબ ! અમે કશેય નથી જવાનાં, કશુંયે કરવાનાં નથી ! ફક્ત આ અહિં અંતઃપુરના આગળ ઉભાં રહીશું, અને તમને આશિષ દઇશું. સ્હવારે મહારાજનો આશ્રય લઇશું. અમને જવા દ્યો.

સ્ત્રીનાં આંસુડાં—તેમાંયે વિશેષતઃ ખુબસુરત યુવતિના અશ્રુજલથી કઠણ પત્થર પણ પીગળી જાય ! તો પછી એક સામાન્ય દરવાન

અને દંડધરના હૃદયમાં તરલા જેવી સુન્દર અને બાહોશ સ્ત્રીના રડવાથી દયા આવે એમાં કાંઇ નવાઈ છે ખરી ? બંન્ને સ્તબ્ધ ઉભા રહ્યા છે, એવું જોઇ તરલાએ અવાજ મોટો કરી મોટેથી ડુસકાં ભરવા માંડયાં. એ જોઇ દયાવાન દંડધર પીગળી ગયો ! તેણે કહ્યું, "આ કાંઇ નઠારાં માણુસ દેખાતાં નથી. બંન્નેને છોડી દે "

દ્વારપાળ રસ્તો છોડી એક બાજુએ ખસ્યો, અને વિજયી તરલા વસુમિત્રને લઈ અંદર ગઇ.

એ પ્હેલા દુર્ગદ્વારમાંથી પ્રવેશતાં એક મોટું ચોગાન આવતું, અને એ ચોગાનની ઉત્તર તરફ બીજું દ્વાર હતું. તરલા અને વસુમિત્ર એ દ્વાર પાસે આવી પહોંચ્યાં ત્યારે રાત્રી પૂરી થઇ ગઇ હતી અને સઘળે ભજવાળું અજવાળું થઇ ગયું હતું. તે પોતાનો ઉદ્દેશ બરાબર સમજાવી, જરા આંસુડાં તથા ડસકાંનો વિજયી ઢોંગ મચાવીને તરલાએ ત્યાંના દ્વારપાળોને પણ નરમ કરી નાંખ્યા. અને એ દ્વાર પણ તેણે એ પ્રમાણેજ વટાવ્યું.

એ દ્વાર પછી સભાગૃહ, ધર્માધિકરણ અસ્ત્રશાળા વગેરેને વટાવી, તરલા અને વસુમિત્ર ત્રીજા દરવાજા પાસે આવી પહોંચ્યાં. પરંતુ ત્યાંના દ્વારપાળો કેમે કર્યા તેમને અન્દર જવા દેવાને કબુલ થયા નહિ. 'અન્દર જવાની સમ્રાટ તરફથી સ્પષ્ટ, સખત મનાઇજ છે.' એમ તેમણે રોકડો જવાબ આપી દીધો. આથી લાચાર થઇ જઇ બંન્ને ત્યાંજ બેસી રહ્યાં.

હવે દહાડો ચઢવા માંડયો એટલામાં તો ચોગાન લોકોથી ભરાઈ ગયું, તથા સરકારી અમલદારો આવવા લાગ્યા. દરવાનોની એક બીજી ટોળીએ દરવાજાનો કબજો લીધો. રાત્રીના દરવાનો ચાલ્યા ગયા.

હવે તરલાને અન્દર દાખલ થવાની રજા મળી.

એ ત્રીજા દરવાજાની અન્દર 'જૂનું અને નવું' એમ બે રાજ્યગૃહો હતાં. પશ્ચિમ બાજુએ જૂનું રાજ્યગૃહ હતું, પરંતુ, દુરસ્ત ન કરાવવાથી તે અસ્તવ્યસ્ત થઇ ગયેલું હતું. અને ત્યાં એક નાનકડું જંગલજ બની રહ્યું હતું. ઉત્તર તરફ ગંગાજીના કિનારે નવિન

રાજ્યગૃહ આવેલું હતું.

આ નવિન રાજ્યગૃહના અંતઃપુરના દ્વાર પાસે જઇ પ્હોંચતાંજ તરલાએ છૂટકારાનો એક દમ લીધો, અને તેની સઘળી દિલગીરી, સઘળા ઢોંગ, સઘળાં ડસકાં એકાએકજ અદ્રશ્ય થઈ ગયાં ! આ ઠેકાણેથી વસુમિત્રને કોઇ પણ બંધિવાન કરી લઇ જશે નહિ, એમ તેને ભરોસો હતો. હવે બન્ને નિશ્ચિંત હૃદયે સમ્રાટની રાહ જોતાં ત્યાં બેસી રહ્યાં.

ત્રીજા દ્વારની બ્હારના ચોગાનમાં જ્યારે ભીડ થઈ ત્યારેએ નવા અને જૂના રાજ્યગૃહો તો જાણે ઉંઘવામાંજ મશગૂલ હતાં. જે બેચાર છૂટાં છવાયાં લોકો ત્યાં થઇને જતાં દેખાતાં તેઓ પણ બહુજ સાવધતાથી બિલકુલ અવાજ ન થાય તેવી રીતે ડગલાં ભરતાં

તરલા ત્યાં બેસી જૂદા જૂદા પ્રશ્નોનો વિચાર કરી રહી હતી. કયી શબ્દરચના કરી સમ્રાટ પાસે આશરો માંગવો, એ સવાલે તો તેના હૃદયમાં કોલાહલજ મચાવી મૂકયો હતો ! જો સમ્રાટ વસુમિત્રને આશ્રય ન આપે, તો શું કરવું ? પછી તેને કયાં લઈ જવો ? પોતાની સખી તથા પ્રભુકન્યા યુથિકાનું કેવી રીતે સમાધાન કરવું ? આ પ્રકારની જૂદી જૂદી ચિન્તાઓએ તરલાના હૃદયમાં હાહાકારજ મચાવી મૂકયો હતો ! તેના હૃદયને જાણે વિંછુના દંશ જેવું દારૂણ દુઃખજ થઇ રહ્યું હતું ! આગલી આખી રાત્રીમાં તેની આંખો બિલકુલ મિંચાઈ ન હોવાથી, તેમજ સ્હવારની મીઠી પવનની લહેરોને કારણે તેને વળી ઝોકાં પણ આવવા લાગ્યાં !

એ પ્રમાણે ઝોકું ખાતાંજ એકવાર એકદમ તરલા જાગી ઉઠી અને જૂએ છે, તો દૂર જૂના રાજ્યગૃહ પાસે એક ઉંચો પુરૂષ આમ તેમ આંટા માર્યા કરે છે, એમ તેને દેખાયું. તેણે સ્હેજ ગભરાઈ જઇ વસુમિત્રને પૂછયું, " સમ્રાટ આવ્યા કે શું ? "

" નારે હજુ—"

" ત્યારે પેલું પ્હણે આંટા મારે છે તે કોણ ? "

વસુમિત્રે ટુંકો ઉત્તર આપ્યો, " મને ખબર નથી. "

એકવાર મનમાં જીજ્ઞાસા ઉત્પન્ન થયા પછી તરલા સ્વસ્થ બેસી

રહે તેવી નહતી! પોતાની જગાએથી ઉઠીને, તે ઝટ શાંતપણે પેલા ઉચ્ચ પુરૂષ તરફ ગઇ, અને જતાંજ સ્હેજ દૂર ઉભી રહી તેણે નમસ્કાર કર્યા.

પેલા પુરૂષે પૂછ્યું, "બાઈ, તું કોણ છે? તને શું જોઇએ છે?"

આ વેળાએ તરલાનાં નેત્રોમાં ખરેખરાં આંસુ ઉભરાઇ આવ્યાં. તે રડતાં રડતાં બોલી, "મહારાજ, હું તમને ઓળખતી નથી. તમે ગમે તે હો, પરંતુ તમે કોઈ ભલા, દયાવાન સત્પુરૂષ, તથા મોટા સરકારી અમલદાર જેવા ભાસો છો. હું ભારે વિપત્તમાં આવી પડેલી અબળા સમ્રાટ પાસે આશ્રયભિક્ષા માંગવાને આવેલી છું. મહારાજ જો મને આશરો આપવા ના પાડે તો તો મારૂં આવીજ બન્યું!

મહારાજ! હું આ નગરના એક શેઠીઆના ઘરની દાસી છું. મારા શેઠની પુત્રીનું લગ્ન શ્રેષ્ઠી ચારૂમિત્રના એકના એક પુત્ર વસુમિત્ર સાથે નક્કી થઇ ચૂક્યું હતું. ચારૂમિત્ર બૌદ્ધધર્મ પાળતો હોવાથી તેને આ લગ્ન સંબંધ પસંદ ન હતો; કારણ મારા શેઠ વૈષ્ણવધર્મ પાળે છે. અયોગ્ય રીતે મોહાંધ બનીને, ધર્મદ્વેષના સજડ પાશમાં સપડાઈ જઇને અને બૌદ્ધભિક્ષુઓએ દેખાડેલા ખોટા મુક્તિ લાભથી લોભાઇને, ચારૂમિત્રે પોતાના એકના એક પુત્રનો ભોગ આપ્યો. પોતે જીવનભરમાં મેળવેલી અખુટ દોલતનું ભિક્ષુઓને દાન કરી દેવાના હેતુથી, તેણે પોતાના પુત્રને બૌદ્ધ સાધુ બનવાની ફરજ પાડી. કારણ એકવાર બૌદ્ધ સાધુ થયા પછી, કહે છે કે, બાપદાદાએ મેળવેલી સંપત્તિપર તેનો કોઇ પ્રકારનો અધિકાર રહેતો નથી!

વસુમિત્રના વિરહથી પોતાના પ્રેમીના દુઃખદાયક વિયોગથી, મારી પ્રભુકન્યા ખરેખર મરણ પામશે એવું જોઈ, હું તેમને શોધવા બ્હાર પડી અને ઉપનગરના એક જૂના બૌદ્ધ વિહારમાંથી તેમને શોધી કાઢી, ગઈ કાલે રાત્રે બહુ યુક્તિઓ તથા મહેનત કરી મેં એમને છુટા કર્યા છે, પરન્તુ હવે તેમને આશરો ક્યાં મળશે, તેનો મને વિચાર થઇ પડયો છે. તમે પોતે સમ્રાટ છો કે કેમ, તે મને કાંઈ ખબર નથી. ગમે તે હો, પરન્તુ તમારી મુખમુદ્રા મને કહે છે, કે તમે

કૃપાના—કરૂણાના સાગરજ છો !

"કૃપાનાથ, તમારા ચરણકમળમાં આશરો આપી અમે ત્રણ નિરપરાધિ પ્રજાજનોના પ્રાણ બચાવો. દિવસને વખતે પણ, જો અમે ભિક્ષુઓની નજરે પડીએ, તો બળાત્કારથી અમને પકડી લઇ જઇ તેઓ ઠાર કરી નાંખશે ! હજુ એ ભિક્ષુડાઓ બહુ જોરાવર છે. રાજ્યધાનીમાં એક પણ માણસની શક્તિ નથી, કે, બૌદ્ધ ભિક્ષુના હાથથી અમારૂં રક્ષણ કરે. દયાસાગર ! બચાવો." એમ બોલી તરલાએ રડતાં રડતાં, પેલા પુરૂષના પગ પકડી પોતાનું માથું ત્યાં મૂકયું.

તેનો હાથ પકડી તેને ઉભી કરી આશ્વાસન દેતાં એ પુરૂષે કહ્યું, "બ્હીશ માં. એ શેઠીઆનો છોકરો કયાં છે ?"

તરલાએ દૂર ઉભાં ઉભાં આંગળીથી વસુમિત્રને બતાવ્યો અને પછી ઇશારત કરી તેને પોતાની પાસે બોલાવ્યો. વસુમિત્ર પાસે આવતાંજ એ પુરૂષે પૂછયું, "બાઇ, તેં એને સંઘારામમાંથી કેવી રીતે મુક્ત કર્યો. ?"

તરલા જવાબ આપવા જતી હતી, એટલામાં પાછળથી કોઇ બોલ્યું, "દેવશ્રી, પિતાએ તમારૂં સ્મરણ કર્યું હતું."

પેલા પુરૂષે પાછું ફરી જોયું તો કુમાર શશાંક ઉભેલો હતો ! કુમારને જોતાંજ કોમળ સ્વરે તેણે પૂછયું, "વત્સ, સમ્રાટે મને શા માટે યાદ કર્યો હતો ?"

કુમારે કહ્યું, "મને લાગે છે, કે, નગરની મરામત માટે—"

પેલા પુરૂષે ઝટપટ વચ્ચેજ કહ્યું, "નગરની મરામત કરતાંયે વધારે મહત્વનું, વધારે નાજુક, એવું એક કામ અહિં આવી ચડયું છે. કુમાર, એક દંડધરને બોલાવી લાવોતો."

કુમારે હાથવતી ઇશારો કરતાંજ, એક દંડધર આવી તેની પાસે ઉભો રહ્યો. તે આવતાંજ પેલા પુરૂષે તેને કહ્યું, "સમ્રાટ પાસે જઇ તેમને કહે, કે, એક ઘણાજ મહત્વના કાર્યમાં રોકાવાને લીધે, મને આવતાં થોડોક વખત ઢીલ થશે."

પછી કુમારને ઉદ્દેશીને તેણે કહ્યું, "કુમાર, તમારી સામે જે

તરૂણી અને તરૂણ ઉભેલાં છે, તે બન્ને તમારાં પ્રજાજન છે. એ ઉભય બહુ દુર્બળ છે અને કેટલાક જોરાવર ઘાતકી હૃદયના માણસોના જુલમથી ત્રાસી જઇ આશ્રય માંગતાં અહિં આવેલાં છે."

પછી તરલા પ્રતિ દૃષ્ટિ કરી તેણે કહ્યું, "બાઇ, આ કુમાર, યુવરાજ શશાંક—નરેંદ્રગુપ્ત છે. મને જે કહ્યું, તે એમનેય કહે."

તરલા અને વસુમિત્ર જે અત્યાર સુધી સોનેરી શીરવાળા અને અદ્‌ભુત ચકચકિત મુદ્રાવાળા એ બાળક તરફ આશ્ચર્ય અને આનન્દથી મુગ્ધ થઈ જોઈ રહ્યાં હતાં, તેમણે એને નીચાંનળી નમસ્કાર કર્યા. પછી પેલા પુરૂષને—એનું નામ વાંચકો સારી પેઠે જાણે છેજ—યશોધવલને—જે હકીકત તરલાએ વર્ણવી કહી હતી તે તેણે કુમારને ફરીથી કહી.

તે સંપૂર્ણ કહેવાઇ રહેતાંજ યશોધવલે ફરીથી પ્રશ્ન કર્યો, "બાઇ તેં શા ઉપાયની યોજના કરીને આ શ્રેષ્ઠીપુત્રને બૌદ્ધ સંઘારામ રૂપી કેદખાનામાંથી મુક્ત કર્યો?"

એ પછી જે સર્વ વાર્તાઓ આગલા પ્રકરણોમાં વિસ્તારથી વર્ણવી છે તે, જેવી કે દેશાનન્દનું પ્રથમ મળવું, પીઠો, પ્રેમ—નાટક, તથા તેને લેવડાવેલો સ્ત્રીનો વેશ, મન્દિરમાં સાંભળેલો બંધગુપ્ત તથા શત્રુસેનનો વાર્તાલાપ, આદિ બાબતો તરલાએ લંબાણથી વર્ણવી બતાવી. એ સાંભળવામાં કુમાર અને યશોધવલને બહુ રસ પડયો. પરન્તુ પેલા નિર્દય ખૂનની રોમાંચ ખડાં કરે એવી કહાણી તેણે સાંભળી ત્યારે યશોધવલનાં નેત્રો તેનું મુખ, અને તેનું શરીર ભારે ક્રોધાવશ અને ઉર્મિના ઉભરાને લીધે લાલચોળ થઇ ગયાં!

એ વર્ણન પુરૂં થતાંજ તેણે તરલાને કહ્યું, "બાઇ તમારૂં નામ શું?"

"મારૂં નામ તરલા" તરલાએ જવાબ આપ્યો.

"આ ખૂનની વાર્તા મને ફરીથી કહે જોઉ?"

પેલા શહેર બહાર આવેલા મંદિરમાં મૂર્તિની પાછળ છુપાઇને જે વાતચિત તરલાએ સાંભળી હતી, તે તેણે પૂરેપૂરી અક્ષરે અક્ષર

ફરી કહી બતાવી. એ વાર્તા પૂરી થતાંજ યશોધવલ દેવે એક લાંબો નિ:શ્વાસ મૂક્યો, અને પછી વસુમિત્રને પુછ્યું, "આ બાઇ કહે છે, એ સઘળું સત્ય છે ?"

"કૃપાનાથ એ જૂઠું કહે એવું તમને એની મુદ્રા પરથી લાગે છે ? એનો ચ્હેરોજ કહેતો નથી, કે, આ સર્વ ખરૂં છે ?" વસુમિત્રે સામોજ સવાલ કર્યો.

યશોધવલદેવ ક્ષણભર સ્તબ્ધ ઉભો રહ્યો. પછી કહેવા લાગ્યો, "તમારે બ્હીક રાખવાની જરૂર નથી. બૌદ્ધભિક્ષુઓ તમારો એક વાળ પણ વાંકો કરી શકશે નહિ ! તમે મારી સાથે આવો, એટલે હું તમને આશ્રયની યોગ્ય ગોઠવણ કરી આપું."

કૃતજ્ઞતાથી હૃદય ભરાઇ આવવાને લીધે, તરલા યશોધવલના ચરણોમાં નમી પડી, અને વસુમિત્રે પણ ડૂસકાં ખાતાં પોતાની આ-ભારની લાગણી જાહેર કરી. પછી યશોધવલે શશાંક તરફ નજર કરી, તો કુમારના ચ્હેરાપર શોક, ક્રોધ, અને ખૂનસનાં ચિન્હો સ્પષ્ટ રીતે તેને જણાયાં. પોતાનો ગુસ્સો દબાવી ન શકવાથી તે દાંત પીસી રહ્યો હતો !

યશોધવલે બૂમ મારી, "કુમાર !—"

"દેવ—"

"આત્મસંયમ રાખવાનો વખત છે. આ વેળા કાંઇ પણ બોલશો માં."

શશાંકે મનનો ઉભરો રોકી રાખવાને ભારે યત્ન કર્યો, પરન્તુ તેમાં તે ન ફાવ્યો અને ઉલટો રડવા લાગ્યો. તે વખતે યશોધવલે તેને પોતાની પાસે ખેંચી લીધો, અને તેનું સાંત્વન કરી તેણે તેને પૂછ્યું, "વત્સ, તને યાદ રહેશે ?"

કુમારે દૃઢ સ્વરે ઉત્તર આપ્યો, "જ્યાં સુધી આ દેહમાં આત્મા છે, ત્યાં સુધી તો નહિજ ભૂલું !"

પછી યશોધવલદેવ, શશાંક અને તરલા તથા વસુમિત્ર, અંતઃપુર તરફ વળ્યાં.

વાંચક ! યશોધવલના હૃદયની ભાવનાઓ કલ્પી શકો છો ? તેના હૃદયમાં પ્રબળ થયેલી વૈરવૃત્તિને માપી શકો છો ?

## પ્રકરણ ૨૩ મું.

### મંદિરપર ઘેરો !

વસુમિત્રના પ્રાણ બચાવવા માટે જ્યારે, તરલા અંતઃપુરના આંગણામાં ચિંતાતુર થઇ બેસી રહી હતી, ત્યારેજ, પાટલીપુત્ર નગરની બ્હાર બૌદ્ધમંદિરમાં એક નાનોશો ફારસજ ભજવાઇ રહ્યો હતો.

સ્હવારે ઉઠીને ભિક્ષુઓ જૂએ છે, તો મંદિરનો દરવાજો બંધ છે, અને તેના પર સાંકળ તાળું મારેલાં છે; પણ ખૂબી એ છે, કે અન્દરથી કોઇક બારણું ઠોકે છે !

આવો વિલક્ષણ દેખાવ જોઇ, એક બે, એક બે, કરતાં કાંઇ સોએક ભિક્ષુઓ ત્યાં ભેગા થઈ ગયા ! જોતજોતામાં સંઘસ્થવીર અને વજ્રાચાર્ય પણ ત્યાં આવી લાગ્યા ! એ જોતાંજ ભિક્ષુઓએ તરત સન્માનપૂર્વક તેમને રસ્તો કરી આપ્યો.

વજ્રાચાર્યે પૂછ્યું, " શું થયું છે ? "

એક તરૂણ ભિક્ષુ બ્હાર પડી બોલ્યો, " દેવ, મંદિરના બહારના દરવાજાને સાંકળતાળું મારેલાં છે, પરંતુ અન્દરથી કોઈ દ્વાર ઉઘાડવાનો પ્રયાસ કરી રહ્યું છે ! "

બંધગુપ્ત અને શત્રુસેને દરવાજા પાસે ઉભા રહી બરાબર તપાસ કરી તો ખરેખર, અન્દરથી કોઈ બારણું ઠોકી રહ્યું છે ! વજ્રાચાર્યે તરત કહ્યું, " તાળું તોડી નાંખી દ્વાર ખોલો. "

તાળું જોયું, તો અમથુંજ ભેરવી મૂકેલું હતું. તેને તરત કાઢી લઇ દરવાજો ઉઘાડવામાં આવ્યો. સર્વે આતુરતા અને જીજ્ઞાસાથી આંખો ફાડી તે તરફ જોઈ રહ્યાં હતાં. આ કોણ ! સ્ત્રીવેશમાં સજ્જ આચાર્ય દેશાનન્દ ! ! !

શત્રુસેને આગળ આવી પૂછ્યું, " દેશાનન્દ ! આ બધું છે શું ?

આનો શો અર્થ ? "

દરવાજો ઉઘડે, કે તરતજ બ્હાર નીકળી દોટ મૂકી નાસી જવું, એવો આચાર્યનો વિચાર તો હતો ખરો; પરંતુ સમીપ ઉભેલા સો સવાસો ભિક્ષુઓને જોતાંજ એ વિચાર હવામાં ઉડી ગયો !

આચાર્ય કાંઇ બોલતો નથી, એવું જોઇને બંધગુપ્તે પૂછ્યું, "અલ્યા દેશાનન્દ ! બોલતો કેમ નથી ! આ અપૂર્વ વેશ તને ક્યાંથી મળ્યો ? "

તોયે 'સબસે બડી ચૂપ' એ ન્યાયે દેશાનન્દજી ઉત્તરજ શાના આપે ? ફરીથી શત્રુસેને તેને મોટેથી બૂમ મારી, " એ દેશાનન્દ ! અલ્યા દેશાનન્દ ! "

ઘુમટો તાણી, સ્ત્રીઓ જેવો કોમલસ્વર કાઢવાનો વ્યર્થ યત્ન કરી દેશાનન્દ હવે બોલ્યો, " એ તો હું તરલા ! "

આચાર્યનો આ જવાબ બ્હાર પડતાંજ ભિક્ષુઓના હાસ્યધ્વનિથી વાતાવરણ ગાજી રહ્યું !

પરંતુ એ અણધાર્યો જવાબ સાંભળી શત્રુસેનના ક્રોધનો પાર રહ્યો નહિ. તેનો ઘુમટો ખેંચી કાઢી તે મોટેથી ધાટો પાડી બોલ્યો, " તરલા ! તારા બોત્તેર પૂર્વજોમાં તરલા તે કોણ અલ્યા ? "

દેશાનન્દથી પોતાનો શોક દાબી શકાયો નહિ ! રડતાં રડતાં તે બોલ્યો, " તરલાએ મારી આવી ફજેતી કરી ! "

આ સાંભળી શત્રુસેનને વધારે ગુસ્સો ચઢયો. તીવ્ર સ્વરે તેણે પૂછ્યું, " પણ એ તારી તરલા કોણ ? સ્વપ્નની વહુ કે બેટી ? "

દેશાનન્દ ધ્રૂજતાં બોલ્યો, " તરલા—તરલા—મારી—"

" તારી કોણ ? તે ભસી મરને. "

દેશાનન્દ એકદમ બોલી ઉઠયો, " તરલા ! તરલા તો મારૂં સર્વસ્વ છે ! તરલા—તરલા—મારી તરલા—! "

એટલામાં કાંઈક યાદ આવ્યાથી બોલ્યો હોય, તેમ એક ભિક્ષુ બોલી ઉઠયો, " દેવ, કાલે રાત્રે જીનાનન્દ આચાર્યની સાથે બ્હાર આવ્યો હતો; પરંતુ પછી તે કાંઇ સંઘારામમાં પાછો આવ્યો હોય

એમ લાગતું નથી !"

બંધુગુપ્તે ગભરાટમાં પૂછયું, "ત્યારે શું જીનાનન્દ પણ મંદિરમાંજ છે ?"

તાબડતોબ, કેટલાક ભિક્ષુઓ જીનાનન્દને શોધવા માટે મંદિરમાં દોડયા, અને મંદિરના દરેકે દરેક ખુણા તેમણે તપાસી તપાસીને જોયા. પછી બ્હાર આવી, એક ભિક્ષુએ બંધુગુપ્તને કહ્યું, "મહારાજ, અમે આખા મંદિરમાં બધે બરાબર જોયું પણ જીનાનન્દ કયાંય દેખાતો નથી !"

ક્રોધ અને ક્ષોભને લીધે, સંઘસ્થવીરનું મ્હોં તદ્દન લાલચોળ થઇ ગયું ! તેણે દેશાનન્દને ગળચીમાંથી પકડી તેનું આખું શરીર હચમચાવી નાંખ્યું, અને પછી પુછયું "બોલ, હરામખોર, જીનાનન્દને કયાં છૂપાવ્યો છે ? બોલ જલદી ! હમણાં ને હમણાં ઝટપટ કહી દે, નહિ તો તને ઠારજ કરી નાંખવામાં આવશે !"

દેશાનન્દ ભયથી ધ્રૂજવા લાગ્યો, અને મોટેથી રડવા લાગ્યો. તરત વજ્રાચાર્યે સંઘસ્થવીરને પાછળથી ખેંચી લઇ કહ્યું, "સંઘસ્થવીર તુંયે એ ગધેડાના જેવોજ ગાંડો થયો છે કે શું ? એને ભય બતાવવાથી કે ધમકી આપવાથી કાંઈ વળવાનું હતું કે ? તું ખરેખરજ દેહભાન ભૂલી ગયો છે કે શું ?"

બંધુગુપ્ત સ્હેજ શાંત થઇ પાછો હડયો. પાસેના ભિક્ષુઓને ઉદ્દેશીને શત્રુસેને કહ્યું, "તમે એને સંઘારામમાં લઇ જાઓ. અમે બે પાછળથી આવીયે છીએ."

સ્ત્રી–વેષધારી આચાર્ય દેશાનન્દજીને લઇ ભિક્ષુઓ ત્યાંથી વિદાય થયા. તે વેળા આચાર્યની કેટલી, અને કેવી મશ્કરી થઈ હશે તેની કલ્પના કરી લેવાનું અમે વાંચનારાઓનેજ સોંપીએ છીએ. બંધુગુપ્ત અને શત્રુસેને મંદિર આગળ રહી શું કર્યું તે જોઇએ

સર્વ ભિક્ષુઓ ચાલ્યા જતાંજ, બંધુગુપ્તે કહ્યું, "વજ્રાચાર્ય, આ શી બીના બની ગઈ હશે, એનો કાંઇ ખ્યાલ તને આવે છે કે ? જીનાનન્દ શું ખરેખર નાશી ગયો ? ભારે યત્ન કરી મોટો સમય

ગુમાવી, કેટલી ખટપટ અને ધમાલ કરી મેં આ કાર્ય સિદ્ધ કર્યું હતું? ચારૂમિત્રને વશ કરી લઈ તેના પુત્રને ભિક્ષુ બનાવ્યો હતો, તે શું બધુંજ વ્યર્થ ગયું ?"

શત્રુસેન ખેદપૂર્ણ સ્વરે બોલ્યો, "એ સઘળો ઘોંટાળો શું થયો છે, એ કાંઇ મારા ધ્યાનમાં આવ્યું નથી. પરંતુ તું શા માટે બ્હીએ છે? શ્રેષ્ઠી વસુમિત્ર અહિંથી ગયો, તેથી કાંઈ તે આપણા બન્ધનમાંથી છૂટો થયો છે! તેણે પ્રવ્રજ્યા લીધી છે, એવું જોતાંજ નગરમાં કોઇ પણ તેને આશ્રય આપશે નહિ. પરંતુ આ દેશાનંદનું પ્રકરણ કાંઇજ સમજાતું નથી! તેને આ પ્રમાણે સ્ત્રીવેશ આપીને કોણે સંતાડી રાખ્યો–મંદિરમાં પૂરી મૂક્યો, એ તો આ કોકડુંજ છે, ને દેશાનન્દ શિવાય કોઇથી એ કોકડું ઉકેલી શકાય તેમ નથી!

બંધુગુપ્ત, આ સમયે તું દેશાનંદને બિલકુલ ભય બનાવીશ માં. નહિ તો, કોઇ પણ પ્રકારનો ખુલાશો થઇ શકશે નહિ હાં! જ્ઞાનાનંદ મઠમાંથી કેવી રીતે નાઠો, દેશાનન્દને આ સ્ત્રી વેશ કોણે પ્હેરાવ્યો, વળી એ તરલા કોણ, એ સઘળી વાર્તા, તેનીજ પાસેથી કળેકળે ધીમેધીમે કઢાવી લેવાની છે.

બંધુગુપ્ત કોઈક વિચારમાં મશગુલ થઈ સ્તબ્ધજ ઉભો રહ્યો હતો. શત્રુસેન બોલી રહેતાંજ તેણે કહ્યું, "વજ્રાચાર્ય કાલે સાયંકાળે જ્યારે હું અહિ આવ્યો, તે વેળાએ દેશાનન્દ મંદિરમાં ન હતો તેમજ મંદિરનો દરવાજો પણ ઉઘાડો હતો."

થોડોક વિચાર કરી શત્રુસેન બોલ્યો, "હા, તું કહે છે એ ખરૂં છે. તું જ્યારે કીર્તિધવલના ખૂનની વાર્તા કહેતો હતો, ત્યારે મંદિરનું દ્વાર ઉઘાડુંજ હતું. મંદિરમાં કોઈ મનુષ્ય ન હતું."

"ત્યારે વજ્રાચાર્ય, કોઇએ અંધકારમાં છૂપાઇ રહી, આપણી વાર્તાલાપ સાંભળી તો નહિ હોય?"

"મને નથી લાગતું કે કોઇએ તેમ કર્યું હોય." પોતાના મનમાં સંશય છતાં શત્રુસેને આશ્વાસન આપવા કહ્યું.

બંધુગુપ્તે કહ્યું, "વજ્રાચાર્ય, મને બહુજ બ્હીક લાગે છે! હું

કાંઇ હવે અહિં રહીશ નહિ. તું અહિંજ રહી, દેશાનન્દ—પ્રકરણની તપાસ ચલાવ. હું હવે બંગદેશ તરફ ચાલ્યો જઇશ. પાટલીપુત્રમાં યશોધવલ આવેલો છે. મારી વાર્તા સાંભળી જો કોઈ એને કહે, તો મારાં તો સોએ સો વર્ષ ભરાઇ ગયાંજ સમજવાં! નહિ, વજ્રાચાર્ય, મારે જવુંજ જોઇએ !"

શત્રુસેને વિચાર કરતાં કહ્યું, "તું કહે છે, એ વાર્તા કાંઇ તદ્દન પાયા વગરની તો નથીજ. આપણે હવે અહિંથી ચાલ્યા જઇએ, તોજ ઠીક, એમ મને લાગવા માંડયું છે કારણ કોઇ પણ રીતે જો કીર્તિવવલના ખૂનનો વૃત્તાંત યશોધવલને કાને ગયો, તો તે આપણા પર ભયાનક વૈર લીધા શિવાય રહેવાનો નથી. પણ તું બંગદેશ તરફ નાસી જાય, એ કોઇપણ રીતે કામનું નથી. તું ત્યાં જવાથી સંઘારામને બહુ હાનિ થશે: માટે ચાલ, દેશાનન્દને લઈ આપણે બંન્ને કપોતિક સંઘારામમાં જઇએ. ત્યાં બુદ્ધઘોષ જરૂર આપણું રક્ષણ કરશે. "

"ચાલો ત્યારે. હમણાંજ ઉપડીએ. "

"ચાલો જઇએ. પરંતુ મંદિર અને સંઘારામ વિષે કાંઇક ગોઠવણ કરીને પછીજ જઇએ. "

"પોતાનું રક્ષણ કરી લેવાની શક્તિ ભગવાનમાં ક્યાં નથી? પંચાત અને ભાંજગડ કરવાની ફુરસદ નથી, અને કારણ પણ નથી! ચાલો આપણે અહિંથી ઝટપટ પલાયન કરી જઇએ, એટલે થયું. "

"તને ભયોન્માદ થયો હોય એમજ લાગે છે હો!" સ્હેજ હસીને શત્રુસેને કહ્યું.

"મારૂં માથું ધડથી છૂટું કરીને નગરના દૂર્ગદ્વાર આગળ ભાલાની ટોચ પર ખોસી મૂકવામાં આવશે, ત્યારે બુદ્ધ ધર્મ અથવા સંઘ મારૂં રક્ષણ કરવાના છે કે?"

"ઠીક ચાલ. પણ સંઘારામમાંથી દેશાનંદને લઇ જઇએ."

તરતજ બંન્ને મંદિર આગળથી ચાલ્યા અને થોડીજવારમાં

સંઘારામમાં આવી પ્હોંચ્યા. ત્યાં જતાંજ ભિક્ષુઓએ દેશાનન્દને તેનો સ્ત્રી વેશ ત્યજાવી તેનો હમ્મેશનો પોશાક પ્હેરાવ્યો છે એમ તેમને માલમ પડ્યું.

શત્રુસેને તેને ઉદ્દેશીને કહ્યું, "આચાર્ય તમારે એકવાર કપોતિક સંઘારામમાં આવવું પડશે."

દેશાનન્દ રડતાં રડતાં બોલ્યો, "કેમ? ત્યાં શું કરવા?"

વજ્રાચાર્યે કહ્યું, "બ્હીએ છે શાનો? કોઇ તને આંગળી પણ અડકાડવાનું નથી. મહાસ્થવીરે તને ભોજનનું નોતરૂં દીધું છે."

પરંતુ તેના એ શબ્દોપર દેશાનન્દનો વિશ્વાસ બેઠો નહિ! તે નાના બચ્ચા પેઠે મોટે સ્વરે રડવા લાગ્યો. તેને પૂરેપૂરી ખાત્રી હતી, કે આ લોકો મને કપોતિક સંઘારામમાં ખોટે બ્હાને લઇ જઇ યમલોકનો રસ્તો બતાવી દેશે!"

એક ભિક્ષુને બોલાવી શત્રુસેને કહ્યું, "જીનેન્દ્રનાથ મંદિર અને સંઘારામની રક્ષા તથા વ્યવસ્થાનો ભાર તમારે માથે છે. કેટલાક મહત્વના કામ માટે અમે બંન્ને કપોતિક સંઘારામમાં જઇએ છીએ. હમણાંજ બે ભિક્ષુ સાથે આચાર્ય દેશાનન્દને ત્યાં મોકલી આપજો."

બન્ધુગુપ્ત તથા શત્રુસેન ચાલ્યા ગયા.

ભિક્ષુઓ દેશાનન્દની ફાવે તેમ ઠઠ્ઠા મશ્કરી કરવા લાગ્યા, પરંતુ તે બિચારાએ આ વેળા તેમને કાંઇ જવાબ આપ્યો નહિ. તે બિચારાનું "અરણ્યરોદન" ચાલુજ હતું. ભિક્ષુઓ તેના રડવા પર ધ્યાન ન આપતાં મશ્કરી કરતા, અને તે તેમના બોલવા તરફ ધ્યાન ન આપતાં રડ્યાં કરતો. વળી કોઇ કોઇવાર, "મારી તરલા, અરે તેં આ તે શું કર્યું? તારા મનમાં શું હતુ?" એમ બોલતો ડુસકાં ભરતો!"

બન્ધુગુપ્ત અને શત્રુસેન મઠમાંથી ગયાને એક કલાક વિત્યો ન હતો, એટલામાં એક ભયંકર અવાજ ભિક્ષુઓને કાને પડ્યો. તેઓ "આ શું! એ શું?" એમ બોલતા હતા, એટલામાં તો હજારેક ઘોડેસવારોએ આવી સંઘારામ તથા મંદિરને ઘેરો ઘાલ્યો!

વસુમિત્રને સાથે લઈ ખૂદ મહાબલાધ્યક્ષ હરિગુપ્ત અને યશોધવલદેવ બન્ધુગુપ્તની શોધ કરવા લાગ્યા. પરંતુ તે તેમને જડયો જ નહિ. યશોધવલદેવના ચ્હેરા પર ક્રોધની જે લાલ છટા પ્રસરી ગઇ હતી તે છટાએ વધારે રતાશ પકડી. તેણે કેટલાક ભિક્ષુઓને બોલાવી પૂછ્યું, પરંતુ બંધુગુપ્ત તથા શત્રુસેન ક્યાં છે, તે ખબર કોઇએ તેને આપી નહિ.

એ સમયે દેશાનન્દ તરફ આંગળી કરી વસુમિત્રે કહ્યું, " સરકાર, આ આચાર્યે મારી મુક્તિના કાર્યમાં મને સારી મદદ કરી છે. એને પૂછશો, તો તરતજ બધું પોકળ ફૂટી જશે. "

અને એમ થયું પણ ખરૂં!

યશોધવલે આચાર્યને એક બાજુએ લઇ જઇ પૈસાનો લોભ બતાવતાંજ દેશાનન્દે તરત ભેદ ફોડી નાંખ્યો કે, " બન્ધુગુપ્ત તથા વજ્રાચાર્ય હમણાંજ કપોતિક સંઘારામ તરફ ગયા. "

તેજ પળે—એક ક્ષણની પણ ઢીલ કર્યા વિના લશ્કરને સાથે લઇ મહાનાયક યશોધવલ કપોતિક સંઘારામ તરફ દોડતો નીકળ્યો.

હરિગુપ્તના હુકમથી દેશાનન્દ અને જીનેન્દ્રનાથને બાંધી, સાથે રાખી બે સવાર રાજગૃહ તરફ વિદાય થયા.

વાંચક! શું યશોધવલની વૈરવાંછના તૃપ્ત થશે? બંધુગુપ્તના રાક્ષસી કાર્યનો બદલો લેવાશે?



## પ્રકરણ ૨૪ મું.



## શયતાનની શોધમાં!

તરલાને મોંઢે કીર્તિધવલના ખૂનની હૃદયદ્રાવક હકીકત સાંભળી, તે ક્ષણથીજ યશોધવલના હૃદયસાગરમાં અવર્ણનીય ક્ષોભતરંગો ઉછળી રહ્યાં હતાં. અત્યંત દુઃખથી પોતાનો ક્રોધ દાબી દઇ વસુમિત્ર તથા તરલાને સાથે લઇ તે સમ્રાટ પાસે ગયો. કીર્તિધવલના ભયાનક ખુનની વાત સાંભળી સમ્રાટ મહાસેનગુપ્ત તો એક બાળકની પેઠે ચીસ પાડી રડવા લાગ્યો.

મહાઅક્ષાધ્યક્ષ હરિગુપ્ત, સારે નસીએ ત્યાં હાજર હતો. તેણે તથા યશોધવલે મળીને જેમ તેમ સમ્રાટનું સાંત્વન કર્યું.

પછી થોડીકવાર રહી હરિગુપ્ત બોલ્યો, "કીર્તિધવલના ખૂનનો ખરો ભેદ ફુટી ગયો છે, એ વાત હજુ બન્ધુગુપ્તને જણાઇ નહિ હોય માટે જો હમણાંને હમણાં આપણે થોડાક સ્વારો સાથે લઇને એ જૂના બૌદ્ધમંદિર તથા સંઘારામને ઘેરો ઘાલીએ, તો એ રાક્ષસ જરૂર આપણા હાથમાં આવી પડશે; અને કદાચિત નાસી ગયો હશે, તો નાસીને તે કેટલોક દૂર ગયો હશે ? આપણે તેને જોતજોતામાં પકડી આણીશું !"

સમ્રાટે અપૂર્વ ઉત્સાહથી હરિગુપ્તની સૂચનાને ટેકો આપ્યો. તેણે વધારામાં એક અમૂલ્ય સલાહ આપી. તેણે કહ્યું, "અને સાથે તમે આ શ્રેષ્ઠીપુત્રને લેતા જાઓ. તે તમને બહુજ ઉપયોગી થઇ પડશે."

યશોધવલે વસુમિત્રને પૂછ્યું, "તમને સવારી કરતાં આવડે છે કે ?"

"હા, સરકાર ! બાલ્યાવસ્થાથી મને ઘોડાપર બેસવાની ટેવ છે."

"એતો ખરૂં, પણ સંઘારામમાં ફરીથી જતાં તમને કાંઇ બ્હીક કે ભયતો નહિ લાગેને ?"

વસુમિત્ર બે હાથ જોડી બોલ્યો, "મહારાજ, હું તદ્દન હથિયાર વગરનો નિરાધાર અને લાચાર સ્થિતિમાં, એ ભિક્ષુઓમાં એકલોજ હતો છતાં મને ક્ષણભર પણ બ્હીક લાગી નથી !"

"તમને હથીયાર વાપરતાં આવડે છે ?"

"થોડુંક શીખ્યો છું. આપની કૃપાથી હથિયાર વાપરી શકું છું." વસુમિત્રે વિનય બતાવતાં કહ્યું.

યશોધવલ સંતોષ પામી બોલ્યો, "ઠીક ચાલો મારી સાથે તમને શસ્ત્રસજ્જ કરૂં."

વસુમિત્રને સાથે લઇ, યશોધવલ રાજ્યગૃહના અન્દરના ભાગમાં ગયો.

બિચારી તરલા ! બ્હીકથી ગભરાઇ જઇ તે પોતાની જગાએ

સ્થિરજ ઉભી રહી. તેની આંખોમાંથી આંસુ ટપકતાં જોઇ, તેને સાંત્વન આપવાના હેતુથી સમ્રાટે કહ્યું, "બાળા! તને બ્હીક રાખવાનું કાંઇ કારણ નથી. શ્રેષ્ઠીપુત્રની સાથે એક હજાર સવારો જશે; પછી તેને પકડવાની હિમ્મત કોની ચાલશે? તું જરાયે ડર રાખીશ માં."

પછી વિનયસેન તરફ નજર કરી મહાસેનગુપ્તે કહ્યું, "એને લઇને મહાદેવી પાસે જા, અને એને ત્યાં સોંપી પાછો આવ."

સમ્રાટનું આશ્વાસન છતાં તરલાનાં અશ્રુતો સુકાયાં નહિ. વિનયસેનની સાથે તે ધીરે ધીરે મહાદેવી પાસે ગઇ.

બીજા દ્વાર આગળના ચોગાનમાં હથિયારબંધ ઘોડેસવારોની એક કદાવર ટુકડી ઉભેલી હતી; પાસેજ ત્રણ સુન્દર ઘોડાને લઈ એક અશ્વપાળ ઉભેલો હતો. આ બધી તૈયારીઓ શાની હતી, તે સમજવા ઉત્સુક થયેલા કેટલાયે મનુષ્યો ટોળાબંધ ઉભા થઇ રહ્યા હતા.

એટલામાં યુવરાજ શશાંક તથા વસુમિત્રને લઇને યશોધવલદેવ ત્યાં આવી પ્હોંચ્યો. તેને જોતાં સૈનિકોએ નમસ્કાર કર્યા. પછી એ ત્રણ જણાએ પેલા અશ્વપાળ પાસેથી એક એક ઘોડો લીધો, અને તેના પર સવાર થઇ ઘોડા ચલાવ્યા. તેમની પાછળ એક હજાર સવારોના ઘોડાઓ ચાલવા લાગ્યા. ખુદ મહાબલાધ્યક્ષ હરિગુપ્ત એ સવારોને કાંઇ કાંઈ હુકમો આપી રહ્યો છે, એવું જોઇને જોનારના વિસ્મયનો પારજ રહ્યો નહિ! એ સઘળું શું હતું, તે કોઈજ કળી શક્યું નહિ!

સવારોની આ ટુકડી સાથે લઇ જઇને યશોધવલે બૌદ્ધ મંદિર તથા સંઘારામને કેવી રીતે ઘેરો ઘાલ્યો તે ગયા પ્રકરણમાં વાંચકોના જોવામાં આવ્યુંજ છે. માત્ર એટલું કહેવું જરૂરનું છે, કે સંઘારામમાં વસુમિત્રને કોઇએ ઓળખ્યો ન હતો. તેનું ખાસ કારણ એ હતું કે, રાજ્યગૃહમાંથી નીકળતી વેળાએ યશોધવલે તેને એક લોઢાનું બખ્તર પ્હેરાવ્યું હતું, તેમજ તેના વાળ વગરના માથાપર મૂકવા ટોપ આપ્યો હતો. આથી વસુમિત્રના બાહ્ય દેખાવમાં એકદમ ફેરફાર થઇ ગયો હતો.

*　　*　　*　　*

સંઘારામમાંથી નીકળી બન્ધુગુપ્ત તથા શત્રસેન ઝડપથી કપોતિક સંઘારામ તરફ વળ્યા. મંદિરથી એ સંઘારામ લગભગ બે ગાઉ દૂર શહેરની વચમાં આવેલો હતો.

બંધુગુપ્તની છાતી ધડકધડક થઇ રહી હતી, અને તેને શરીરે ભયને લીધે પરસેવાના રેમેરોમ વળી ગયા હતા. ચાલતાં ચાલતાં ઘડીમાં તે વિચારમાં પડી જતો, ઘડીમાં કાંઇક વસ્તુ તરફ જોઇ રહેતો અને ઘડીમાં શત્રસેન તરફ દયામણે મોઢે જોઇ રહેતો.

ચાલતાં ચાલતાં એકદમ શત્રસેન અટકી ગયો. તે બોલ્યો, " બન્ધુગુપ્ત! પાછળ મને અનેક ઘોડાઓના દાબલાનો અવાજ સંભળાય છે! એ શું હશે?"

બંધુગુપ્ત સ્થિર ઉભો રહી ગયો, અને કાન માંડી ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો. તરતજ બંન્નેની ખાત્રી થઇ, કે અનેક ઘોડેસવારો તેમનીજ દિશા તરફ દોડતા આવે છે!

બંધુગુપ્ત કંપિત સ્વરે બોલ્યો, " શત્રસેન, તું કહે છે, એ ખરૂંજ દેખાય છે હોં!"

" ત્યારે તો ઝટપટ કશે છૂપાઇ રહેવું એમાંજ ડહાપણ સમાયેલું છે. સંઘારામમાંથી નાસી ગયેલો વસુમિત્ર શા શા અનર્થ કરશે, એ કાંઇ સમજી શકાતું નથી! ચાલ, ઝટ છૂપાઇ જઇએ."

બંધુગુપ્ત ધ્રૂજતે સ્વરે બોલવા લાગ્યો, " વજ્રાચાર્ય! મને ખાત્રી છે, કે એ યશોધવલને મારી ભાળ મળી છે, અને મને પકડવાને એ સવારો લઇ અહિં આવતો હશે. હાય, હાય, હવે શું થશે? મારી શી દશા થશે!"

પોતાના મિત્રને આપી શકાય એટલું આશ્વાસન આપીને શત્રસેન બોલ્યો, " બંધુગુપ્ત ભયથી ધ્રૂજવામાં શું ફળ નીપજશે? બ્હીશ માં, ડરીશ માં. આપણા પર કોઇક મોટું સંકટ આવી પડનાર છે તે તો નક્કીજ છે. પણ આ પ્રસંગે બીધો, તો ઠારજ માર્યો જશે એટલું યાદ રાખ! તું તો મરશેજ, પણ મનેયે સાથે લેતો જશે! માટે ચાલ, ડર છોડી દે; સામે આવેલા ગાઢ તાડવનમાં જઇને આ-

પણે ઝટપટ છૂપાઇ બેસીએ. ચાલ, આવ, મારી સાથે."

એ સ્થળેથી થોડે દૂર, એક જૂના તળાવ પાસેથી રાજમાર્ગ કાઢેલો હતો, અને તેની બાજુએ પુષ્કળ નાનાં મોટાં તાડવૃક્ષો આવેલાં હતાં. શત્રુસેન અને બંધુગુપ્ત દોડતા આ વૃક્ષો તરફ ગયા અને તેમાં સંતાઇને બેઠા.

જોતજોતામાં પેલા ઘોડેસવારોની ટુકડી ત્યાં આવી લાગી. સર્વની આગળ યુવરાજ શશાંક સિન્ધુ દેશમાંથી આણેલા એક કાળા અશ્વ ઉપર સવાર થઇ સવળાને દોરી રહ્યો હતો. તેના આખા શરીર પર એક લોઢાનું બખ્તર તેણે પહેરેલું હતું અને તેના સુન્દર ચાંદ સમા સફેદ દીસતા ટોપની આસપાસથી તેના સોનેરી કેશ બ્હાર ઝુલી રહ્યા હતા. સૂર્યકિરણના પ્રકાશથી તેનું બખ્તર અગ્નિજ્વાળા પેઠે ચળકી રહ્યું હતું.

યુવરાજની પાછળ યશોધવલદેવ હતા. તેના શરીર પર પણ એક બહુ વજનદાર બખ્તર હતું. તેની લાંબી દાઢી તેના એક વૃદ્ધ વીરને છાજતા દેખાવમાં વધારે શોભા અને વધારે ભવ્યતા ઉમેરી રહી હતી.

યશોધવલ નજરે પડતાંજ બંધુગુપ્તના શરીરપર રોમાંચ ખડાં થઈ ગયાં. તેને પરસેવાના રેલેરેલા છૂટ્યા. તેણે ધ્રુજતાં ધીમેથીજ પૂછ્યું, "વજ્રાચાર્ય, આજ કે યશોધવલ ?"

યશોધવલને તરત ઓળખી કાઢી વજ્રાચાર્યે કહ્યું, "હા, એજ."

એ વૃદ્ધ વીરની પાછળ બખ્તરવાળા બે સવારો આવતા હતા. પ્હેલાં તો તેમાંના કોઇને બંધુગુપ્ત કે શત્રુસેને ઓળખ્યા નહિ, પરન્તુ તે જરા પાસે તળાવના કિનારા પાસે આવતાંજ તેમનામાંના એકનો ઘોડો સ્હેજ ચમક્યો અને કુદ્યો તેથી તે સવારના માથા પરથી તેનો ટોપ પડી ગયો. તરતજ ઝાડીમાં છૂપાઈ રહેલા બંધુગુપ્ત તથા શત્રુસેને એ સવારને ઓળખ્યો. 'શ્રેષ્ઠી પુત્ર વસુમિત્ર,' બંધુગુપ્ત ધીમેથી બોલ્યો. તેમના આશ્ચર્ય તથા ભયનો પાર રહ્યો નહિ !

એ બે સવારોની પાછળ, પાંચ પાંચની હારમાં સવારો આવ્યા

જતા હતા. વસુમિત્રે ઘોડો થોભાવી, પોતાના ભાલા વતી ટોપને ઉંચકી લીધો, અને તે પ્હેરી લઇ ઘોડો દપટાવી તે પાછો આગળ દોડી પોતાને સ્થાને ગયો.

લશ્કર ચાલ્યું જતાંજ, દમ ખાતાં, હાંફતાં બંધુગુપ્તે પૂછ્યું, "હમણાં તો બચ્યા, પણ વજ્રાચાર્ય, હવે શો ઉપાય?

શત્રુસેને કહ્યું, "તારે માટે અહિંથી હાલનેહાલ બંગ દેશમાં ઉપડી જવા શિવાય બીજો કાંઈ રસ્તો નથી. પાટલીપુત્રમાં એક પણ ક્ષણ હવે રહેવું, એ જલ્લાદની તલ્વાર પર માથું મૂકી તે કપાય છે કે નહિ, એનો અખતરો કરી જોવા બરાબર છે!"

"અને તું શું કરશે?"

"હું તો નગરમાંજ રહીશ!"

"તો હુંયે અહિંજ મરીશ!"

શત્રુસેને અજાયબી પામી પૂછ્યું, "એટલે? તું બોલે છે શું?"

બંધુગુપ્તે ધ્રૂજતે સ્વરે કહ્યું, "પ્રાણ જાય તો ભલે, પણ હું હવે અહિંથી એકલો કશેય જવાનો નથી."

શત્રુસેને બંધગુપ્તના ચ્હેરા તરફ ધ્યાનપૂર્વક જોયું, તો તે ભયથી તદ્દન સફેદ પુણી જેવો બની ગયો છે, એવું તેને જણાઇ આવ્યું. તેની ખાત્રી થઇ, કે બંધુગુપ્તના ભયનું પ્રમાણ જોતાં હવે તેની કોઇ પ્રકારે સમજાવટ કરી શકાવાની નથી. તેણે કહ્યું, "ચાલ ત્યારે આપણે હમણાંજ ચાલ્યા જઇએ."

* * * *

સ્હવારે કપોતિક સંઘારામના એક ઓરડામાં બેસી મહાસ્થવીર બુદ્ધઘોષ, ગુપ્ત જાસુસોએ આણેલી ખબરો સાંભળી રહ્યો હતો. સઘળા જાસુસો બૌદ્ધ ભિક્ષુ હતા. એક આચાર્ય મહાસ્થવીરની પાસે ઉભો રહી એક એક જાસુસને મુંગે મોંઢે અનુક્રમે સ્થવીર સામે રજુ કરતો હતો અને મહાસ્થવીર જાસુસો જે વાત કહેતા હતા તે ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો હતો.

એક જાસુસ, આગલે દિવસે રાજ્યગૃહમાં શું થયું તેની ખબર

બુદ્ધઘોષને આપતો હતો. તેણે કહ્યું, "કાલે સ્હવારે સમ્રાટ ગંગા-તીરના ઘાટ પર બેઠેલો હતો, એટલામાં યશોધવલે આવીને સામ્રાજ્યનો સઘળો રાજ્યકાર્યભાર ચલાવવાની જવાબદારી માથે લેવાની પોતાની તૈયારી બતાવી. એક ઝાડની પાછળ છૂપાઇને મેં તેમની એ સર્વ વાતચીત સાંભળી લીધી"

એ જાસુસ એ વાર્તાલાપનું લાંબુ વર્ણન આપવા જતો હતો, એટલામાં સંઘારામના સિંહદ્વાર આગળથી એક ભિક્ષુ હાંફતો હાંફતો આવ્યો, અને બોલ્યો, "દેવ, અસંખ્ય ઘોડેસવારો ઝડપથી ઘોડા દપટાવતા સંઘારામ તરફજ આવે છે.'

એ સાંભળતાંજ તત્ક્ષણ મહાસ્થવીરે હુકમ કર્યો, "સંઘારામનું સિંહદ્વાર એકદમ દઇ દ્યો."

તેનો હુકમ લઇ ભિક્ષુ દોડતો તે તરફ ગયો. મહાસ્થવીર પણ ઉઠીને તે બાજુ તરફ જવા લાગ્યો.

એ ઐતિહાસિક સંઘારામ વિષે ટુંકી હકીકત આપવાની જરૂરજ છે.

પાટલીપુત્ર નગરમાંના કપોતિક સંઘારામની એ ઇમારત બહુ જ જૂની હતી. એ સઘારામની સ્થાપના સમ્રાટ અશોકને હાથે થઇ છે, એવી દંતકથા ચાલતી આવેલી હતી. એ આખી ઇમારત, પત્થરથીજ બાંધેલી હતી અને તેની ચારે બાજુએ ઉંચો, પત્થરનો કોટ બાંધેલો હતો.

આ પ્રચણ્ડ સંઘારામમાં ૫૦૦૦ થી વધારે ભિક્ષુઓ સુખ ચેનથી રહી શકે, એટલી ગોઠવણ હતી, અને આપણી નવલકથાના સમયે તેમાં લગભગ ૧૨૦૦ ભિક્ષુઓ રહેતા હતા!

સંઘારામની ચારે બાજુએ ચાર મોટાં સિંહદ્વાર હતાં, અને તે હંમેશાંજ ઉઘાડાં રહેતાં. કોઇપણ પ્રકારના આસમાની સુલતાની અથવા બંડને વખતે, અનેકવાર શહેરીઓએ સંઘારામ પર હલ્લો કરી તેને અસ્તવ્યસ્ત કરી નાંખ્યો હોવાથી, ફરી એવું ન થાય એવા હેતુથી, મોટા દરવાજાઓને લોખંડી ખિલાઓ ઠોકી દીધા હતા.

વિશેષ સંકટ વા આફત આવી પડશે એમ દેખાયા શિવાય મહાસ્થવીર આ દરવાજા બંધ કરાવતો નહિ. કારણકે, નાગરીકોને જ્યારે દેવદર્શન કરવાં હોય ત્યારે કરવાની છૂટ હતી. અસ્તુ.

મહાસ્થવીર બ્હાર જઇ જૂએ છે તો અસંખ્ય હથીયારવાળા સવારોએ ચોબાજુથી સંઘારામને ઘેરો ઘાલી દીધો હતો, અને ત્રણ બખ્તર પ્હેરેલા પ્રભાવશાળી વીરો એ સૈન્યપર દેખરેખ રાખી રહ્યા છે. એ ત્રણના ત્રણ અશ્વો લઇને એક સવાર પાસેજ ઉભેલો હતો.

કોટ પર ચઢીને, મહાસ્થવીરે તે ત્રણ વીરોને ઉદ્દેશીને કહ્યું, તમે કોણ છો ? પરમશક્તિશાળી ભગવાન બુદ્ધદેવનું આવું અપમાન કરવાને તમને શું કારણ મળ્યું છે ? આટલા બધા હથિયારબંધ સૈનિકોને લઇને નિરપરાધી ભક્તિ કરવામાં મશગૂલ ભિક્ષુઓના મઠને તમે કોની આજ્ઞાથી ઘેરો ઘાલ્યો છે ?"

તે ત્રણ વીરોમાંના એક વૃદ્ધે કહ્યું, "તમે કોણ છો ?"

મહાસ્થવીરે કહ્યું, "ભગવાન બુદ્ધની આજ્ઞાથી એકહજાર ભિક્ષુઓને પાળતા આ કપોતિક સંઘારામની સઘળી વ્યવસ્થા સેવક કરે છે. મારૂં નામ બુદ્ધઘોષ."

તે પુરૂષ સ્હેજ હસીને બોલ્યો, "ત્યારે, મને લાગે છે કે તમે મને ઓળખી શકશોજ. મારૂં નામ યશોધવલ. હું રોહિતાશ્વદૂર્ગનો કિલ્લેદાર છું અને સાંજ રહું છું. આ ગુપ્ત સામ્રાજ્યનો મહાનાયક છું. મારા પુત્રના મહા ઘાતકી ખૂનીને શોધી કાઢવા માટે હું અહિં આવ્યો છું. સંઘારામના બન્ધ દરવાજા એકદમ ખોલવાની આજ્ઞા કરો. સમ્રાટની આજ્ઞાથી દુષ્ટ નરઘાતક રાક્ષસ બંધુગુપ્તને ખોળવાને અમે આવ્યા છીએ. બારણાં ખોલો !"

મહાસ્થવીર કોટની દિવાલ પર હતો, છતાંયે મહાનાયકનું નામ સાંભળતાંજ ભયથી તેનાં રોમાંચ ખડાં થઈ ગયાં ! પરંતુ બુદ્ધઘોષ એક અસાધારણ પુરૂષ હતો. તરતજ પોતાનો ડર દબાવી દઇને તેણે કહ્યું, "મહાનાયક તમે યશોધવલ ? યશોધવલના વિમલ અને અદ્વિતીય યશની કહાણી, પાટલીપુત્રના કયા રહેવાસીએ નથી સાંભ-

ળી ? તમારૂં નામ, અલબત્ત, હું જાણુંછું. પણ મહાનાયક, કાંઇક ભૂલભરેલી ધારણા અને કલ્પનાથીજ તમે આ તરફ આવવાને દોરવાયા છો. સંઘારામમાં તો નિર્દોષ, નિષ્પાપ ભિક્ષુઓ રહે છે; નરઘાતક રાક્ષસોને આવે પવિત્ર સ્થળે કયાંથી આશરો મળે ? 'મારા પુત્રનો ખૂની !' એવું જેને માટે તમે કહેો છો, તે તો ઉત્તર તરફના પ્રદેશના એક બૌદ્ધસંઘનો સ્થવીર છે. ભરતખંડમાં બંધુગુપ્તનું નામ કોણે સાંભળ્યું નથી ? એ બોધિસત્વપાદ મહર્ષિતુલ્ય વ્યક્તિને હાથે, નરહત્યા જેવું ભયંકર પાપ થવું શકય છે ખરૂં ?"

યશોધવલ સ્હેજ હસીને તીવ્ર સ્વરે બોલ્યો, " મહાસ્થવીર, તમે આ વૃદ્ધના સફેદ વાળ પર ભરોંસો મૂકો. કાંઇક ખાત્રી ભર્યો અને મહત્વનો પૂરાવો મારી પાસે ન હોય, તો આ યશોધવલ, આવી વયે ભગવાનના પવિત્ર સ્થાનકને ત્રાસ આપવાનું, સાહસ કરે ખરો ? જો બંધુગુપ્ત સંઘારામમાં છૂપાયેલો હોય, તો તત્કાળ તેને અમારે સ્વાધિન કરો—અમે તેને સમ્રાટ પાસે લઈ જવાના છીએ. "

બુદ્ધઘોષે કહ્યું, " સંઘસ્થવીર બંધુગુપ્તે, આજે આખા દિવસ ભરમાં આ સંઘારામમાં પ્રવેશ પણ કર્યો નથી. મારા શબ્દો પર નિશ્ચિંત ચિત્તે તમે વિશ્વાસ મૂકો. જો બંધુગુપ્તને શોધવાનેજ અહિં આવ્યા હો, તો તમારી દિશાભૂલ થઇ છે; મહેરબાની કરી લશ્કર સાથે બીજી કોઈ દિશા તરફ મોરચો ફેરવો. "

યશોધવલે પૂછ્યું, " બંધુગુપ્ત સંઘારામમાં નથી, ત્યારે તમે દ્વાર બંધ કેમ કરી દીધાં ? "

" કેવળ હથિયારબંધ સવારોના ભયથી ! "

" અમે સમ્રાટની આજ્ઞાથી બંધુગુપ્તની શોધ કરવા સંઘારામમાં આવ્યા છીએ; અમને અન્દર આવવા દેવામાં તમને કાંઈ વાંધો છે ખરો ? " યશોધવલે પૂછ્યું.

" તલમાત્ર પણ નહિ ! "

" ઠીક ત્યારે, દરવાજા ઉઘાડો. "

તત્ક્ષણ મહાસ્થવીરની આજ્ઞા થઇ. " દરવાજા ઉઘાડો. " એ

ચાર લઠ્ઠપઠ્ઠ ભિક્ષુઓએ બારણાં ખોલ્યાં.

પોતાની સાથે પાંચસો સવાર લઈને, યશોધવલદેવ, શશાંક, હરિગુપ્ત અને વસુમિત્ર એટલા ચાર સંઘારામમાં પેઠા. સંઘારામમાં કોઇ પણ પ્રકારની ઇજા યા નુકશાન ન કરવાનો સખત હુકમ આપી સવારોને બંધુગુપ્તની શોધમાં સંઘારામના ઓરડે ઓરડામાં ફરી વળવાનો હુકમ કરવામાં આવ્યો. બાકીના સવારો ઘેરો ઘાલીનેજ ઉભા રહ્યા.

સંઘારામના ખુણેખુણામાં બારિકાઇથી જોયા છતાં તથા છૂપાવાને સઘળે ઠેકાણે પૂરેપૂરી તપાસ કર્યા છતાં બંધુગુપ્ત જડયો નહિ !

નિરાશ હૃદયે યશોધવલદેવ, યુવરાજ તથા સવારોને લઇ વિચારમાં મશગુલ થતો, રાજ્યગૃહ તરફ વળ્યો.

*　　*　　*　　*

એજ વેળાએ ગંગાપ્રવાહમાં એક નાનકડી નૌકા પૂર વેગથી પૂર્વ દિશા તરફ પ્રયાણ કરી રહી હતી. તેમાં બેઠેલો શત્રુસેન બંધુગુપ્તને કહી રહ્યો હતો, "બંધુગુપ્ત ! બંધુગુપ્ત ! અનેક જન્મોમાં મેળવેલા પુણ્યબળેજ યશોધવલના લોખંડી હાથમાંથી આપણું રક્ષણ થયું !"

'પ્રભાત' નામક પ્રથમ ખંડ સમાપ્ત.

# સોનેરી શિર

અથવા

# પાટલીપુત્રનો પ્રલયકાળ.

## દ્વિતિય ખણ્ડ—મધ્યાન્હ.

# સોનેરી શિર

અથવા

# પાટલીપુત્રનો પ્રલયકાળ.

## દ્વિતિય ખણ્ડ.

### મધ્યાન્હ.

### પ્રકરણ ૧ લું.

#### સ્કંદગુપ્તનું શાર્યગાન !

આજે ત્રણ વર્ષ વહી ગયાં છે !

આ ત્રણ વર્ષના અરસામાં મગધસામ્રાજ્યમાં, અને ખાસ કરીને ગુપ્તસમ્રાટની રાજ્યધાની પાટલીપુત્રમાં અનેક ફેરફારો થઇ ગયા છે. તેના દેખાવમાં, રૂપરંગમાં વિલક્ષણ ફેરફાર થઇ ગયો છે. એ અતિશય પ્રાચીન નગરનું યૌવન જાણે પુનઃ ખિલી ઉઠયું હોય, તેમજ તે કાયમને માટેજ ખિલી ઉઠયું હોય, એવું લાગતું હતું !

નગરની આસપાસના કોટને દુરસ્ત કરાવવામાં આવ્યો હોવાથી, તે પૂર્વ પ્રમાણે મજબૂત અને જોવા લાયક બન્યો હતો. જૂનું રાજ્યગૃહ પણ સમરાવવામાં આવ્યાથી, અત્યન્ત સુન્દર દેખાતું હતું.

રાજ્યકાર્યભાર હવે અતિશય નિયમિત અને સુવ્યવસ્થિત રીતે ચાલતો હતો તેથી, તેમજ બીજાં કારણોને લીધે મગધના એ પ્રાચીન સામ્રાજ્યને નવિન બળ, નવિન દોર, અને નવિન પ્રતિષ્ઠા પ્રાપ્ત થયાં હતાં; તેમજ એ રાજ્ય અત્યંત જોર પર આવ્યું હોય એમ લાગતું હતું.

સામ્રાજ્યની હદપરના જૂના, અસ્તવ્યસ્ત થઇ ગયેલા કિલ્લાઓને મજબૂત બનાવી, તેના પર લશ્કરની સારી વ્યવસ્થા કરવામાં આવી હતી. પ્હેલાં દુષ્કાળે છિન્નભિન્ન કરી નાંખેલા સામ્રાજ્યની સેના હવે સુશિક્ષિત–તાલીમગીર બની હતી, તેમજ તેની હથિયાર વિગેરેની તૈયારી પણ વખાણવા લાયક હતી. મગધના સૈનિકો પ્હેલાંની પેઠે પોતાના પગાર માટે, અથવા તો એક મુઠ્ઠીભર અનાજ માટે પોતાના "ગૌલ્મિક"ના ઘરને ઘેરો ઘાલી, તેને સતાવતા ન હતા. આજ સુધી નિદ્રાના મોહપાશમાં જકડાઈ ગયેલા લોકો પૂરેપૂરા જાગ્રત થયા હતા અને તેમના હૃદયમાં ઉંચી ઉંચી આશાઓ ઉત્પન્ન થઇ હતી.

હવે, ચન્દ્રગુપ્ત અને સમુદ્રગુપ્તના દિવસો પાછા આવશે, પાટલીપુત્રના વીર નાગરિકો દેશદેશાંતરમાં પોતાનો ડંકો વગાડશે, ગાંધારદેશનાં બરફ જેવાં સફેત પર્વતશૃંગ પર પોતાનો જયધ્વજ ફરકાવશે, દક્ષિણ તરફના કેરલદેશમાં પોતાની આણ ફેરવાવશે, અને બંગદેશમાં પોતાનો અધિકાર જમાવશે, એવી આશા મગધ પ્રજાના હૃદયમાં ઉદ્ભવી હતી. આ અત્યન્ત વિલક્ષણ ફેરફારોનું પ્રત્યક્ષ કારણ યુવરાજ શશાંક હતો, છતાં પ્રિય પાઠકો સારી પેઠે જાણે છે તેમ, પરોક્ષ અને મૂળ કારણ તો મહાનાયક યશોધવલજ હતો.

યશોધવલ ફરીથી રોહિતાશ્વદુર્ગ ગયો નહિ. પાટલીપુત્ર આવ્યા પછી તે પોતાની લતિકાને લઇને રાજગૃહમાંજ રહ્યો હતો સમ્રાટ મહાસેનગુપ્ત હવે બહુજ વૃદ્ધ થયો હતો; તે સાંજે એકવાર જેમતેમ દરબારમાં આવી બેસતો, એટલુંજ. યુવરાજ શશાંક, અને મહાનાયક યશોધવલજ દરબારનાં સઘળાં કામકાજ કરતા.

શશાંકના સર્વ મિત્રો અને ભાઈબંધો મોટી જગાઓ પર નીમાઇ ગયા હતા. નરસિંહદત્ત હવે એક આગેવાન સેનાપતિ થયો હતો, તેમજ માધવવર્મા દરિયાઇ કાફલાનો મુખ્ય અમલદાર બન્યો હતો. અનંતવર્માને શશાંકનો મુખ્ય શરીરરક્ષક બનાવવામાં આવ્યો હતો.

યુવરાજે હવે બાલ્યાવસ્થામાંથી તારૂણ્યમાં પ્રવેશ કર્યો હતો. તેથી બાલ્યાવસ્થાની ચંચળતા તેના શરીરમાં રહી ન હતી. તે અત્યારે ધીર,

પ્રશાંત વિચારવંત અને ચિંતાશીલ બન્યો હતો.

યશોધવલની ત્રણેય સૂચનાઓ પ્રત્યક્ષ અમલમાં મૂકવામાં આવી હતી. સર્વે કિલ્લાઓ હવે મજબૂત, અને સુરક્ષિત બનાવવામાં આવ્યા હતા. રાજ્યનું લશ્કર પણ તાલીમ લેઇ એકદમ તૈયાર બન્યું હતું. રાજ્યનો કર વ્યવસ્થિત રીતે ઉઘરાવવામાં આવતો હતો. આટલું થયે હવે, બંગદેશમાં સામ્રાજ્યની સત્તા ફરીથી જમાવવાનો યત્ન ચાલુ હતો.

આ સર્વ વ્યવસ્થા આટલી બધી ઉત્તમ રીતે એકદમ કેવી રીતે થઇ ગઈ, એ સરકારી અમલદારોના પણ કળવામાં ન આવ્યાથી, પ્હેલાં તો તેઓ અજાયબીના સમુદ્રમાં ગોથાં ખાવા લાગ્યા. બધું કામકાજ એટલી બધી ગુપ્ત પણ ઉત્કૃષ્ટ રીતે તેમજ ખૂબીથી કરવામાં આવતું કે છેવટે ધારેલુંજ પરિણામ આવતું.

યુવરાજ શશાંકને લઇને યશોધવલ પાટલીપુત્રના મોટા મોટા લખપતિઓ તથા શાહુકારો પાસે જતો અને તેમને સમજાવી, પોતાના કાર્યની અગત્યતા તેમના મગજમાં ઠસાવી દ્રવ્ય એકઠું કરવાના યત્નો કરતો. એ કાર્યમાં તેને ઘણી ફતેહ મળી આ પ્રમાણે એકત્ર કરેલા અઢળક દ્રવ્ય સંગ્રહને લીધેજ એટલા ટુંકા સમયમાં, તેની સઘળી સૂચનાઓ સંપૂર્ણ રીતે અમલમાં આવી હતી. સામ્રાજ્ય પર કેવડો મોટો વિપત્તિભાર આવી પડેલો છે, અને તેનાથી શા શા અનર્થો થશે, તેનું બિહામણું ચિત્ર અનેક હૃદયભેદક રંગ પૂરીને યશોધવલ શેઠીઆઓ પાસે દોરતો અને સઘળી સમજણ પાડતો. તેના ખૂબીદાર શબ્દોથી દોરવાઇને શેઠીઆઓ આનંદથી સમ્રાટને મદદ કરવા તથા પૈસા ધીરવા તૈયાર થઇ ગયા.

એ પૈસાથી સૈન્યની રચના નવેસરથી કરી, યશોધવલે ચરણાદ્રિ દુર્ગ સમ્રાટની સત્તા તળે આણ્યો. તેજ પ્રમાણે મંડલા તથા ગૌડ પણ સામ્રાજ્યસેનાએ ફરીથી મેળવ્યાં. ફરતા દરેક પ્રદેશમાંના સામંતો ઠાકોરો અને જમીનદારો નમ્ર બની જઈ સામ્રાજ્યની ખંડણી મુંગેમોંઢે આપી દેતા હતા. સામ્રાજ્યની સરહદો હવે સુરક્ષિત બની હતી ને ફક્ત ત્રણ વર્ષ જેટલા ટુંકા વખતમાં યશોધવલદેવે શેઠ શાહુકારોનું

સઘળું કર્જ પણ અદા કરી નાંખ્યું !

પરંતુ અનેક નદીઓથી ભરપૂર સમુદ્ર જેવો દુસ્તર બંગદેશ હજુ સામ્રાજ્યની સત્તા કબુલ કરતો ન હતો ! બૌદ્ધ આચાર્યોની વિ-ષમય ભંભેરણીઓને લીધે બંગદેશ નિવાસી પ્રજા યશોધવલના બોલવા તરફ ધ્યાન આપતી ન હતી. પૂર્વતરફ કામરૂપનો રાજા અને પશ્ચિમ તરફ થાણેશ્વરનો રાજા વિસ્મયાકુળ નજરે આ પ્રાચીન સામ્રાજ્યની નવિન શક્તિ–સમૃદ્ધિ ધ્યાનપૂર્વક જોઇ રહ્યા હતા. તેમની ભંભેરણી-થીજ, બંગવાસીઓ સામ્રાજ્યને કર આપવાનું કબુલતા ન હતા. આ સર્વ કારણોને લીધેજ, બંગદેશ પર સવારી કરવાની તૈયારીમાં યશો-ધવલદેવ ગુંથાઇ ગયો હતો.

* * * *

હજુ સૂર્યાસ્ત થવાને પાએક કલાકની ઢીલ હતી.

ગંગા કિનારે, ઘાટનાં પગથીયાં પર બેસી યશોધવલદેવ આરામ લેતો હતો. દૂર રેતાળ પ્રદેશમાં, લતિકા તથા ચિત્રા આમતેમ આંટા મારતાં હતાં. છેક નીચેના પગથીયાં પર ઉભો રહી, યુવરાજ શશાંક, અસ્તાચળ તરફ ગમન કરી રહેલા સૂર્યદેવનાં ગંગાના પ્રવાહમાં પ્રતિ-બિંબિત થતાં નિર્જીવ તાપ વગરનાં કિરણો જોઇ રહ્યો હતો. ઘાટપર બીજા બે વૃદ્ધ બેટેલા હતા. બંનેને આપણે આગળ જોઇ ગયા છીએ. એક લલ્લ અને બીજો વદુભટ્ટ.

બોલતાં બોલતાં યશોધવલે કહ્યું, " ભટ્ટ ! કેટલાયે દિવસો થયાં મેં તારૂં ગાન સાંભળ્યું નથી. હું તરૂણ હતો ત્યારે, યુદ્ધની સવારીમાં જતાં તારૂં મંગલગીત–શૌર્યકાવ્ય સાંભળીનેજ હું ઘોડાપર બેસતો. ભટ્ટ ! તારો વીર સ્વર હજુયે મારા કર્ણમાં ગાજી રહ્યો છે ! એ વા-તને પચાસ વર્ષ થઇ ગયાં–અર્ધસદી પછી ફરી તું તારૂં ગીત એક-વાર બોલી બતાવ જોઉં. "

આખે શરીરે કરચલીઓ વાળો, મોંઢામાં દાંત વગરનો, અને માથાપર ધોળા આરસ જેવા કેશનાં ઝુલફાં વાળો એ વૃદ્ધ જવાબમાં બોલ્યો, " સરકાર, હવે કાંઇ ભાટ અને ચારણના દિવસ રહ્યા છે ?

હવે સામ્રાજ્યમાં ભાટ ચારણ શોધ્યા જડતા નથી, અને લોકો પણ એ મંગલગીતો ભૂલી ગયા છે.

હવે તો મહારાજ, અતિશય ખૂબસૂરત નાયકાઓનાં નીલકમળ જેવાં નેત્રોનું વર્ણન કરી કવિ લોકોનું મનરંજન કરે છે! લોકોને હવે યુદ્ધ, સવારી, સમરાંગણ તથા સ્વતંત્રતાનાં સ્ફુર્તિદાયક ગીત સાંભળવાં ગમતાં નથી! એ ગીતો ગાવાના દિવસો, સરકાર, હવે ગયા! મારા હૃદયમાં જોર નથી, ને મારો સ્વર તદ્દન નબળો પડી ગયો છે! વખતના વહેવા સાથે જે ફેરફારો થયા છે તે ફેરફાર જોઈ આ વૃદ્ધની આંખો કહ્યું નથી કરતી! હવે હું શું ગાઉં, સરકાર!"

યશોધવલદેવ ખિન્નપણે હસીને બોલ્યો, "ભટ્ટ તારૂણ્યને પાછળ કેટલે દૂર મૂકી હું આગળ નીકળી આવ્યો છું! હવે તારૂણ્યનો કંઈ સ્વર મને પણ મીઠો લાગશે નહિ! આ જીવનના અસ્તાચળ આગળ હવે હું પણ આવી લાગ્યો છું. અહાહા! પણ તારૂણ્યની યાદગિરીઓ બહુ મધુર હોં!

ભટ્ટ, યૌવનમાં પુષ્કળ વાર સાંભળેલું એ ગીત તું પુનઃ એકવાર ગા; ભટ્ટ, એકવાર ગા! તારો કંઠ ભલે ક્ષીણ હોય, વા ખોખરો હોય, તેમાં શું થઇ ગયું? જેનાં પરાક્રમો અમર છે તે માણસ હમ્મેશ અમરજ રહેશે! જ્યાં સુધી સ્મરણ હોવું શક્ય છે, ત્યાં સુધી તો તે નહિજ મરે!"

"હું શું ગાઉં, સરકાર?"

યશોધવલે ઉત્કંઠાથી કહ્યું, "ભટ્ટ, એકવાર સ્કંદગુપ્તના પરમ પવિત્ર નામથી મારા કર્ણોને પાવન કર. જો ભટ્ટ, ભગવાન સૂર્યદેવ અસ્તાચળ પર આવી લાગ્યા છે. અમે વૃદ્ધ પણ હાલમાં અસ્ત પામવાની તૈયારીમાંજ છીએ! એ પ્રસંગે સામ્રાજ્યના અભ્યુદયની કહાણી મધુર નહિ લાગે! તું તૂટું તૂટું થઇ રહેલા સામ્રાજ્યની કથા એકવાર ગાઇ બતાવ!"

વૃદ્ધ યદુભટ્ટ મન સાથેજ ગણગણવા લાગ્યો. લલ્લ વૃદ્ધાવસ્થાને લીધે બ્હેરો થઈ ગયો હોવાથી, પાસે આવીને યદુભટ્ટની નજદીકમાંજ બેઠો.

પગથીયાં નીચે ઉભેલા કુમારે પૂછ્યું, "યદુદાદા, તમે ગીત ગાઓ છો ? કયું ગીત ગાશો ?"

યશોધવલે કહ્યું, "શશાંક, અહિં આવીને બેસ. ભટ્ટ સ્કંદગુપ્તનું ગીત—શૌર્યગાન ગાય છે."

યશોધવલની આજ્ઞા સાંભળતાંજ, કુમાર એકે સપાટે બે બે ત્રણ ત્રણ પગથીયાં કૂદીને ઉપર ચઢી આવ્યો, અને યદુભટ્ટની પાસેજ બેઠો.

કેટલીક ક્ષણ મનમાંજ ગણગણાટ કરી, યદુભટ્ટે ગાવાનો સૂર નક્કી કર્યો, અને પછી શૌર્ય ગાનનો આરંભ કર્યો. પ્હેલાં તો તેનો સ્વર સ્હેજ અસ્પષ્ટ હતો; ક્ષણભર રહી ને શુદ્ધ, સ્પષ્ટ થયો. પ્હેલાં તો સ્વર ધીમો હતો, જોશ ઓછો હતો, વેગ ઓછો હતો; પરંતુ અગ્નિને ઘીની આહુતિ મળતાં જેમ તે ભડકી ઉઠે છે, તે પ્રમાણે વૃદ્ધનો સૂર ચઢવા લાગ્યો, જોશ વધવા લાગ્યો અને વેગ ઉછળવા લાગ્યો ! ! !

આખું સ્થળ ગાજી રહ્યું.

"નાગરિકો, છોડી દ્યો આ ઉદાસિનતા ! પુનઃ હૂણ આવે છે. ગાંધારની પર્વતમાળા ઓળંગીને, ગગનચુંબી નગરાજી પર કૂદીને, હૂણસેના ફરીથી આર્યાવર્તમાં દાખલ થઇ છે. વીર પરાક્રમી નાગરિકો ! તમારી આળસને ખંખેરીને, તમારા આનંદને ત્યાગીને, તમારાં ખાનગી સ્વાર્થનાં કામો પડતાં મૂકીને, લ્યો હાથમાં તમારી રક્તતરસી તલ્વાર, અને બખ્તર સજી રાષ્ટ્ર સેવા માટે થઇ જાઓ તૈયાર. ફરીથી હૂણ આવે છે ! નથી હવે સ્કંદગુપ્ત, નથી હવે કાર્તિકય જેવો પ્રતાપશાળી એ કુમારગુપ્તનો નન્દન—કોણ તમારૂં તમારા શત્રુઓથી, તમારા રાષ્ટ્રના, તમારા ધર્મના, તમારા સ્વાતંત્ર્યના દુશ્મનોથી રક્ષણ કરશે ?

"દૂર, ઘણે દૂર, ગંગાયમુનાના પવિત્ર સંગમ પર, પ્રતિષ્ઠાનના કિલ્લામાં સમ્રાટે તમારે માટે, નાગરિકો ! તમારેજ માટે, પ્રાણ વિસર્જન કર્યા. સાંભળો, જેણે વિતસ્તાના તીર પ્રદેશમાં, શતદ્રુની પેલી તરફ, મથુરાના રક્તવર્ણ કિલ્લાના કોટ ઉપર, રે, બ્રહ્માવર્તના ભયંકર રણાંગણ પર સામ્રાજ્યનું, ભારતવર્ષનું, દેવતાઓનું અને પોતાનું સન્માન

જાળવ્યું, તે હવે નથી! વીર નરેશ્વરી સ્કંદગુપ્ત પાછો કેમ ન ફર્યો, તે જાણો છો? તેના સૈન્યમાં અપવાદ રૂપે પણ બ્હીકણુ યા કાયર પુરૂષ જડવો મુશ્કેલ. તેના લશ્કરમાં કૃતઘ્ન વિશ્વાસઘાતક મળવો મુશ્કેલ. તેની ફોજમાં પોતાની તલ્વારને જેબ ન આપે એવો કો પુરૂષ નજરે પડવો મુશ્કેલ!!!

"તેના વીર સૈનિકોએ પોતાના પ્રભુ પાસે ઉભા રહી તેનું સંરક્ષણ કરતાં કાલિંદીનાં કાળાં પાણીને લાલરંગથી રંગી મૂક્યાં! પરંતુ તેઓ સ્વદેશ પાછા નજ ફર્યા. પ્રતિષ્ઠાનના ભયંકર દૂર્ગની સામે તોરમાણોના પૂરને તેમણે રોકયું છે! સ્કંદગુપ્તનાજ એ સહચરો! જીવનાંતે તેનીજ સાથે તેઓ સ્વર્ગવાસી થયા!

હૂણુ આવે છે! તમારા ધર્મશત્રુ, રાષ્ટ્રશત્રુ હૂણુ આવે છે! ત્યજી દ્યો નિદ્રા, છોડી દ્યો આરામ, નાગરિકો! કમ્મરને કસિને, અસિને લઇને તૈઆર થાઓ! હૂણુ આવે છે!

લાવણ્યમયી લલનાના સ્વર્ગીય સ્વરૂપથી મોહની માયાજાળમાં સપડાઇ જઇ, વૃદ્ધ સમ્રાટે પ્રજાનાં મંગળ તથા પોતાના કલ્યાણનુંયે વિસ્મરણ કર્યું, ત્યારે આર્યાવર્તનું રક્ષણ કોણે કર્યું? બ્રાહ્મણ અને શ્રવણ, સુંદરીઓ અને શિશુઓ, મંદિરો અને ખેતરોનું રક્ષણ કોણે કર્યું? વાલુકાનો સ્તંભ હાથમાં લઇ, મહાસાગરનાં પ્રચણ્ડ મોજાંઓને કોણે થોભાવ્યાં, અટકાવ્યાં? કુમાર સ્કંદગુપ્તે? સોનેરી શિરવાળા યુવરાજ સ્કંદગુપ્તે! કાર્તિકેયના અવતાર સ્કંદગુપ્તે! ઉઠો, નાગરિકો! તમારા જીવનશત્રુને ખાળવાને ઉઠો! હૂણુ આવે છે!

હૂણુ આવે છે! રક્ષણુ માટે, તમારાં, તમારાં સ્ત્રી બાળકોનાં, તમારા પરમ પ્રિય રાષ્ટ્રનાં, તમારા સ્વાતંત્ર્યના રક્ષણુ માટે કમ્મર કસો. નહિતો, હૂણુરૂપી મહાપૂરમાં આખો દેશ તણાઇ જશે! અજ્ઞાન બાળકો, અનાથ અબળાઓ અને અશક્ત ડોસાનું રક્ષણુ કોણુ કરશે?

ઘરની તકરાર ત્યજી દ્યો; નહિતો દેવતા અને દ્વિજનું રક્ષણુ કોણુ કરશે?

ગૃહ કલહથીજ મોટાં મોટાં સામ્રાજ્ય નષ્ટ થઇ ગયાં છે, ગૃહ-

ભેદથી ભલભલાં મહારાજ્ય છિન્નભિન્ન થઈ ગયાં છે.

જો કુમારગુપ્ત જાણતો હોત, કાંઈ શાણપણ શીખ્યો હોત, તો સામ્રાજ્ય નષ્ટ ન થાત ! વિતસ્તાના તીર પ્રાંતપર જો સૈન્ય હોત, તો કદાચિત્ હૂણ કુરૂવર્ષ તરફ નાસી ગયા હોત ! જોરથી, જોશથી, આવેશથી કમ્મર કસો ! આત્મરક્ષણ માટે તૈયાર થાઓ ! હાનકારક હૂણ આવે છે.

જેણે ફક્ત દશહજાર સૈનિકો લઈ, શતદ્રુના તીર પર એક લાખ લશ્કરીઓનો પ્રવાહ ખાળ્યો, તેનું નામ જાણો છો ? એક હજાર સિપાઈઓની સહાયથી શૌરસેનના કિલ્લામાં લાખોની ગતિનો પ્રતિરોધ કર્યો, તે નર શિરોમણીનું નામ જાણો છો ? કોશલમાં જે વીરશ્રેષ્ઠના પાંચસો સહાયકોને, હૂણ રાજા પણ અટકાવી ન શકયો, તે માનવઆકૃતિને ઓળખો છો ? સ્કંદગુપ્ત, સ્કંદગુપ્ત, સ્કંદગુપ્ત ! ઉઠો, નાગરિકો એ ચિર સ્મરણીય નામ પોકારો અને મ્યાનમાંથી તલ્વારને બ્હાર કાઢો ! હૂણસેના આવે છે !

" જૂઓ, બરાબર જૂઓ ! કેવળ એક ક્ષણભરજ સૂર્ય વાદળાંમાંથી બ્હાર નીકળ્યો છે ! વૃદ્ધ સમ્રાટે સ્વર્ગગમન કર્યું, પણ ગોવિંદગુપ્ત અને સ્કંદગુપ્તે અશકત હાથોએ તલ્વાર પકડી નથી ! સામ્રાજ્યની ચઢતીનો સમય ફરી આવ્યો છે ! હૂણસેના રૂપી મહાપુર જ્યાંનું ત્યાં અટકયું છે ! બ્રહ્માવર્તમાં, શુભ્રગંગાના રેતાળ પ્રદેશમાં પડેલા શ્વેત હાડ—હગ એ વાતની સાક્ષી પુરે છે ! ગોપાદ્રિ પર્વતની તળેટીમાં પડેલા નાક વિનાનાં હૂણ સૈનિકોનાં માથાંજ શું કહે છે ?

" ઉત્તર પ્રદેશમાં શાંતિ ફેલાઈ ગઈ છે. હૂણો દેશમાંથી દૂર થયા છે. સ્કંદગુપ્ત સિંહાસન પર બેઠો છે !

" જૂઓ, ફરી, બરાબર જૂઓ ! પુનઃ હૂણો આવે છે ! ઉત્તર કુરૂનુ વિશાળ મેદાન મહાપૂરથી ઉભરાઇ ગયું છે ! ગાંધારની પર્વતમાલા એ પૂરનો જોશ અટકાવી શકતી નથી ! પુનઃ હૂણ આવે છે ! પરાજીત શત્રુ પાછો આવે છે ! પણ, બ્હીશો માં. સ્કંદગુપ્તે પોતાની રક્તતરસી તલ્વાર બેમ્યાન કરી છે. જૂઓ, તેનું નામ સાંભળતાંજ

હૂણસેના થથરી જાય છે!

"પણ હાય! સ્કંદગુપ્ત હોય તેમાં શું થયું? ઉત્તર તરફ વિશ્વાસઘાતકતા છે, આર્યાવર્તમાં કૃતઘ્નતા છે! પુનઃ હૂણ આવે છે! વીર હો! આત્મરક્ષણ, ને ધર્મરક્ષણ માટે કમ્મર કસો! દેવતા અને બ્રાહ્મણના સ્ત્રી અને બાળકના, મંદિર અને ખેતરના, રક્ષણ માટે જોરથી ધસો!

વિશ્વાસઘાતકતાએજ ભારત વર્ષનું સત્યાનાશ વાળ્યું છે! જૂઓ, બરાબર જૂઓ! સામ્રાજ્યનો સર્વ નાશ! બાયલા નરાધમ પુરગુપ્તે સિંહાસન બગલમાં ઘાલ્યું છે! હૂણોએ પ્રતિષ્ઠાનને ઘેરો ઘાલ્યો છે! સમ્રાટ પોતાના સૈન્ય સાથે કિલ્લામાં ઘેરાઈ ગયો છે. વિશાલ આર્યાવર્તમાં કોણ છે એવો વીર, કે જે સમ્રાટને સહાય કરવા દોડી આવે? કોઈ નહિ! ખરે, કોઇ નહિ!

"આગ લાગી! ભડભડાટ બળે છે! સૌરાષ્ટ્ર, આનર્ત, માલવ, મત્સ્ય મધ્યદેશ હૂણસેનાએ લગાડેલી આગથી ભસ્મીભૂત થાય છે! ક્ષુલ્લક મગધનું સિંહાસન લઇ દુષ્ટ પુરગુપ્ત સંતુષ્ઠ થયો છે! સમુદ્રગુપ્તનું સમુદ્ર જેવડું વિશાલ સામ્રાજ્ય, સમુદ્રના પૂરમાં મુઠ્ઠીભર ઘાસ તણાઇ જાય તેમ કયાંય તણાઈ ગયું!

"પ્રતિષ્ઠાનદૂર્ગમાં દશહજાર સૈનિકો છે, પણ દશહજાર ગાગર પાણી નથી! વૃદ્ધ સમ્રાટ પોતે પાણી લેવા જાય છે!

"શુભ્ર રેતાળ" પ્રદેશ લોહીથી લાલ બન્યો છે! હૂણસેનાએ તેનાપર હલ્લો કર્યો! હવે કેવી રીતે નિભાવ કરે? એક બાણ આવી સમ્રાટની દક્ષિણ ચક્ષુ ફોડી નાંખે છે, અને...અને.........

"સામ્રાજ્યની સેના પોતાના પ્રભુનું રક્ષણ કરવા ફરે છે! પણ, જેણે વિતસ્તા અને શતદ્રુને તીરે, શૌરસેનમાં અને બ્રહ્માવર્તમાં આર્યાવર્તની આબરૂનું રક્ષણ કર્યું, તે, તે વીરશ્રેષ્ઠ, તે નરકેશરી, તે માનવ–મારૂતિ પાછો આવ્યો નહિ—"

વૃદ્ધ ભટ્ટનું ગળું રૂંધાઈ ગયું. નેત્રોમાંથી ખળખળ વહી જતાં અશ્રુજલથી તેની છાતી ભિંજાઇ ગઇ. તેની પાસે બેઠેલો વૃદ્ધ લલ

પણ આંસુ વરસાવી રહ્યો હતો ! યશોધવલના કરમાયેલા ગાલ પર નદીઓ વહી રહી હતી ! પગથીયાં નીચે ઉભેલાં લતિકા અને ચિત્રા ડૂસકાં ભરી રહ્યાં હતાં !

ભટ્ટનું શૌર્યગાન સ્તંભ્યું. એક ઘટિકા સુધી બધાં સ્તબ્ધ બેસી રહ્યાં હતાં. પૂર્વદિશામાં અંધકાર થઈ ગયો હતો, બીજી દિશાઓ પર અન્ધકારનું ભ્રમસ્પટ પથરાવા લાગ્યું હતું. યશોધવલે કુમાર તરફ જોયું, તો તેનો ચ્હેરો સફેદ પુણી જેવો થઇ ગયો હતો ! તેનાં નેત્રો કોરાં હતાં-પરંતુ તેમાં એક પ્રકારની વિલક્ષણ ઉજ્જવલતા આવી હતી. શૂન્ય નેત્રોએ તે અંધકાર તરફ જોઇ રહ્યો હતો ! યશોધવલે બૂમ મારી, " વત્સ,—"

યશોધવલને કાંઇ ઉત્તર મળ્યો નહિ !

લલ્લ અચંબો પામ્યો, અને ઉઠીને તેણે કુમારના શરીરને સ્પર્શ કર્યો. પછી તેના સ્કંધ પર હાથ મૂકયો, અને બૂમ મારી, "કુમાર."

જાણે નિંદ્રામાંથી ચમકીને જાગ્યો હોય તે પ્રમાણે તેના તરફ જોતાં શશાંક બોલ્યો, " દાદા—"

" યશોધવલદેવે પૂછ્યું, " વત્સ, શાનો વિચાર કરતો હતો ? "

" સ્કંદગુપ્તનો ! તમે જે દિવસે પ્હેલાંજ પાટલીપુત્ર આવ્યા—"

" હા ! તે દિવસે શું થયું ? "

" કોઇને ન કહેવાનો મેં નિશ્ચય કર્યો હતો. પરંતુ ખેર તે દિવસે મને એક માણસે સ્કંદગુપ્તની વાત કહી હતી. "

" કોણે ? " સાશ્ચર્ય યશોધવલે પૂછ્યું.

" શત્રુસેને ! "

લલ્લ એકદમ બરાડી ઉઠયો, " સર્વ નાશ ! શત્રુસેનની અને તમારી શી રીતે મુલાકાત થઇ ? "

" દાદા ! તે દિવસે તમે ક્યાં હતા ? તમને શોધવાનો ઘણો પ્રયત્ન કર્યા છતાં તમે ન જડયા, તેથી ચિત્રા અને માધવની સાથે હું ગંગાના આરામાં રમવા ગયો, નહિ ચિત્રે ?! "

નેત્રો લૂછી ને ચિત્રા ઘાટપર આવી બેઠી હતી, તે કહેવાનું

અમે ભૂલી ગયા છીએ. માથું હલાવી તે બોલી હા, "હા"

યશોધવલે શાંતિથી પૂછ્યું, "વત્સ, તને શત્રુસેને શું કહ્યું ?"

"તેણે મને શું કહ્યું, તે સઘળું કાંઇ મારા ધ્યાનમાં નથી. પરંતુ મને સાંભરે છે તે પ્રમાણે એણે કહ્યું, કે "તું કદી સુખી નહિ થાય ! જેના પર તું વિશ્વાસ મૂકશે, તે તારો વિશ્વાસઘાત કરશે. તારો એક પણ મિત્ર, તારા પાસે ન હોય તેવે વખતે પરદેશમાં તું મૃત્યુ પામશે."

યશોધવલ ક્ષણભર વિચાર કરી રહ્યો હતો તેણે કહ્યું. "વત્સ વજ્રાચાર્ય શત્રુસેન બૌદ્ધસંઘનો એક અગ્રગણ્ય નાયક છે, તેમજ સાત્રાજ્યનો મોટો દુશ્મન છે. તેના શબ્દોમાં તલમાત્ર શ્રદ્ધા રાખીશ માં, અને તેની પાસે કદીયે જઇશ માં"

લલ્લ ચિંતાક્રાંત મુદ્રાએ બોલ્યો, "સરકાર, જ્યોતિષશાસ્ત્રમાં હોંશિયાર હોવા માટે વજ્રાચાર્ય બહુ પ્રખ્યાત છે, હોં !"

ખિન્નપણે સ્હેજ હાસ્ય કરી યશોધવલે કહ્યું, "લલ્લ, સ્વાર્થસિદ્ધિ માટે એ શા ઉપાય ન યોજે તેનો કાંઇ નિયમ નથી. માટે એનાથી તો વેગળા રહેવું સારૂં."

હવે અંધકાર સર્વ સ્થળે પૂરેપૂરો ફેલાઇ ગયો હતો. એટલામાં હાથમાં દીવો લઇને એક સેવક ત્યાં આવ્યો, અને કહેવા લાગ્યો, "યુવરાજશ્રીનું મહારાજે સ્મરણ કર્યું છે."

તત્ક્ષણ સર્વે ઉઠી રાજ્યગૃહ તરફ ગયાં.

## પ્રકરણ ૨ જું.

## નૌકાવિહાર અને એક ભયાનક સમાચાર !

મોટી મોટી નદીઓથી ઘેરાઇ ગયેલા બંગદેશ પર સવારી કરવા માટે પાયદળ અથવા તો અશ્વારોહી સેના કરતાંયે વહાણ અને જહાજોના કાફલાની વધારે જરૂર છે એ વાર્તા યશોધવલના ધ્યાન બ્હાર ન હતી. મગધદેશમાં તો આખું વર્ષ વહાણો ચાલી શકે

તેટલું ઉંડું વ્હેણુ એક પણ નદીમાં ન હતું ! આવા વિલક્ષણુ કારણુને લીધે મગધદેશના નાવિકોને લઇ બંગદેશ પર સવારી કરવી એ તદ્દન ભયાનક અને આફતકારક ધારીનેજ યશોધવલે ગૌડ દેશમાંથી કૈવર્ત જાતિના ખલાસીઓનો સમુહ એકત્ર કરી એક કાફલો બનાવ્યો હતો.

ગૌડદેશમાંથી આવેલા ઠીંગણા અને કાળા કૈવર્ત ખલાસીઓની નૌકા ચલાવવાની હોંશિયારી તથા દક્ષતા જોઇને પાટલીપુત્રના નાગરિકો અજાયબી માનતા. દરરોજ, સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી એકવાર ફરીથી સમૃદ્ધ અને જોરાવર બનેલા એ મગધ સામ્રાજ્યનો વહાણોનો કાફલો નૌકાચલન તથા સાગર યુદ્ધનો અભ્યાસ કર્યા કરતો. મગધ દેશના ખલાસીઓ, ગૌડ નાવિકોનું કૌશલ્ય અને ચાતુર્ય જોઇ હયરત પામી દાંતમાં આંગળાં કરડતા.

શશાંક—નરેંદ્રગુપ્ત, આપણે સોનેરી શિર વાળો બાલકુમાર જે હવે યુવરાજના નામનાજ પદ ઉપરથી ખરેખરો યુવરાજ બન્યો હતો. તે, મહાનાયક યશોધવલદેવ, અનન્તવર્મા, નરસિંહદત્ત અને લલ્લ ત્રીજે પ્હોરે વહાણોના આ કાફલાની કવાયતમાં ભાગ લેતા. કોઈ કોઇકવાર રાજા સમ્રાટ મહાસેનગુપ્ત પુરાંગનાઓ એટલે કે અંતઃપુર નિવાસિની સુન્દરીઓને સાથે લઇ, વહાણમાં બેસી સહેલ કરવા નીકળી પડતો. સુંદર ચાંદનીવાળી રાત્રીયે કુમાર પણ લતિકા ચિત્રા તથા ગંગાને ( પાઠકો સુપ્રસિદ્ધ નરવર્માના કુળમાં જન્મેલી યજ્ઞવર્માની કન્યાને ભૂલીનો નહિજ ગયા હોય ) લઇને નૌકા વિહારે નીકળતો. એ સમયે સમવયસ્ક યુવક—યુવતીઓનો મધુર હાસ્યધ્વનિ તથા અત્યન્ત કર્ણરોચક સંગીતના નાદથી નદી પરની પવન લહરીઓ પણ જાણે સ્તંભી જતી; વાતાવરણ પણ કલરવ કરી ઉઠતું.

કુમારની બાલ્યાવસ્થાની સખીઓ હવે મોટી થઇ હતી, અને તેમણે તારૂણ્યમાં પ્રવેશ કર્યો હોવાથી એકાદ પણ પ્રૌઢ સ્ત્રીને સાથે મોકલ્યા શિવાય મ્હાદેવી કુમારને નૌકા વિહાર કરવા જવા દેતાં નહિ. એવી પ્રૌઢ સ્ત્રી તરિકે બીજું કોઇજ નહિ, પરંતુ આપણી સુપરિચિત તરલાજ જતી.

ત્રણ વર્ષના આ ગાળામાં રાજ્યગૃહમાં તરલાએ પોતાના સારા સ્વભાવથી સઘળાની પ્રીતિ મેળવી હતી. સઘળાં ઘરકામમાં હોંશિયાર પ્રવીણ સદા સર્વદા હસમુખી અને મહેનતુ તરલા અંતઃપુરના દાસ દાસીઓમાં અગ્રસ્થાન મેળવે તેમાં કોઇ જાતનું આશ્ચર્ય છેજ નહિ. વસુમિત્રને બૌદ્ધ સંઘારામમાંથી છોડવી આણ્યા પછી યશોધવલદેવે તેને ફરી પાછી તેના સ્વામી–શેઠને ત્યાં જવા દીધીજ નહિ ! તે સમયથીજ તરલા રાજ્યગૃહમાં રહેલી હતી.

શ્રેષ્ઠીપુત્ર વસુમિત્ર પણ સંઘારામમાંથી છૂટકારો થયા પછી યશોધવલની હજુરમાં રહી હાલમાં નૌકાસૈન્યમાં એક ઉચ્ચ પદવી ભોગવી રહ્યો હતો. કુમાર, જ્યારે જ્યારે નૌકાવિહાર કરવા માટે નીકળતો, ત્યારે ત્યારે યશોધવલના હુકમથી તે પોતાની સાથે વસુમિત્રને લઈ જતો.

વર્ષાઋતુની આખરે ભાગીરથી છલ્લોછલ્લ ભરપૂર થઈ ગઇ હતી. નૌકાસૈન્ય સંપૂર્ણ રીતે તૈયાર થઇ ગયું હતું અને સમુદ્રયુદ્ધનું શિક્ષણ પણ પૂરૂં થઇ ગયું હતું. હેમંતઋતુની શરૂઆતમાં બંગદેશપર સવારી કરવાનું ઠરાવવામાં આવ્યું હતું. સામાન્ય સૈનિકોથી તે યશોધવલ પર્યંત સર્વ મનુષ્યો શીયાળાની રાહ ઉત્સુક હૃદયે જોઈ રહ્યા હતા.

વર્ષાઋતુમાં આખો બંગદેશ જલથી ભરપૂર મહાસાગર જેવોજ બની જતો. શરદઋતુમાં, વર્ષાકાળનું સઘળું પાણી વહી જવાથી, આખો દેશ કાદવથી ભરપૂર બની જતો. તેથી હેમન્તઋતુ આવ્યા પ્હેલાં બંગદેશપર સવારી કરવાનું કાર્ય દુર્ગમ તો શું પણ અશક્યજ હતું ! બંગદેશ પર કરવામાં આવનાર આ ચઢાઇમાં મળે, તે યશ અથવા અપયશ ઉપરજ સામ્રાજ્યનું ભવિષ્ય ડોલતું હતું. આથી યશોધવલ પોતાની અધીરતા તથા ઉત્સુક્તાને દબાવી દઇને પણ સવારી માટે અનુકૂળ આવે એવા વખતની રાહ જોઈ રહ્યો હતો.

શરદઋતુમાં અજવાળીયાની એક રાત્રી છે. આખી પૃથ્વીપર ચન્દ્રનાં અમૃતમય કિરણો, આનન્દ તથા ઉલ્લાસ વરસાવી રહ્યાં હતાં તથા સર્વ સ્થળે ચાંદની પ્રસરી રહી હતી.

પોતાની સહચરીઓ અને મિત્રોને લઇને કુમાર શશાંક નૌકા-વિહાર કરવા નીકળી પડયો હતો. નરસિંહદત્ત, અનન્તવર્મા, લતિકા માધવગુપ્ત, ચિત્રા, ગંગા તથા શશાંક, એટલાં નૌકાના તુતક પર શઢ આગળ બેઠાં હતાં; અને વસુમિત્ર, લલ્લ, તથા તરલા અંદરથી બેઠાં હતાં. સો, સવાંસો ગૌડ નાવિકો એકજ સરખા સંમિલિત સૂરમાં ગીત ગાતા આનંદથી હલેસાં મારી રહ્યા હતા.

ભગવાન રજનીનાથનાં કિરણો આખી પૃથ્વી ઉપર રૂપેરી લેપ અર્પી રહ્યાં હતાં! નદીના વિશાળ પ્રવાહના હજારો મોજામાં એ કિરણોનું પ્રતિબિંબ પડતું હતું: નૌકા ઝડપીલી ગતિથી નદીના પ્રવાહની સાથેજ નાચતી, દોડતી જતી હતી.

ચિત્રાનું વદન અતિશય ગંભીર ભાવોથી ઘેરાઈ ગયેલું દેખાતું હતું. તે તદ્દન દિલગીર ચ્હેરે બેસી રહી હતી. આવો સુન્દર ઉલ્લાસ ઉપજાવે એવો વખત, આવાં સમવયસ્ક સાથીઓ, આવું સુન્દર સ્થાન, એ સઘળાંની તેના ચિત્ત પર કશીય અસર ન થઇ હોય એમ લાગતું હતું. તેને બિલકુલ ઉલ્લાસ અથવા આનન્દ થતો ન હતો. સઘળાં યુવક યુવતિઓ તેને પ્રસન્ન કરવાનો યત્ન નિરાયશ કરી રહ્યાં હતાં! તેના ચિત્તની ઉદાસિનતા તથા ખેદ કોઇનાથી દૂર થઇ શકયાં નહિ! અને એ વિષણુતાનું ખરૂં ભયાનક કારણ શું તે પ્રિય પાઠકો, તમે જાણો છો? કારણમાં એટલુંજ, કે યુદ્ધમાં મનુષ્યહત્યા કરવી પડે છે, એવું તેણે હમણાંજ સાંભળ્યું હતું!

કુમાર શશાંક પરદેશ જશે, એ બ્હીકથી ચિત્રા દિવસે દિવસે સુકાતી જતી હતી. કુમાર જશે, તોયે તે સત્વરજ પાછો ફરશે, એવું સાંભળી તેનું સ્હેજ સમાધાન થયું હતું ખરૂં; પરંતુ આજે જે કોઇએ તેને કહ્યું હતું, કે યુદ્ધમાં તો સેંકડો માણસો મરે છે, લોહીની નદીઓ ચાલે છે, અને લાશના ઢગલાઓ રચાય છે! જે લોકો યુદ્ધ કરવા માટે જાય છે, તેઓ પાછા આવવાની બધીજ આશા ત્યજીને જાય છે!

આ સાંભળ્યું ત્યારથી ચિત્રાએ રડવું ચાલુ કર્યું હતું. તેણે યુવ-

રાજને પગે પડીને, 'હું કાંઈ તમને લઢાઇમાં નહિ જવા દઉં. તમે ના જશો, ના જશો,' એવીજ વિનતિ—હઠ જારી રાખી હતી. તારૂણ્યમાં પ્રવેશ કર્યો હોવા છતાં હજુયે ચિત્રા તો અલેલી બાલિકાજ હતી! બાલ્યાવસ્થાની સરલતા અને બાલિશતા હજુ તેનામાંથી ગઇ ન હતી! ચિત્રાની આ હઠ જોઇને સઘળાએ તેની ઘણીજ મશ્કરી કરી હતી, અને તેથી ક્રોધને લીધે, તથા અભિમાનના આવેશમાં, મુખમુદ્રા ગંભીર કરીને તે સ્તબ્ધ બેસી રહી હતી.

ચિત્રા કેટલોક સમય એમજ શાંત રહી. પછી એકદમજ તેણે યુવરાજને પૂછ્યું, "પણ તમે શા માટે લઢાઇ કરવાને જશો?"

સઘળા એકઠા થયેલા મંડળમાં નાનામાં નાનો, છતાં ગંભીરમાં ગંભીર એવો અનંતવર્મા તરત બોલી ઉઠ્યો, "અમે દેશ જીતવા જઇએ છીએ."

"પણ તમે દેશ જીતશો તેમાં શું વળશે?"

યુવરાજે ઉત્તર આપ્યો, "બીજો દેશ જીતાય, એટલે આપણું રાજ્ય વધે. રાજ્યના ખજાનામાં પુષ્કળ પૈસા આવે."

"પણ માણસો મરેકેની?"

યુવરાજે હસીને કહ્યું, "સો બસો મરેયે ખરાં!"

"જે માણસો લઢાઇમાં મરે, તેને દુઃખ થાય ખરૂંને?"

"હાસ્તો. તે વિના—"

ચિત્રા તરત બોલી ઉઠી, "ત્યારે તમે એને શા માટે મારો?"

"સામ્રાજ્યના પ્રજાજન હોવા છતાં, તેઓ સામ્રાજ્યના હુકમો ના કબુલ કરે છે, તેથી તેમને મારવાજ જોઇએ."

"સામ્રાજ્યના પ્રજાજન ન હોય એવાં માણસો છે ખરાં કે નહિ?" ચિત્રાએ પૂછ્યું.

"પુષ્કળ છે," શશાંકે કહ્યું

"તો પછી એટલા થોડાક લોકો સમ્રાટની પ્રજા ન થાય તો તેમાં શું થઇ ગયું?"

જરાક ગુંચવાડામાં પડી જતાં શશાંકે કહ્યું, "છટ છટ! એ

કેમ ચાલે ? ચિત્રા ! બંડખોર પ્રજાને સજા કરવી એ રાજાની ફરજ છે. બંડ દબાવી દેવામાં ન આવે તો પછી રાજાનું માન કેવી રીતે રહે ? યશોધવલદેવ હમ્મેશાં કહ્યાં કરે છે, કે જે રાજા પોતાનું માન જાળવી શકતો નથી, તેનું રાજ્ય ચિરસ્થાયી બની શકતું નથી ! ”

ચિત્રાથી વાદવિવાદ ચલાવી શકાયો નહિ, કાંઇ દલીલ આપી શકાઇ નહિ, તેથી જરા વધારે ગંભીર બનીને તે નિઃસ્તબ્ધજ બેસી રહી. એ જોઇ મસ્તીખોર નરસિંહદત્ત બોલ્યો, “ એવા માણુસના હાથમાં રાજ્યકાર્યભાર હોય, તો ‘ હાઆશ ’ કરીને બેસીજ રહીએ ! બિલ્કુલ પીડાજ નહિ ! ”

નરસિંહના આ શબ્દો સાંભળીને સઘળાં ખડખડ હસવા લાગ્યાં. પરંતુ એ હાસ્યધ્વનિ, અત્યન્ત ગંભીર વિચારોમાં મશગુલ થઇ ગયેલ ચિત્રાને કાને પણ પડ્યો નહિ ! તે બિચારી વિચારમાં પડી હતી, કે જેનું રાજ્ય આટલું બધું વિશાળ છે, તેણે રાજ્ય વધારવા માટે આટલી માથાફોડ શા માટે કરવી જોઇએ ? અને વળી બીજાં રાજ્યો લેતાં જ્યારે હત્યા કરવી પડે છે, તો પછી તે લેવાની જરૂરજ શું ? બહુ બહુ વિચાર કર્યાં છતાંયે, આટલી બધી મનુષ્યહત્યા કરીને તથા આટલી બધી ખૂનરેજી કરીને બીજાં રાજ્યો મેળવવાની જરૂર શી, તે કાંઇ ચિત્રાને સમજાયું નહિ !

એટલામાં અચાનક કાંઇક વિચાર આવવાથી ચિત્રાએ એક નાની શી ચીસજ પાડી. કુમારે ગભરાટમાં જ પૂછ્યું, “ કેમ શું થયું ? ”

ચિત્રાની બંન્ને આંખો આંસુડાંથી ભરાઇ ગઈ હતી. તે ગદ્‌ગદ્ સ્વરે બોલી, “ તમે જેમને મારવા જતા હશો, તે તમનેયે મારશે કેની ? ”

શશાંકે સ્હેજ હસીને જવાબ આપ્યો, “ હાસ્તો વળી. ”

“ ત્યારે તો તમારા માણુસોયે મરશે ! ”

યુવરાજે જવાબ દીધો, “ હાસ્તો; સેંકડો મનુષ્યોની હત્યા તો થાયજ ! એની કાંઇ હદ છે ? દુશ્મનના હથિઆરથી ઘાયલ થઇને

અનેક યોદ્ધાઓ હમ્મેશને માટે, આંધળા લુલા, પાંગળા બની જશે!"

કુમારના આ શબ્દોથી ચિત્રા થરથર કંપી ઉઠી! અસ્પષ્ટ સ્વરે તેણે પૂછ્યું, "ત્યારે તમે શું કરવા જાઓ છો?"

"ચિત્રે! અમે શા માટે જઇએ છીએ, તે હું જાણતો નથી. છેક જૂના પૂરાણા સમયથી જનસમાજમાં જે રીત ચાલી આવે છે, તેને અનુસરીનેજ અમે લઢાઈ પર જઇએ છીએ! સેંકડો લશ્કરીઓ મરી જશે, હજારો સિપાઇઓ જીવનભરને માટે અપંગ બની જશે, મરતાં મરતાં અને શાસ્ત્રના ઘા ઝીલતાં, ખમતાં કેટકેટલી વેદનાયે થાય, દુઃખ પણ થાય! કેટલાંયે લોકો અનાથ, નિરાધાર બની જાય! તોયે પણ ચિત્રા, યુદ્ધ પરતો અમારે જવુંજ પડે હો?" સ્હેજ ખિન્ન થઇને શશાંકે પ્રત્યુત્તર આપ્યો.

લતિકા આટલો સમય શાંત બેસી રહી હતી, તે હવે બોલી, "યુવરાજ, તમે જેને મારવા જાઓ છો તે તમારા સૈનિકોને મારશે, ત્યારે તમને પણ મારશે કે?"

"તક મળે તો મનેયે શા માટે છોડે? ખચીતજ તેઓ મને પણ મારી નાંખે."

લતિકા કશુંય બોલી નહિ. બિચારી ચિત્રા! તે તો રડું રડું થઈ રહી હતીજ, તેમાં કુમારના આ શબ્દોએ તો ભડકામાં ઘી હોમ્યું! એકવાર તેની સામે જોઇ ચિત્રાએ તો મોટેથી રડવું શરૂ કર્યું. પોતાનું મોઢું લતિકાના વક્ષઃસ્થલમાં છૂપાવી દઇ તેણે મોટેથી રડવા માંડયું! કુમાર, નરસિંહદત્ત વગેરેયે અનેક પ્રકારે તેનું સાંત્વન કરવાનો યત્ન કર્યો. પરંતુ ચિત્રાના ચિત્ત પર જે અસર થયેલી હતી તે દૂર કરવાને તેઓ શક્તિમાન થયા નહિ.

આવી સ્થિતિ થઈ પડવાથી તેમનો આનંદ કથળી ગયો. શરૂઆતમાં ચાંદની વાળી રાત્રીનો નૌકાવિહાર અતિશય આનંદ આપશે એવી કલ્પના અને આશા સર્વના ચિત્તમાં ઉત્પન્ન થઈ હતી; પરંતુ મૃત્યુની ક્રાંતિકારક કલ્પના આવીને ખડી થવાથી સઘળાંનાં મન શોક તથા દિલગીરીમાં ડૂબી ગયાં!

સઘળે શાંતિનું સામ્રાજ્ય ફેલાઇ ગયું! માત્ર ચિત્રાનાં ડૂસકાંજ એ અખંડ શાંતિનો ભંગ કરી રહ્યાં હતાં.

આ પ્રમાણે થોડો સમય ગાળ્યા પછી, ખેદયુક્ત ચ્હેરે કુમારે આજ્ઞા કરી, "નૌકા પાછી ફેરવો."

ખલાસીઓએ જહાજની દિશા બદલી.

અત્યાર સુધી વહાણને અતિશય જોરથી હંકારવામાં આવ્યાથી, તે શહેરથી ઘણે દૂર નીકળી ગયું હતું. વળી હવે નૌકાને જળપ્રવાહની વિરૂદ્ધ દિશામાં જવાનું હતું. આ કારણોને લીધે રાજ્યગૃહ પાસે આવી પ્હોંચતાં તેને ઘણી ઢીલ થઈ.

ચિત્રાના તથા લતિકાના પ્રશ્નોથી કુમારના મનમાં એક નવિન કલ્પના ઉત્પન્ન થઇ હતી. અત્યાર સુધી મૃત્યુના, કાળના કોળીયાનો ખ્યાલ તેના ચિત્તમાં કદીજ ઉદ્ભવ્યો નહતો. લડાઈમાં યમશરણ થઇ જવાની પૂરેપૂરી શકયતા રહે એ વાત હજુ તેની આગળ કોઇએ કરી નહતી—તેને પોતાને એની ખબર હતી પરંતુ તે બહુજ ઝાંખી, આછી, છાયા રૂપે હતી. કુમારે વિચારમાળા ફેરવવી શરૂ કરી.

"યુદ્ધમાં જય અથવા પરાજય મળે એ બનવા જોગ છે. આ વાત યશોધવલદેવે મને ઘણી વખત કહી છે પરન્તુ ફતેહ યા હાર એની સાથેજ મૃત્યુ પણ પ્રાપ્ત થાય છેજ, તેતો એમણે મને કહ્યુંજ નથી! મૃત્યુ! કાળ!! યમદેવ!!! મનુષ્ય કાળને વશ થયો એટલે પછી થઇજ રહ્યું! તેની જીવનની સઘળી આશાઓ, સર્વ સુખો, સર્વ આનંદ—વિલાસો તે સાથેજ બંધ! અરેરે! જે મનુષ્યો સવારીમાં આવશે, તેમાં ઘણાખરા સ્વદેશનાં દર્શન કરવાને ફરી નસીબવાન નહિજ થાય! પોતાનાં સગાંવહાલાંને ભેટવાની તક ફરી તેમને નહિજ મળે! રણાંગણ પર જેઓ મૃત્યુ પામશે, તેઓ પોતાનાં સ્વજનને, બાળકને, સ્ત્રીને ફરી કયાંથી જૂએ? નિરાધાર હાલતમાં, દારૂણ દુઃખથી તરફડતાં તરફડતાં પ્રિયજનોને સંભારતાં મરી જવું અને જલની તૃષા લાગતાં એક ઘુંટડો પાણી આપવાનેયે કોઇ ન હોય!

"કદાચિત્ મૃત્યુ મનેયે પોતાનો કોળીયો બનાવે! એમાં શું

અશક્ય છે ? લડાઇના મેદાન પર ઘાયલ થઇને હું પડી રહ્યો હોઉં અને મારૂં લશ્કર મને એકલો તરફડતો મૂકીને ચાલ્યું જાય ! તેમાં શું અસંભવિત છે ? અરે, વિજય પ્રાપ્તિના આનંદ-આવેશમાં જયધ્વનિ કરતા, દોડતા ઘોડેસવારોના હજારો ઘોડાની કઠણ ખરીઓના દબાણથી મારા આ સુન્દર મનોહર શરીરના રાઇ રાઇ જેવડા ટુકડા થઇ જાય ! એમાં શું નવાઇ હોય ? અરે, એવે સમયે મને મદદ કરવાયે કોઇ નહિ ! મને-મૃત્યુ-પ્રભો ! ”

કુમારથી છેલ્લા શબ્દો સ્હેજ મોટેથી બોલાઇ ગયા. પરંતુ સારે નસીબે કોઇનું એ તરફ ધ્યાન ન હતું. તેનાં નેત્રોમાં પણ આંસુડાં ચમકવા લાગ્યાં. પરંતુ તેયે કોઇના જોવામાં આવ્યાં નહિ !

સુમારે એક પ્હોર રાત્રી વીતી ગયા બાદ વહાણ પાછું પાટલીપુત્ર આવી લાગ્યું. તેમજ જ્યારે સઘળાં ગંગાદ્વાર સુધી આવ્યાં ત્યારે બીજા પ્હોરની ચાર પાંચ ઘડી વીતી ગઇ હતી. એ વખતે ગંગાદ્વારની આસપાસ ઘણી નૌકાઓ લંગર નાંખી પડેલી હતી વાંચનારે કલ્પ્યુંજ હશે, તેમ એ નૌકાઓ અંગદેશ પર ચઢાઇ કરવા માટેજ બાંધવામાં આવી હતી.

એ બધી નૌકાઓના કાફલાથી કેટલેક દૂર એક નાનું વહાણ ફર્યા કરતું હતું. તેમાં એક મોટો દીવો ભડભડાટ બળી રહ્યો હતો. તેમાંથી એક સંત્રીએ મોટેથી બૂમ પાડી, “ કોણ છે ? કોનું વહાણ ? ”

વસુમિત્રે જવાબ આપ્યો, “ સામ્રાજ્યનુંજ. ”

“ નૌકામાં યુવરાજશ્રી છે ? ”

“ હા. કેમ ? ”

પ્રતિહારે મોટેથી કહ્યું, “ યુવરાજને સન્દેશ પ્હોંચાડો, કે, ખુદ સમ્રાટશ્રી તથા મહાનાયક યશોધવલદેવે ત્રણ ચાર વાર એમની શોધ કરી હતી ! ઝટપટ બોલાવે છે માટે ઝડપથી રાજ્યગૃહ તરફ સિધાવો.”

યુવરાજ તો ઉપર જોઇ ગયા પ્રમાણે વિચારો કરવામાં મશગુલ થઇ ગયો હતો. તેની વિચારમાલા અનેક વલણ લઇ રહી હતી ! તે વિચારતો હતો, “ હું લડાઇના મેદાન પર મૃત્યુ પામું, તો વૃદ્ધ પિ-

તાશ્રીનું શું થાય ? સામ્રાજ્યનું શું થાય ? અરે, મારા પર અથાગ શ્રદ્ધા રાખી, પોતાના ઘડપણમાં જેણે રાજ્યકાર્યભારના ગુંચવાડા ભરેલા ક્ષેત્રમાં પ્રવેશ કર્યો, તથા મને કરાવ્યો તે દેવશ્રીનું શું થશે ? અને, અરે, મારી માતાનું શું ? મારા શિવાય તેને બીજું કોણ છે ? અને ચિત્રા—"

એટલામાં વસુમિત્ર કુમાર પાસે આવી ઉભો રહ્યો. પરંતુ પોતાના વિચારની ધુનમાં કુમાર પોતાને જોઇ શકતો નથી, એવું જોઇ તેણે તેની વિચારમાલામાંથી જગાડવાનું સાહસ કર્યું નહિ.

પરંતુ અનંતવર્માએ પૂછ્યું, "શ્રેષ્ઠી, સંત્રીએ શું કહ્યું ?"

વસુમિત્રે ઉત્તર આપ્યો, "એણે તો કહ્યું, કે સમ્રાટ અને યશોધવલદેવ કુમારને શોધે છે."

નિદ્રામાંથી ચમકીને જાગ્યા પ્રમાણે કુમારે એકદમ પૂછ્યું, "શું છે ? શું થયું ?"

વસુમિત્રે કહ્યું, "કુમાર ગંગાદ્વારનો નૌકા-સંત્રી કહે છે કે ખુદ સમ્રાટશ્રી અને દેવશ્રી તમારી શોધ કરી રહ્યા છે. અને રાહ જોઇ રહ્યા છે.'

એટલામાં તો વહાણ આવીને ગંગાદ્વારના પગથીયાં આગળ થોભ્યું હતું. કુમાર તરતજ નીચે ઉતર્યો.

નરસિંહે કહ્યું, "આ ચિત્રા તો રડતાં રડતાં ઉંઘીયે ગઇ."

માધવવર્માએ કહ્યું, "લતિકા પણ નિદ્રાવશ થઇ ગઇ છે."

એટલામાં કુમારને ઉદ્દેશીને લલ્લે કહ્યું, "કુમાર ઝટપટ જાઓ. અમે તો ધીરે ધીરે પાછળથી આવીશું."

છતાંયે વિચારશીલ ચિત્તને દિલગીર ચ્હેરે કુમાર ધીરે ધીરેજ રાજ્યગૃહ તરફ ગયો.

* * * *

નવિન રાજ્યગૃહના અન્દરના ભાગમાંના એક મહાલયમાં સમ્રાટ મહાસેનગુપ્ત, મહાનાયક યશોધવલદેવ, મહામંત્રી હૃષિકેશ શર્મા, તથા ગુપ્તવંશના અન્ય ઉચ્ચ અમલદારો જયરામગુપ્ત, હરિગુપ્ત વગેરે બેઠા હતા.

સઘળાના ચ્હેરા પર દિલગીરી અને ચિન્તાની રેખાઓ તદ્દન સ્પષ્ટ રીતે જણાઇ આવતી હતી. બધાયે શોક અને અશાંતિના સાગરમાં ડૂબી ગયાં હતાં! મહા પ્રતિહાર વિનયસેન પણ મુંગે મોઢે મહાલયની બ્હાર ચિંતાગ્રસ્ત થઇ સ્તબ્ધ ઉભો હતો. કેટલેક દૂર દંડધરો અને પ્રતિહારો પણ ઉભાજ રહેલા હતા. એટલુંજ નહિ, પરંતુ અંતઃપુર તરફથી તો કોઈક કોઈક વાર અસ્પષ્ટ આક્રંદધ્વનિ પણ સંભળાતો હતો!

કુમાર ગંગાદ્વાર તરફથી એક દંડધરની સાથે અંતઃપુરમાં આવ્યો. અનેક ભયભરી કલ્પનાઓ તથા વિચારોથી તે ગુંચવાઇ ગયેલોજ હતો, તેમાં અંતઃપુરમાંથી રડવાનો અવાજ સાંભળતાં તેના ગભરાટનો પાર રહ્યો નહિ. તેણે દંડધરને પૂછ્યું, "અરે, આમ બધાં રડે છે કેમ? શું થયું છે? તને કાંઇ ખબર છે કે?"

દંડધર વિનયથી બોલ્યો, "ના, સરકાર."

દૂરથી કુમારને આવતો જોઇ વિનયસેને અન્દર જઇ ખબર આપી, "મહારાજાધિરાજ કુમાર આવ્યા છે."

નીચે મોંઢેજ સમ્રાટે કહ્યું, "તેને અન્દર આવવા કહો."

બ્હાર જઇ કુમારને લઇ વિનયસેન પાછો આવ્યો. કુમારે પોતાના પિતાને પ્રણામ કર્યાં, અને પછી તે તેની સામે ઉભો રહ્યો તોયે સમ્રાટ તો સ્તબ્ધજ રહ્યો!

કેટલીક વારે હૃષિકેશશર્માએ કહ્યું, "મહારાજાધિરાજ, શશાંક કુમાર આવ્યા છે."

તોયે સમ્રાટ તો સ્થિરજ!

ત્યાં એકત્ર થયેલા સર્વના ચ્હેરાપરના વિષાદનું મૂળ કારણ ન સમજાવાથી કુમાર તો ગાંડા જેવો ત્યાંજ ઉભો રહ્યો!

આખરે યશોધવલે કહ્યું, "મહારાજ, શશાંક ક્યારનો આવીને ઉભો રહ્યો છે. તેને બેસવાની તો આજ્ઞા આપો!"

હવે પોતાનું મ્હોં ઉંચું કરીને સમ્રાટે કહ્યું, "શું કહું, દેવ, મને કાંઇજ સૂજતું નથી! અરેરે! આ શો સર્વનાશ! હવે શું થશે?"

યશોધવલે કહ્યું, "કુમાર, બેસો." પછી સમ્રાટ તરફ ફરી તેણે કહ્યું, "મહારાજ, હવે કહીજ નાંખો."

સમ્રાટે કહ્યું, "દેવ, શું કરૂં? મારી જીભ ઉપડતી નથી! અરેરે આવું થશે એમ કોણે ધાર્યું હતું?"

યશોધવલે કહ્યું, "જીભ ઉપડે કે ન ઉપડે પણ કહ્યા વગર બીજો ઉપાયજ નથી."

પછી કુમારને ઉદ્દેશીને તેણે કહ્યું, "કુમાર, આ સિંહાસન પર બેસો અને મહારાજ કહે તે લક્ષ્યપૂર્વક સાંભળો."

શશાંક એક આસન પર બેઠો.

## પ્રકરણ ૩ જું.

### "કહો, હું નહિ મરૂં!"

મ્હો ઉંચું કર્યા શિવાયજ સમ્રાટે કહ્યું, "વત્સ! આપણું સત્યાનાશ વળી ગયું છે! બાપુ, તારી ફોઇ મરણ પામી છે!"

આ વિલક્ષણ પણ ભયભર્યા સમાચાર સાંભળી શશાંક ચમક્યો. તે એકદમ બ્હાવરો બ્હાવરો બની ગયો! શું કરવું તે તેને સૂઝ્યું જ નહિ!

થોડીવારે યશોધવલ બોલ્યો, "મહારાજાધિરાજ! વખત ઘણો વિકટ છે ખરો, પરંતુ શોકમાંજ સમય નકામો ગુમાવવો એ સલાહ ભરેલું નથી. થાણેશ્વરથી પાટલીપુત્રની મુસાફરી ઘણી લાંબી અને પુષ્કળ દિવસની છે, છતાંયે થાણેશ્વરનું સૈન્ય તો ચરણાદ્રિદુર્ગ આગળજ છે. આથી સામ્રાજ્ય પર સવારી કરવા માટે પ્રભાકર વર્ધનને મોટો શ્રમ લેવો પડે તેમ નથી. મહારાજ! છોડીદ્યો સઘળો શોક, અને હાથમાં લ્યો હથિયાર! આ પ્રસંગજ એવો છે, કે આત્મરક્ષણ માટે સત્વર કામે લાગી જવું જોઇએ."

સમ્રાટે દિલગીરી ભરેલા સ્વરે કહ્યું, "યશોધવલ, સામ્રાજ્યના

રક્ષણનો હવે કોઇપણ ઉપાય મને તો જડતો નથી. થાણેશ્વરના સૈન્ય સાથે યુદ્ધ, એટલે આપણો પરાજયજ, એ ચોક્કસ છે. વૃદ્ધ અને બાલક, એ બેને કદીયે યુદ્ધમાં વિજય મળે ખરો કે ?"

યશોધવલે દૃઢ સ્વરે કહ્યું, "ઉપાય હો, વા ન હો, યત્ન તો કરવોજ જોઇએ. જે મનુષ્ય, ખુદ પોતાના રક્ષણ માટે પણ હાથપગનો ઉપયોગ કરતો નથી, તે આત્મઘાતી નહિ તો બીજો કોણ ?"

સમ્રાટ ગદ્‌ગદ્ સ્વરે બોલ્યો, "હાય ! મહાદેવીના મૃત્યુ પ્હેલાં હુંજ કેમ ન મરી ગયો ! તેમ થયું હોત, તો અરેરે, સામ્રાજ્યની દુર્દશા આ વૃદ્ધ આંખોને તો નજ જોવી પડતે !. પ્રભો આ શો કેર વર્તાવ્યો !"

રામગુપ્તે કહ્યું, "પ્રભો, શોક કરવો એ આ સમયે આપત્તિ કારકજ નિવડશે. હવે તો બને તેટલી ઝડપથી ચરણાદ્રિદૂર્ગ તરફ લશ્કર રવાના કરવું જોઇએ."

યશોધવલે તરત પૃચ્છા કરી, "રામગુપ્ત, ચરણાદ્રિદૂર્ગ જઇ પ્હોંચતાં સૈન્યને કેટલો વખત લાગે ?"

"ઘોડદળને તો ત્યાં જતાં ફક્ત ત્રણુજ દિવસ જોઇએ; પણ પાયદળ કોઇ પણ રીતે દશ દિવસથી ઓછા સમયમાં ત્યાં જઇ શકે તેમ નથી." રામગુપ્તે માગેલી માહિતી પૂરી પાડી.

સમ્રાટે પૂછ્યું, "કેટલું સૈન્ય મોકલશો ?"

યશોધવલે સ્હેજ વિચાર કરતાં કહ્યું, "ઓછામાં ઓછું દશહજાર તો જોઇએજ. પાંચહજાર પાયદળ અને પાંચહજાર સવારો !"

સમ્રાટ સ્હેજ ટટાર થઇ બોલ્યો, "ચરણાદ્રિ ગંગાતીરે આવેલો છે. તેથી દૂર્ગના બચાવ માટે નૌકાસૈન્યની પણ જરૂર પડશે."

"બંગદેશની સવારી માટે જે કાફલો તૈયાર કર્યો છે, તેમાંથી થોડોક ભાગ મોકલીશું, તો ચાલશે."

"છાવણીમાં આપણું કુલ સૈન્ય કેટલું છે ?" સમ્રાટે હરિગુપ્ત તરફ જોઇને પૂછ્યું.

હરિગુપ્તે જવાબમાં કહ્યું, "પંદરહજાર ઘોડેસવાર, પચીશહજાર

પાયદળ તથા પાંચહજાર નૌકાસૈન્ય "

"નવાં વહાણો કેટલાં છે ?"

"પાંચસોથી થોડાંક ઓછાં. તેમાંનાં બસો વહાણો મગધદેશના નાવિકો ચલાવે છે."

સમ્રાટે કહ્યું, "બંગદેશમાં ઘોડેસવાર લઈ જવામાં કશોય સાર નથી. આથી ચરણાદ્રિદુર્ગ તરફ દશહજાર સૈન્ય મોકલવામાં કાંઇ વાંધા જેવું નથી. પરંતુ તે બાજુ વધુ નૌકાસૈન્ય મોકલી શકાવાનું નથી; કારણ બંગદેશની સવારીમાં નૌકાસૈન્યનુંજ સઘળું કામ પડશે !"

યશોધવલે કહ્યું, "સરકાર, લગભગ બેહજાર ઘોડેસ્વારોની પણ જરૂર તો પડશેજ. કારણ કામરૂપનો રાજા શું કરશે અને શું નહિ, તે કાંઈ કહી શકાય નહિ. આથી બંગદેશમાં બે હજાર ઘોડેસવારો લઈ જવા પડશે."

"ખરૂં કહ્યું, યશોધવલ. આઠહજાર સવાર, પાંચહજાર પાયદળ અને ૨૦૦ વહાણો ભલે ચરણાદ્રિદુર્ગ તરફ હાલનેહાલ રવાના થઈ જાય મગધદેશના ખલાસીઓને બંગદેશમાં લઇ જવાથી કાંઇ વળશે નહિ. વારૂ, પણ ચરણાદ્રિનું આ સૈન્ય લઈને જશે કોણ ?"

યશોધવલે કહ્યું, "હરિગુપ્ત અને રામગુપ્ત શિવાય ત્રીજો કોઇ છેજ ક્યાં ? પણ એ બેમાંના એકની તો પાટલીપુત્રમાં ખાસ જરૂર છે."

સમ્રાટે કહ્યું, "ભલે ત્યારે હરિગુપ્તજ જાય—"

હરિગુપ્ત બંન્ને હાથ જોડી બોલ્યો, "મહારાજની આજ્ઞા મને શિરસાવંદ્ય છે. પરંતુ મહાનાયક યશોધવલના હાથ તળે ફરીથી એકાદ ચઢાઇ પર જવાની મને આશા અને ઇચ્છા હતી."

યશોધવલ કિંચિત હસ્યો, "હરિગુપ્ત! તમારી એ આશા પરમાત્મા સત્વરજ પૂર્ણ કરશે હોં !"

"કેવી રીતે ?"

યશોધવલે કહ્યું, "હજુ ઘણીએક સવારીઓનું કામ આપણેજ હાથ પર લેવાનું છે."

સમ્રાટે પણ તેના ટેકા રૂપે કહ્યું, "હરિગુપ્ત! મહાનાયકનું

કહેવું તદ્દન ખરૂં છે. ઘણાજ થોડા સમયમાં આપણને એટલી બધી સવારીઓની તૈયારી કરવી પડે એમ છે, કે તેમાં મોકલવા માટે વણી શોધ કરતાંયે સેનાપતિ જડવા મુશ્કેલ થઇ પડશે!"

હૃષિકેશશર્મા હજુ સ્તબ્ધજ બેસી રહ્યો હતો. પાકી વયને લીધે તેના કાન તદ્દન બ્હેર મારી ગયા હતા. ઉપર જે સંભાષણ વર્ણવવામાં આવ્યું છે, તેમાનો મોટો ભાગ તેના સાંભળવામાં આવ્યો જ ન હતો! તેણે હવે પૂછ્યું, " તમે સઘળાએ આખરે શું ઠરાવ્યું, તે કોઈ મને કહેશો?"

યશોધવલે તેના કાનમાં ખૂબ મોટેથી બૂમ પાડીને કહ્યું, " મહારાજાએ ઠરાવ્યું છે કે, આઠહજાર સવાર, પાંચહજાર પાયદળ અને બસો નોકા લઇ હરિગુપ્તે ચરણાદ્રિદુર્ગ તરફ હાલનેહાલ જવું. રામગુપ્તે નગર રક્ષણાર્થે અહિંજ રહેવું. બંગદેશની સવારી માટે બેહજાર ઘોડેસવારો જશે; કારણ કામરૂપના રાજાની વર્તણૂંકનું કાંઇ ધોરણ નથી. તે કેવું વર્તન ચલાવશે તે કાંઇ હમણાં સમજાતું નથી."

ડોસો ડોકું હલાવી બોલ્યો, " વાહ! બહુજ ઉત્તમ વ્યવસ્થા! પણ થાણેશ્વર માટે શી વ્યવસ્થા કરી?"

સમ્રાટેજ કહ્યું, " તે જે કાંઇ કરવાનું હશે, તે ચરણાદ્રિદુર્ગમાં રહીને હરિગુપ્તજ કરશે."

હૃષિકેશશર્મા બોલ્યો, " પ્રભો આ ડોસાના બડબડાટ માટે ક્ષમા કરશો. થાણેશ્વરની સેનાથી દેશનું રક્ષણ કરવા શિવાય એક બીજું પણ કર્તવ્ય આપણે બજાવવાનું છે. થાણેશ્વરનો રાજા સમ્રાટશ્રીને ભાણેજ થાય છે. તેણે પોતાની માતાના મરણ સમાચાર જણાવવા પાટલીપુત્ર ખાસ દૂત મોકલ્યો છે. તે દૂત પાટલીપુત્ર આવી પ્હોંચે તે પૂર્વેજ જો કે સમ્રાટશ્રી ભગિનીની સઘળી ઉત્તર ક્રિયા પતી ગ હશે ખરી, તોયે આ તરફથી કોઇ પણ એક રાજવંશી પુરૂષે થાણે શ્વર જવાની ખાસ જરૂર તો છેજ."

સચિવની આ યોગ્ય સૂચના સાંભળી રામગુપ્ત, હરિગુપ્ત, યશે ધવલ આદિ અમાત્યોએ તેની ખૂબ પ્રશંસા કરી. સમ્રાટે કહ્

"પ્રધાનજી આપની આ સૂચના બહુજ યોગ્ય અને સલાહ ભરેલી છે ખરી; પણ આવે સમયે થાણેશ્વર હું કોને મોકલું? જો કોઈ દૂરના સગાને મોકલું, તો પ્રભાકરવર્ધન તેને પોતાનું અપમાન લેખશે!"

હૃષિકેશે કહ્યું, "દૂરનું સગું હોય એવું કોઇ માણસ તે તરફ મોકલવું એ તો બહુજ અનિષ્ટ થઇ પડે કારણ, જો તેમ કરીએ, તો તો યુદ્ધાગ્નિ પ્રજ્વલી ઉઠતાં બિલકુલજ વાર લાગે નહિ! યુવરાજ શશાંકને તો પ્રભાકરવર્ધન સાથે અણબનાવજ છે, એટલે તેને પણ મોકલાય તેમ નથી. સઘળી બાબત લક્ષ્યમાં લેતાં કુમાર માધવગુપ્તને મોકલ્યા શિવાય છૂટકો નથી, એમજ મારા ધ્યાનમાં આવે છે."

સમ્રાટ એક ઉંડો નિઃશ્વાસ મૂકીને બોલ્યો, "પણ માધવ તો હજુ બાળકજ છે!"

"મહારાજાધિરાજ, આવે ભય ભરેલે સમયે બાળકને મોકલવામાંજ ખૂબી રહેલી છે. એથી ટંટા–બખેડાનું નિવારણ થાય છે."

"ત્યારે તો ઠીક. માધવ તો જશેજ, પણ તેની સાથે બીજું કોણ જશે?" સમ્રાટે બીજો સવાલ ઉઠાવ્યો.

યશોધવલે કહ્યું, "માધવની સાથે એકાદ પ્રૌઢ અને સુજ્ઞ વિચારવાન મનુષ્યે જવાની જરૂર છેજ. નારાયણશર્મા માધવગુપ્તની સાથે જવા તૈયાર થશે?"

નારાયણશર્મા હાથ જોડી બોલ્યો, "મહારાજાધિરાજની આજ્ઞા થયે, આ વૃદ્ધ વયમાં હથિયાર ધારણ કરી યુદ્ધમાં જવાનેયે તૈયાર છું, તો પછી થાણેશ્વર જવામાં શી હરકત?"

સમ્રાટ માથું હલાવી બોલ્યો, "ઠીક! ત્યારે એટલું ચોક્કસ, કે કુમાર સાથે મહા ધર્માધિકારી જશે."

હૃષિકેશે બધું સાંભળ્યું નહતું. તેણે પૂછ્યું, "કેમ પછી મેં કહી તે બાબત શું ઠરાવ કર્યો?"

યશોધવલે તેને સંભળાય–સમજાય તેવી રીતે કહ્યું, "કુમાર માધવગુપ્ત, તથા મહા ધર્માધિકારી થાણેશ્વર જશે."

હૃષિકેશ શિર હલાવી બોલ્યો, "બહુ મજાનું! પણ યશોધવલ,

હરિગુપ્ત ચરણાદ્રિદુર્ગ તરફ જશે, નારાયણશર્મા થાણેશ્વર જશે, રામગુપ્ત નગર રક્ષા માટે અહિંજ રહેશે, હું તો ખરતું પાન એટલે નકામોજ, ત્યારે તમારી સાથે સવારીમાં કોને લઇ જશો ?"

યશોધવલે કહ્યું, "સેનાપતિની શી ખોટ છે ? નરસિંહ, માધવ, યુવરાજ શશાંક બીજું તો કોણ, પણ નાનોશો અનંતવર્મા પણ યુદ્ધ કરવામાં નિપુણ થઇ ગયો છે ! બંગદેશની સવારીમાં એ લોકોજ મારા વૃદ્ધના હાથપગનું કામ કરશે. જો સામ્રાજ્યનું રક્ષણ થવાનું હશે, જો પુનઃ બંગદેશપર ગુપ્ત સામ્રાજ્યનો વિજયવંત ગરૂડધ્વજ પાછો ફરકવાનો હશે, તો તે તરૂણો–યુવાનોને હાથેજ ! આપણે તો ખરકાં–ખરતાં પાન ! આપણે માટે હવે તો માયાજાળ સંકેલી વિશ્રાંતિ લઇ પ્રભુભજન કરવાનો કાળ ! ભવિષ્યકાળનાં કાર્યો એમના હાથમાં સોંપી, તે સારી પેઠે થાય છે, એટલું આપણાથી જોવાય, એટલે પરમાત્માની ઘણી કૃપા થઇ સમજવી."

હૃષિકેશશર્મા ડોલતો બોલ્યો, 'બહુજ ઉત્તમ ! તમારા સઘળા હેતુ પૂર્ણ થાઓ, એવો મારો આશિર્વાદ છે."

યશોધવલે કહ્યું, "મહારાજ, હવે ઢીલ કરવામાં કાંઇજ સાર નથી. હરિગુપ્ત આજે રાત્રેજ જાય તો ઠીક."

સમ્રાટે કહ્યું, "ઠીક છે હરિગુપ્ત ! તમે તૈયાર રહો, અને આજે રાત્રેજ તમારા સૈન્યને કૂચ કરાવો."

હરિગુપ્ત સપ્રણામ રજા લઇ ગયો.

સમ્રાટે વિનયસેનને કહ્યું, "તું હમણાંને હમણાં છાવણી તરફ જા અને અંગ તથા તીરભુક્તિ જનારૂં સૈન્ય આજ રાત્રેજ હરિગુપ્ત સાથે ચરણાદ્રિદુર્ગ તરફ જવાનું છે, માટે આઠહજાર સવાર અને પાંચહજાર પાયદળ તે માટે તૈયાર રાખવાનું સેનાપતિને કહે. બાકીનું સૈન્ય હમણાં અહિંજ રહેશે."

વિનયસેન પ્રણામ કરી ગયો.

સમ્રાટે પુનઃ કહ્યું, "રામગુપ્ત, મગધના નાવિકોની બાસો નૌકાઓ હરિગુપ્ત સાથે જવાની છે, તેને તૈયાર રહેવાની આજ્ઞા તમેજ

જાતે આપી આવશો ? "

નમન કરી રામગુપ્ત વિદાય થયો.

રાત્રી ઘણી વીતી ગયેલી જોઇને સમ્રાટની રજા લઇ હૃષિકેશશર્મા તથા નારાયણશર્મા પણ ગયા. યશોધવલ અને શશાંક પણ બ્હાર આવ્યા.

યશોધવલે પૂછ્યું, " વત્સ, હું આ તંબુ તરફ જાઉં છું, સૈન્ય જાય છે, તે જોવા આવવું છે ? "

" આર્ય ! હું તો તદ્દનજ—" શશાંક આગળ બોલ્યો નહિ.

" ઠીક છે. જા તું હવે ઉંઘીજા. " યશોધવલ ગયો.

યશોધવલ બહાર જતાંજ, ચિત્રા ત્યાં દોડતી દોડતી આવી. અને યુવરાજને વળગી પડી કહેવા લાગી, " કુમાર, તમે તો લઢાઇ પર નથી જતાને ? "

સાશ્ચર્ય કુમારે પૂછ્યું, " કેમ ? "

" હરિગુપ્ત જાય છે ને સવારી પર ? "

" તેં ક્યાંથી સાંભળ્યું, ચિત્રા ? "

" હું તો મહાલ પાસે ઉભી રહી બધુંજ સાંભળતી હતી ! "

" તું ઉંઘીજ નથી કે ? "

" ના બળ્યું, મને ઉંઘજ ક્યાં આવે છે ? તમે લઢાઇપર જશો એ સાંભળી, કુમાર, મને કાંઇ કાંઇ થાય છે હોં ! "

" એ વાત સાંભળતાં તો કેટલાયે દિવસ વિત્યા ! "

" પણ લઢાઈમાં માણસો મરે છે, એ વાર્તા તો તમે મને બિલકુલ કહીજ નહોતી ને ? "

મગધતના દરબારમાં આવ્યા બાદ કુમારને મૃત્યુની કલ્પનાનું વિસ્મરણ થયું હતું. ચિત્રાનું કથન સાંભળી પુનઃ તે કુચિંતાઓએ તેના ચિત્તપર ઘેરો ઘાલ્યો. ચિત્રા સાથે કાંઇ ન બોલતાં, કુમાર કાંઇક વિચારમાં મશગુલ થઇ ગયો.

ચિત્રાએ, આ જોઇ બુમ મારી, " કુમાર—"

" કેમ, ચિત્રા ! "

" કહોની વ્હાલા ! તમે લઢાઇ પર નહિ જાઓને ? "

" ચિત્રા, ગાંડી ! પિતાની આજ્ઞા મારાથી ઉલંઘાય કે ? "

" ત્યારે, શું તમારા પિતા સ્વેચ્છાથી તમને કાળના પંજામાં સપડાવશે ? " ચિત્રાએ એક વિચિત્ર પ્રશ્ન પૂછયો.

ખિન્નતાથી હસીને કુમાર બોલ્યો, " એમ તે બને ? પિતા મને સ્વેચ્છાથી તે મરવા દે ખરા કે ? "

" ત્યારે તમે નહિ મરોને, કુમાર ? "

કુમાર ખડખડ હસી પડતાં બોલ્યો, " મરણ કાંઇ કોઇની ઇચ્છા પ્રમાણે થાય છે કે ? "

પણ ચિત્રાએ કાંઇ એ સાંભળ્યું નહિ. તેતો બોલી, " ના, પણ વ્હાલા ! કહોની કે હું લઢાઇમાં નહિ મરૂં ! "

કુમાર હસતાં બોલ્યો, " વારૂ ત્યારે ભાઈ નહિ મરીએ. "

" ના. એમ નહિ ચાલે ! લ્યો મારા સોગંદ જોઉં ? "

" જો આ તને સ્પર્શ કરી શપથ લઉંછું, કે બંગદેશના યુદ્ધમાં હું નહિ મરૂં. " ગંભિર મુખ ભાવ ધારણ કરી કુમારે કહ્યું.

" ના પણ વ્હાલા ! તમે પાછા આવશોને ? "

" ક્યાં ? "

" કેમ ક્યાં ? મારી પાસે ! પાટલીપુત્રમાં ! "

" લે તને સ્પર્શ કરી સોગંદ ખાઉં, પછી કાંઇ છે ? હું જરૂર બંગદેશના યુદ્ધમાંથી તારી પાસે, પાટલીપુત્રમાં પાછો આવીશ. હવે ચયું ? "

આ પ્રમાણે મનોરથ પૂર્ણ થતાં ચિત્રા શાંત થઇ. પછી બંન્ને એક બીજાનો હાથ પકડી મહાદેવીના શયનગૃહ તરફ વળ્યાં.

કેવાં એ બાલક હૃદય ! નિર્દોષ, મધુર આનંદમય ! ભલે તમે રહો આનંદમાં, પણ—

આ વિશ્વના વિસ્તારમાં ધાર્યું બને કિરતારનું,<br>
ધાર્યાં કરે છે માનવી, થાતું નહિ તલ ભારનું !

## પ્રકરણ ૪ થું.

### પ્રપંચજાળ.

બે પ્રહર રાત્રી વિતી ગઇ હતી. નગરના દરેક દુર્ગદ્વારમાંથી પ્હોરે પ્હોરે વાગતી નોબત વાગવા લાગી હતી. રાજ્યધાનીમાં સર્વત્ર શાંતિ અને નિઃસ્તબ્ધતા સંપૂર્ણપણે વ્યાપી રહ્યાં હતાં. આખું નગર ગાઢ નિદ્રામાં મશગુલ થઇ ગયું હતું !

એક નાનકડા રસ્તાની બાજુપર આવેલી એક દુકાનમાં તેલનો દીવો ઝાંખોજ બળી રહ્યો હતો. દુકાનમાં બેસીને દુકાનદાર બાઇ પાનનો ડૂચો ચાવતી ચાવતી એક પુરૂષ સાથે વાતચિત કરી રહી હતી.

પેલા પુરૂષે વાતમાંને વાતમાં કહ્યું, "હું કાંઈ ઝાઝા દિવસ રહેવાનો નથી. હવે ઝટપટજ સ્વદેશ પાછો ફરીશ. મને આવ્યાને કેટલા બધા દિવસ થઇ ગયા ! જો વધારે ઢીલ થાય, તો પછી મારા શેઠ મારા પર ગુસ્સે થયા વગર નહિ રહે."

તે સ્ત્રી પ્રેમચેષ્ટા કરતી બોલી, "બળ્યું પુરૂષો બધાજ નિષ્ઠુર ! જો તમને તમારા દેશપર આટલો પ્રેમ હતો, તો બળ્યું, તમે પરદેશ આવ્યાજ શું કરવા ? અને વળી આવ્યા તો આવ્યા, પણ એમ ફસાવવી હતી, તો મારી સાથે ઓળખાણ કેમ પાડી ? એ ગમે તેમ કહો—તમે પુરૂષની જાતજ ખરાબ—બધાજ પત્થર જેવા હૃદયવાળા—કઠણ !"

"મલ્લિકા, તું મારા પર ચિઢવાઇ છે, કેમ ? પણ તું જાણે છે કે મારાથી તારા વિરહની વેદના વધુ સહન કરાવાની નથીજ. કાળ ગયે પણ એમ બનવું અશક્ય ! હું જરૂર એક વર્ષમાં તો પાછો ફરીશ."

"જાઓ, જાઓ ! બળ્યો તમારો કોલ, ને બળ્યું તમારૂં વચન !"

"મલ્લિકે ! ખરેખરજ, તારા પોતાના સોગંદ લઇને કહુંછું, કે આવતી શરદ્ ઋતુ પ્હેલાં હું તારી સેવામાં હાજર થઇશ."

પરંતુ તેના શબ્દો તરફ તલમાત્ર પણ ધ્યાન ન દેતાં, મલ્લિકા તેના તરફ પીઠ ફેરવીને બેઠી. પેલો પુરૂષ એક લાકડાના બાજઠ પર

બેઠેલો હતો, તે પોતાની પ્રિયાની રીસ જોઇને પોતાની જગાએથી ઉઠ્યો અને તે સ્ત્રી—જે આપણી સુપરિચિત મલ્લિકા છે, એમ વાચકોએ જાણ્યું છેજ,—ના તરફ જવા લાગ્યો. એટલામાંતો રસ્તામાં કોઇ મનુષ્યનાં પગલાંનો અવાજ તેમને કાને આવી અથડાયો. તરતજ પેલો પુરૂષ ઝટપટ જઇને પોતાને સ્થાને બેસી ગયો. મલ્લિકાએ પણ પોતાનો મોરચો પૂર્વવત્ ફેરવી દીધો.

એટલામાં એક સૈનિક દુકાનમાં આવી, મલ્લિકાને કહેવા લાગ્યો, "મલ્લિકા, તારૂં જે લ્હેણું મારા પર નીકળે છે, તે આપવા માટે હું આવી પ્હોંચ્યો છું. તારી દુકાન તો હજુયે ખુલ્લીજ છે ને ? મને તો લાગતું હતું, કે તું ઉંઘીયે ગઇ હશે અને ઘોરતી હશે ! તને બૂમ મારી મારીને ઉઠાડવી પડશે એમજ મને તો લાગ્યું હતું હોં !"

મલ્લિકા હસીને બોલી, "ત્યારે તમે આ રાંકડી મલ્લિકાને ભૂલી ગયા નથી કે ? કોઇ કોઇ વેળા તમને યાદ આવું છું ખરી કેમ ? પણ આટલી ઉતાવળ કરવાની શી જરૂર હતી ? એમાં શું મોડું હતું ? કાલે સવારે આવ્યા હોત તો નહિ ચાલતે ?" મલ્લિકાએ એટલી રાત્રીએ આવવાની તસ્દી લીધા માટે તે સૈનિકને લટકા સાથે નરમ ઠપકો આપવાનો ડોળ કરી કહ્યું.

"મલ્લિકે ! અમારે હમણાંને હમણાં શહેર છોડી જવાનુ છે. રાત્રેજ સેનાપતિએ આવી, અમને તૈયાર રહેવાની આજ્ઞા આપી દીધેલી છે; બે પ્હોર રાત્રી વિત્યેજ કૂચ કરવાની હતી હોં ! પણ કાંઇક કારણોસર જરા મોડું થયું ! હવે ત્રીજે પ્રહરે તો જરૂરજ કૂચ શરૂ થશે." પેલા સિપાઇએ પોતાનું કારણ દર્શાવતાં રાજ્યનો ગુપ્ત ભેદ ફોડી દીધો.

"અરે, પણ તમે ઉભા કેમ રહ્યા ? જરા બેસોતો ખરા !"

સૈનિકે કહ્યું, "મને એક પળની પણ ફુરસદ નથી. મારે હજુ બે ત્રણ ઠેકાણે જવાનું છે."

મલ્લિકા, છણકો કરતાં બોલી, "ઠારે, બળ્યું, અહિં આવવાનું કામજ શું હતું ? જ્યાં જવું હોય ત્યાં જઈ આવીને પછીજ આપ-

વા આવ્યા હોત તો શું ? મને તો હતો બા વિશ્વાસ ! ”

સૈનિક જરા નરમ પડી જઈ આજીજી રૂપે બોલ્યો, “ છટ્ છટ્ ! મલ્લિકા ! એ પ્રમાણે ગુસ્સો કરીશ માં. ખરેખર આજે મારે દોડધામ કરવાની છે, એટલે હું બેસુંજ કેવી રીતે ? પણ તારૂં લ્હેણું શું નીકળે છે તે જરા કહી દેને ! ”

“ હવે, બચ્યું આપવું હોય તે આપ્યું ! બહુતો વળી પન્દર સોળ દ્રામ થશે, એજ કે બીજું ? ”

સૈનિકે તરતજ એક સુવર્ણમુદ્રા મલ્લિકાના શરીર તરફ ફેંકી. તે હાથમાં લઇને તેણે દીવાના પ્રકાશમાં બરાબર તપાસી જોઈ. તરત જ આશ્ચર્યચકિત થઈ તે બોલી, “ હાય, હાય ! આતો દિનાર છે ! એકદમ નવોજ દિનાર ! એ તમને કયાંથી મળ્યો ? ”

સૈનિક હસતાં હસતાં બોલ્યો, “ બ્હીશ માં, બ્હીશ માં. એ કાંઈ બનાવટી સિક્કો નથી હોં ! અહિંથી કૂચ કરવાનો હુકમ મળ્યો, તે સાથેજ અમને ત્રણત્રણ મહિનનો પગાર મળ્યો છે. ”

“ પણ તમે આ પ્રમાણે જાઓ છો કયાં ?

“ તે કાંઈ, મલ્લિકા, મારાથી કહેવાય એમ નથી ! અમને તેમ કરવાની સખત મનાઈ કરવામાં આવી છે ! ”

મલ્લિકાએ મ્હોંનો તોબરો ચઢાવી, ચાર દ્રામ સૈનિક તરફ ફેંકી છણકો કરી કહ્યું, “ વારૂ ત્યારે પધારો. ”

“ અરે, પણ આ શું ? મલ્લિકા, તું મારા પર ઘણીજ ગુસ્સે થયેલી દેખાય છે ને ! ” પેલા સૈનિકે મલ્લિકાનો ઢોંગ જોઇ કહ્યું.

મલ્લિકા સૈનિક તરફ આડી આંખે જોઇને બોલી, “ પણ મારા ગુસ્સાના શા ભાર ? તેનાથી તમને થોડોજ કાંઇ નફો ટોટો છે ? કયાં જવું છે તે કહેવામાં અટલો અવિશ્વાસ તો પછી મારા મુખા ક્રોધની તે શી દરકાર ? ”

“ પણ મલ્લિકા, નાનાં બચ્ચાંની પેઠે આમ રીસાતી શું હઇશ ? કયાં જવાનું છે, તે ગુપ્ત રાખવાનો સખત હુકમ કરવામાં આવેલો છે, પણ તારાથી તે શું ગુપ્ત રાખું ? લે, સાંભળ, તને કાનમાં કહું. ”

આમ કહી પેલો લશ્કરી સ્હેજ આગળ વધ્યો, અને મલ્લિકાના કાનમાં તેણે બહુજ ધીરે સ્વરે કંઇક કહ્યું. એ શબ્દો એટલે ધીમે સ્વરે બોલાયા હતા, કે પાસે બેઠેલા પેલા પુરૂષને પણ તેમાંનો એક અક્ષર સંભળાયો નહિ.

આખરે, મલ્લિકાએ "વારૂ ત્યારે જાઓ–" એમ કહી હસતાં હસતાં સૈનિકને આગળ હડસેલ્યો, તથા પેલા દ્રામ લઇને તે સૈનિક પણ ત્યાંથી હસતો હસતો ચાલી નીકળ્યો.

પેલો પુરૂષ તો હજુ નિઃસ્તબ્ધપણે પેલા બાજઠ પરજ બેસી રહ્યો હતો. સૈનિક ચાલ્યો જતાંજ મલ્લિકા તેના તરફ ફરી:

પેલા પુરૂષે તરત તેને કહ્યું, "આ શું થયું અલિ? તારી હાસ્ય નદીને એકદમ ઓટ કેમ આવી?"

મલ્લિકા કશું બોલી નહિ. એટલે તે ઉઠ્યો, અને તેના મસ્તકનો સ્પર્શ કરી તેણે શરદ ઋતુ પૂર્વે આવી પ્હોંચવાના સોગંદ લીધા. એકદમ મલ્લિકાના ચ્હેરા પર પ્રસન્નતાની રેખાઓ છવાઇ ગઇ. એ આપણી લુચ્ચી મલ્લિકાજ કેની? વિનયસેને મહાદેવીના દરબારમાં જેને ગોદા માર્યાં હતા, તેજ એ મલ્લિકા! પોતાની સાત પેઢીનો પરિચય આપવાને તૈયાર થયેલી કાળિકાની પુત્રી એજ મલ્લિકા! પછી પૂછવુંજ શું?

મલ્લિકાનો રોષ ઉતરી જતાંજ, તે પેલા પુરૂષ સાથે ફરી વાર્તાલાપ કરવા લાગી. વાતમાંને વાતમાં એ પુરૂષે પેલા સૈનિકની વાત કાઢી તેને વિષે અનેક પૂછપરછ કરી લીધી, તથા અમૂલ્ય માહિતી મેળવી. પરંતુ તે ક્યાં જવાનો હતો, એ વિષે તેણે પ્રશ્ન પણ પૂછ્યો નહિ!

સૈનિક ગયા પછી લગભગ બે ઘડી વીતી ગઇ, એ પુરૂષ પણ ઉઠ્યો, અને જવા લાગ્યો.

"તમે વળી ક્યાં જાઓ છો?"

"દક્ષિણ દુર્ગદ્વાર આગળ રહેનાર મારા એક મિત્રને ઘેર. હું મારી એક કિંમતી વસ્તુ ભૂલી આવ્યો છું. જો તેને હાલનેહાલ શોધી

ન મળ્યું, તો પછી તે મળવીજ મુશ્કેલ !"

"પરંતુ આજે રાત્રે તમે ન જાઓ તો ઠીક."

"કેમ વારૂ ?"

"રસ્તે ચોરનો ભય છે."

"મારી પાસે હથિયાર છે."

"તો સાવધતાથી રાત્રે જજો. રાત્રે પાછા આવશો કેની ?"

"હા. જરૂર."

મલ્લિકાની દુકાનમાંથી નીકળી તે પુરૂષ સત્વર એ ગલીની બ્હાર નીકળી ગયો, અને ધોરી રસ્તાપર આવી લાગ્યો. પછી એ રસ્તેથી તે દક્ષિણ દિશા તરફ ઝટપટ ચાલવા લાગ્યો. આ પ્રમાણે ચાલતાં, બે ચાર વાર તેણે પોતાના કાન માંડી, કોઇએ પોતાનો પીછો લીધો છે કે નહિ, તેની તપાસ કરી; અને તેની ખાત્રી થતાંજ રાજમાર્ગ છોડી તે પશ્ચિમદિશા તરફ જવા લાગ્યો. અનેક અંધારી ગલીકુંચીઓમાં થઇને તે આખરે પશ્ચિમ કોટ આગળ આવી લાગ્યો. હજુયે દ્વાર ઉઘાડુંજ હતું, અને રસ્તાપર મોટી મોટી મશાલો બળી રહી છે, તેમજ ઘોડેસવારોની ટુકડીઓ તે દરવાજામાંજ શહેર બ્હાર જાય છે, એવું તેની નજરે પડયું. તે વેળા દરવાન કોઇને નગર બ્હાર જવા દેતો નહતો. કોટ આગળ ઉભા રહીને કેટલાયે નાગરિકો કુતુહલ તથા આનંદથી સૈન્યની કૂચ જોઇ રહ્યા હતા.

તેઓમાંના એકને આપણા આ પુરૂષે પૂછ્યું, "આ સૈન્ય ક્યાં જાય છે, તે તમને કાંઇ ખબર છે ખરી ?"

"ના, ભા. તે વિષે તો કાંઇજ જણાયું નથી." નિરાશામય ઉત્તર મળ્યો.

આથી તે પુરૂષ પેલા નાગરિકોના ટોળામાં ભળી જઇને, સૈન્યની કૂચ તરફ નિહાળીને જોતો ઉભો રહ્યો. ઘોડેસવારોની ટુકડીઓ એક પછી એક શહેર બ્હાર નીકળી જતાંજ, છેવટે, કેટલાક સેનાપતિ ધીમે ધીમે ઘોડા ચલાવતા આવતા હતા. તેમાંના એક તરૂણ સૈન્ય નાયકે, પોતાની પાસેના એક પ્રૌઢ નાયકને પૂછ્યું, "આ લોકો

ચરણાદ્રિદુર્ગ તરફ સૈન્ય મોકલવાની શી જરૂર હતી. તે કાંઇ મને સમજાતું નથી !"

કિંચિત્ હાસ્ય કરીને પેલો પ્રૌઢ સૈન્યનાયક બોલ્યો, "અરે. એથી તો લોકોમાં કહેવત છે, કે 'છોકરાં સાથે છાશ ન પીવી'! કોઇ દિવસ તરૂણો અને બાળકોને કાંઇ ગુપ્ત બાબત ન કહેવી ! આ હમણાંજ સેનાપતિએ જે હુકમ કર્યો તે તું ભૂલી ગયો ?"

કોટની પછવાડે, અંધકારમાં છૂપાઇ રહીને આપણા આ પુરૂષે આ વાતચિત ધ્યાનપૂર્વક સાંભળી. પેલા સેનાપતિઓની પાછળ બીજી એક ટુકડી આવતી હતી. દરવાજા પાસે એ ટુકડી આવી લાગતાંજ, એ પુરૂષ કોટ છોડી ચાલી નીકળ્યો, અને અંધકારમાંજ પૂર્વદિશા તરફ તેણે ચાલવા માંડ્યું.

રાત્રીનો તૃતિય પ્હોર પૂરો થવા આવ્યો હતો. એટલામાં તો આપણી એ વિચિત્ર વ્યક્તિ કપોતિક સંઘારામના મુખ્ય દરવાજા પાસે આવી લાગી. એ વેળા, શહેરના દરેક દુર્ગદ્વાર આગળ નોબત ડંકા વાગી રહ્યા હતા. સંઘારામના પ્રત્યેક વિહારમાં દેવપૂજા માટે શંખ ઘંટા આદિના ગંભીર નાદ થઇ રહ્યા હતા. સંઘારામમાં સેંકડો ભિક્ષુ અને ભિક્ષુણીઓ એકઠાં થયાં હતાં.

આપણો એ પુરૂષ એક ભિક્ષુની નજરે પડતાંજ, તે ભિક્ષુએ તેને ઓળખ્યો, "અલ્યા નયસેન, તું આટલી રાત્રે ક્યાંથી આવી પ્હોંચ્યો ?"

તેના પ્રશ્નનો ઉત્તર દેવાની નયસેનને ક્યાં ફુરસદ હતી ? તેણે તો સામો પ્રશ્ન કર્યો, "મહાસ્થવીર ક્યાં છે ?"

ભિક્ષુ ધીરે સ્વરે બોલ્યો, "વજ્રતારાના મંદિરમાં."

નયસેન તે ભિક્ષુ પાસેથી નીકળી ભીડમાં ભળી ગયો. અદૃશ્ય થઇ ગયો !

સંઘારામના મધ્યભાગમાં બુદ્ધદેવનું મંદિર આવેલું હતું. તેની દક્ષિણ બાજુએ બોધિસત્વ લોકનાથનું મંદિર હતું. લોકનાથના વિહારના ઇશાન ખુણે વજ્રતારાનું મંદિર હતું. આ મંદિરમાં અષ્ટધાતુની

બનાવેલી આઠ પાંખડીઓવાળી કમલકલિકામાં દેવીની ધાતુની મૂર્તિ સ્થાપન કરેલી હતી. કમળની દરેક પાંખડીપર ધુપઘંટા આદિ દેવી-ઓની નાનકડી મૂર્તિઓ હતી.

કથા પ્રસંગે આ નવદેવીનું પૂજનકાર્ય ચાલી રહેલું હતું. મહા-સમારંભથી એ દેવીઓની અર્ચના થઇ રહી હતી. એક ભિક્ષુ ધુપ-તારાની આરતી કરી રહ્યો હતો. મંદિરના એક ખુણામાં એક દર્ભા-સન પર બેસીને મહાસ્થવીર બુદ્ધઘોષ એકંદર પૂજાવિધિ પર દેખરેખ રાખી રહ્યો હતો. મંદિરના દ્વાર પાસે ઉપાસકોનું ઝુંડ ભેગું મળ્યું હતું. ભીડ બહુ ભારી હતી.

આ ભીડને લીધે અન્દર કેવી રીતે જવું એ નયસેનને એક પ્રશ્ન થઇ પડયો. આથી તે દ્વાર પાસેથી ફરીને એક નાનકડી બારી પાસે આવ્યો અને તેના દ્વાર અંદર તેણે દૃષ્ટિપાત કર્યો. જોયું તો, મહાસ્થવીર બુદ્ધઘોષ બારીની પાસેજ બેઠેલો છે એમ તેને માલમ પડયું.

દેવીને ચઢાવવા માટે સઘળાં સફેદ પુષ્પોનોજ ઉપયોગ થતો હતો. તે ઉપરાંત જાસવંતીનાં રક્તવર્ણ ફુલો પણ કોઇક વાર દેવીને અર્પણ થતાં.

નયસેન બારી પાસેથી પુનઃ દ્વાર પાસે આવ્યો. ત્યાં આવી એક ભક્ત પાસેથી તેણે એક રાતું ફુલ માગી લીધું. પછી બારી પાસે આવી તેણે તે ફુલ બારીદ્વારા મહાસ્થવીરના અંગપર ફેંકયું!

મહાસ્થવીર પૂજાવિધિની એક પોથી વાંચવાની શરૂઆત કરી રહ્યો હતો તે પોથી ઉઘાડતો હતો, એટલામાં પેલું રાતું ફુલ તેની સામે આવી પડયું. મહાસ્થવીર જરા ચમકયો; હજુ ભકતોને ફુલ ચઢાવવાનો સમય થયો ન હતો. એ ફુલ આવ્યું કયાંથી?

બારી તરફ નજર કરતાંજ નયસેન તેની દૃષ્ટિએ પડયો. બુદ્ધ-ઘોષે એ રાતું ફુલ લીધું અને તેને ચૂમ્યું. પછી મંદિરમાંના એક ભિક્ષુને બોલાવી તેણે કહ્યું, "આજે મારાથી પોથી વંચાય તેમ નથી. માટે તુંજ અહિં બેસીને વાંચ."

ભિક્ષુએ શિર નમાવ્યું.

ભિક્ષુ મહાસ્થવીરની જગાએ બેઠો; અને મહાસ્થવીર ઝટપટ એક બાજુએ પડતા નાનકડા દ્વાર મારફતે મંદિર બ્હાર નીકળ્યો.

નયસેને બુદ્ધઘોષને પુલ્લ—ચુંબન કરતાં જોયો. પોતાની ઇશારત બરાબર સમજાઇ છે એવી તેની ખાત્રી થતાંજ તે એ સ્થળેથી ખસી ગયો અને અથાગ ભીડમાં ભળી ગયો !

એટલામાં તો પેલા દ્વારમાંથી બુદ્ધઘોષ બ્હાર પડયો. તે આમતેમ જોતો હતો એટલામાં નયસેને તરત આવીને તેને પ્રણામ કર્યા.

બુદ્ધઘોષે તેને માથે હાથ મૂકયો તે ફરી હાથ લઇ લેતો હતો, એટલે નયસેને તે હાથ પોતાના હાથમાં લઇ જરા દાબ્યો, અને પછી મૂકી દીધો.

બુદ્ધઘોષ ધીમેથી બોલ્યો, " ત્રીજે માળે, પેલી ઓરડીમાં થોડીક ક્ષણ રહીને આવ. "

નયસેન નમન કરી ગયો અને બુદ્ધઘોષ સંઘારામ તરફ ગયો.

સંઘારામમાં આવતાંજ બુદ્ધઘોષ ઝપાટાબંધ ત્રીજે માળે ગયો અને તે માળ ચઢી ત્યાંની એક નાનકડી ઓરડીમાં જઇ બેઠો. અંદર જતાંજ તેણે પ્હેલાં તો ઓરડીનાં દ્વાર બંધ કર્યાં. ઓરડીમાં જે નાનકડો ઘીનો દીવો બળી રહ્યો હતો તેની પાસેજ જઇને મહાસ્થવીર બેઠો. કોઇએ એ સમયે તેને જોયો હોય, તો તે જપ કરવામાં તદ્દન મશગુલ થઇ ગયો હોય એમ લાગે. પરંતુ વાંચકો તો કળી ગયા હશેજ કે, તેતો નયસેનની આતુર ચિત્તે રાહ જોઇ રહ્યો હતો.

સુમારે અર્ધી ઘડી વિતી ગઇ એટલે દ્વારપર ત્રણ ટકોરા થયા. મહાસ્થવીરે ઉઠીને તરતજ ધીરેથી દ્વાર ખોલ્યું. આમતેમ નજર કરતો નયસેન અંદર દાખલ થયો.

મહાસ્થવીરે દરવાજો બરાબર બંધ કર્યો, અને તેને સાંકળ મારી દીધી. પછી ધીમે સ્વરે તેણે પ્રશ્ન કર્યો, " નયસેન, આટલી રાત્રે, આવે સમયે શા માટે આવ્યો ? કાંઇક નવી ગંભીર ખબર લાવ્યો છે શું ? "

નયસેન સ્હેજ હાસ્ય કરીને બોલ્યો, " દેવ, એવી કાંઇક અગ-

ત્વતાવાળી ખબર જાણ્યા શિવાય હું તમને આટલી રાત્રીએ તસ્દી આપું ખરો કે ? "

"શી ખબર છે ?" સોરકંઠ બુદ્ધઘોષે પુછ્યું

"બહુજ થોડા સમય પૂર્વે અસંખ્ય ઘોડેસવારો પશ્ચિમ દૂર્ગ-દ્વારા ચરણાદ્રિદૂર્ગ તરફ રવાના થયા છે."

"શું ? શું કહ્યું ? કેટલા ઘોડેસવાર ?" બુદ્ધઘોષે આશ્ચર્યને લીધે પ્રશ્નપરંપરા ચાલુ કરી.

"તે બધું કાંઇ મને જણાયું નથી. પરંતુ એ સંખ્યા પાંચ હજારથી વધારે હોવીજ જોઇએ એવું મારૂં અનુમાન છે."

મહાસ્થવીર સ્હેજ વિચારમાં પડી ગયો પછી તેણે પૂછ્યું, "વારૂ, સેનાપતિ કોણ હતો ?"

"તે કાંઇ જણાયું નથી, દેવ." નયસેને કહ્યું

"ત્યારે આ ખબરનો શો ઉપયોગ કરવો ?"

"કાન્યકુબ્જ અથવા પ્રતિષ્ઠાન મોકલવી એવો મારો નમ્ર મત છે."

"ઠીક છે. તેમ કરવામાં આવશે."

નયસેન સ્વર છેક ધીમો પાડી દઇ બોલ્યો, "પરંતુ એ ખબર મોકલવી એ કાંઇ સ્હેલું કામ નથી. તેનું કારણ એ છે કે, લોકોને નગર બ્હાર જવાની મનાઇ કરવામાં આવી છે."

મહાસ્થવીર ક્ષણભર સ્તબ્ધ રહ્યો. પછી બોલ્યો, "નયસેન, તારી સૂચના પણ વિચાર કરવા યોગ્ય છે. ખબર મોકલવાનું કાર્ય જરા દુર્ઘટતો છેજ. ઉભો રહે, હું જરા યત્ન કરી જોઉં."

"જેવી આશા"

મહાસ્થવીર બેઠેલો હતો તેની સામે એક નાનકડી વેદી હતી. આ વેદી પર પૂજાનાં સાહિત્યો પડેલાં હતાં, તેમાં એક ઘંટડી પણ હતી. એ ઘંટડી લઇ તેણે વગાડી. બે ક્ષણ રહીને કોઇએ દ્વાર પર ટકોર માર્યા. નયસેને ઉઠીને દ્વાર ઉઘાડતાંજ એક વૃદ્ધ ભિક્ષુએ અન્દર પ્રવેશ કરી મહાસ્થવીરને પ્રણામ કર્યા.

" મૃગદાવ સંઘારામના આચાર્ય બુદ્ધશ્રી ગયા, કે છે, તેની ભાળ કાઢી લાવો. " મહાસ્થવીરે આજ્ઞા કરી.

ફરીથી પ્રણામ કરી ભિક્ષુ ગયો.

લગભગ પાંચ મિનિટ રહી તે ફરીથી એ ઓરડીમાં દાખલ થયો. પુનઃ નમન કર્યા બાદ તે બોલ્યો, " આચાર્યશ્રી હજુ ગયા નથી, સંઘારામમાંજ છે. "

આ સમાચાર સાંભળતાંજ સંતોષની અસ્પષ્ટ છાયા બુદ્ધઘોષની મુખમુદ્રા પર દગ્ગોચર થઈ. તે બોલ્યો, " ત્યારે તેમને અહિંઆં તેડી લાવશો ? "

ભિક્ષુ ગયો.

ભિક્ષુ થોડેક ગયો હશે, એટલે મહાસ્થવીરે નયસેનને કહ્યું, " તું કહે છે એ વાતો તો ખરી, પણ ચરણાદ્રિ તરફ આટલું બધું સૈન્ય હાલનેહાલ શા માટે જાય છે તે કાંઇ મારી સમજમાં આવતું નથી."

નયસેને કહ્યું, " આપણા સારા નસીબને લીધેજ, એક સૈનિકને મોઢેથીજ આ સમાચાર મેં જાણ્યા છે. એ સમાચાર મારે કાને પડતાંજ મારી જીજ્ઞાસાવૃત્તિ તૃપ્ત કરવા માટે હું તરત પશ્ચિમ દુર્ગદ્વાર પાસે આવ્યો. મારી દૃષ્ટિએ એ સમાચારની સત્યતાની સાબિતી ત્યાંજ પડી. જોઉંછું, તો ખરેખર અસંખ્ય સવારો શહેર બ્હાર કૂચ કરી રહ્યા છે! તરતજ અહિં ખબર પ્હોંચાડવા હું દોડતો આવ્યો. "

મહાસ્થવીર એક ઉંડો નિઃશ્વાસ મૂકીને બોલ્યો, " અમને પીડાજ એ પડે છે ને! યશોધવલ રાજ્યધાનીમાં આવ્યા પછી, આપણા જાસુસોના બધાના કાન બ્હેર મારી ગયા છે, બધાની આંખો અંધ બની ગઇ છે! છાવણી, શહેર અને રાજગૃહમાં આપણા અસંખ્ય જાસુસો છે. પરંતુ જૂઓ તો ખરા, આવી અમૂલ્ય ખબર મને કોઇયે હજુ આપી નથી! આશ્ચર્ય, આશ્ચર્ય! કેવી નવાઇની વાત! "

પછી સ્હેજ સ્થિર થઇ જઈ તેણે કહ્યું, " સંઘારામનાં કાર્યોમાં અનેક હરકતો અને અડચણો ઉપસ્થિત થાય છે, એમ મેં સમ્રાટને ખબર મોકલાવી છે; પણ એમ ખબર આપવાથી તલભાર પણ લાભ

થયો નથી. મહાદેવી આગળ સમ્રાટનું કશુંયે ચાલતું હોય એમ લાગતું નથી. ”

મહાસ્થવીર બોલતો હતો, એટલામાં પાસેના દાદર પર કોઈનાં પગલાંનો અવાજ સંભળાતાંજ તે અટકી ગયો. બીજીજ ક્ષણે એક એકવડા બાંધાના, પ્રૌઢ વયના, અંગેઅંગમાં કરચલીઓ વાળા પણ ભવ્ય અને પ્રભાવશાળી ચ્હેરાવાળા ભિક્ષુને લઇ, આગલો વૃદ્ધ ભિક્ષુ અંદર દાખલ થયો.

નવિન ભિક્ષુએ મહાસ્થવીરને પ્રણામ કર્યા. બુદ્ધઘોષે તેને કહ્યું, “ આ દર્ભાસન પર તમે બેસો. ” એમ કહી તેણે એક દર્ભાસન તરફ આંગળી કરી. ” બુદ્ધ સેવક, તું હવે જા ! એમ કહી તેણે પેલા વૃદ્ધ ભિક્ષુને વિદાય કર્યો.

“ આચાર્ય ! કાંઇક બહુજ અગત્યના કાર્ય પ્રસંગે તમારે આજ ક્ષણે શહેરની બ્હાર જવું પડશે બહુજ અમૂલ્ય સંદેશો આપીને હું તમને કયાંતો કાન્યકુબ્જ અથવા તો પ્રતિષ્ઠાન મોકલનાર છું. આજ રાત્રીયે, બહુજ ટુંકા સમય પૂર્વે પાટલીપુત્રમાંથી અસંખ્ય સવારોનું સૈન્ય ચરણાદ્રિદૂર્ગ તરફ કૂચ કરી ગયું છે. ‘ સામ્રાજ્ય ’ના કોઇક આગેવાન સેનાપતિએ આ ખબર જાણવીજ જોઇએ. અને એ ખબર જેમ બને તેમ ઝટપટ પ્હોંચાડવામાંજ આપણું અને ‘ સામ્રાજ્ય ’નું હીત રહેલું છે. કોટદ્વાર આગળના દરવાનો રાત્રીયે કોઇને નગર બ્હાર જવા દેતા નથી. પરંતુ તમારે તો આજ ક્ષણે પ્રવાસ શરૂ કરવો જોઇયે. કાંઇક યુક્તિ પ્રયુક્તિ યોજીને તમે હાલનેહાલ નીકળી શકશો ? ”

“ યત્ન કરી જોઉં, જો આજ્ઞા હોય તો ? ”

“ કયે રસ્તે જશો ? ”

“ ખુશ્કીને રસ્તે તો જવાયજ નહિ, એ સ્પષ્ટ છે. જલમાર્ગે કાંઇક યોજના કરી શકાશે ખરી. ”

“ ઠીક છે. નયસેન, ગંગાના તીર પ્રદેશ સુધી તું આચાર્યની સાથે જા. ” મહાસ્થવીરે આજ્ઞા કરી.

નયસેન તથા આચાર્ય બુદ્ધશ્રી પ્રણામ કરી ત્યાંથી નીકળી પડયા.

સામ્રાજ્ય—શુભ સામ્રાજ્યના શત્રુની જોઇ આ જાળ? હવે જોઇએ, " વિજયશ્રી કોને પ્હેરાવે છે માળ ?

'મધ્યાન' નામક દ્વિતિય ખંડ સમાપ્ત

## સાતમી સદીના સમયના કેટલાક પારિભાષિક શબ્દોની સમજ.

**યુવરાજપાદીય**–જે અમાત્ય અથવા રાજ્યાધિકારી દરજ્જા પ્રમાણે સામાજ્યના ભાવી સત્તાધીશની બરાબરીનો હોય તે.

**કુમારપાદીય**–યુવરાજ શિવાયના રાજવંશના અન્ય રાજપુત્રોના સમાન દરજ્જાવાળા અમાત્યો વા અધિકારીઓ.

**મહત્તર**–જમીનદાર.

**મહત્તમ**–એક વિશિષ્ટ પ્રકારનો સંસ્થાનિક.

**હોરાશાસ્ત્ર**–જ્યોતિષશાસ્ત્ર.

**કોષ્ઠ**–કોટકિલ્લા વાળાં શહેરો.

**પ્રાન્ત**–સિમા પરનો પ્રદેશ.

**પટ્ટમહાદેવી**–મહારાણી.

**મહાસ્થવીર**–બૌદ્ધ ભિક્ષુસંપ્રદાયના ધર્મગુરૂ. આંગ્લ આર્ચબિશપ યા પેટીઆર્કના દરજ્જા વાળોધર્માધિકારી.

**ગરૂડધ્વજ**–ગુપ્ત સમ્રાટનું ચિન્હ.

**રાજષષ્ઠ**–જમીનમાં ઉત્પન્ન થતા ધાન્યનો છઠ્ઠો ભાગ. ધાન્યના ૬ ભાગ કરી એક ભાગ રાજાને આપવામાં આવતો.

**મહાકુમાર**–સમ્રાટ–પુત્ર.

**કરણિક**–કારકુન.

**નૌબલાધ્યક્ષ**–જહાજોના કાફલાનો સેનાપતિ. એડમિરલ.

**દંડધર**–પોલિસ, સિપાઇ.

**પરમેશ્વર** / **પરમવૈષ્ણવ** }—રાજા તથા મોટા રાજપુત્રના ખિતાબ.

**યુવરાજભટ્ટારક** / **મહાકુમાર.** }–મોટા રાજપુત્ર–પાટવીકુંવરની પદવીઓ.

**પરમભટ્ટારક મહારાજાધિરાજ**–રાજાની પદવી.

**મહાધર્માધ્યક્ષ**—મુખ્ય ન્યાયાધીશ.
**મહાદંડનાયક**—મુખ્ય દંડવિધાયક યા મુખ્ય મામલતદાર.
**મહાબલાધ્યક્ષ**—મુખ્ય સેનાપતિ.
**અભિજાત સંપ્રદાય**—ઉચ્ચ પ્રાચીન કુળના માણસો. ઉમદા ખાનદાનના અમીર ઉમરાવો.
**પરિનિર્વાણ**—બૌદ્ધ ધાર્મિક શબ્દ—મોક્ષ યા મુક્તિ,
**વજ્રાચાર્ય**—સિદ્ધ ભિક્ષુ, એના હાથમાં હમેશાં વજ્ર હોય છે.
**કપોતિક સંઘારામ**—પાટલીપુત્ર નગરમાંનો એક જુનો મઠ. એની સ્થાપના સમ્રાટ અશોકને હાથે થઈ હતી.
**આર્યસંઘ**—બૌદ્ધ ભિક્ષુસંપ્રદાય.
**માર**—કામદેવ. બાદ્ધ ધર્મનો શયતાન !
**સંઘસ્થવીર**—મઠનો મુખ્ય ભિક્ષુ. ( Abbot ) અથવા એક વિશિષ્ટ સંપ્રદાયનો નાયક. ( Grand Prior. )
**સંઘારામ**—બૌદ્ધ મઠ.
**આચાર્ય**—નવાજ દિક્ષિત થયેલા ભિક્ષુઓને જે ધાર્મિક શિક્ષણ આપે તેને બૌદ્ધ ભિક્ષુસંપ્રદાયમાં આચાર્યની પદવી પ્રાપ્ત થતી.
**ભિક્ષુ**—બૌદ્ધ સન્યાસી.
**મહાનાયક**—ઉચ્ચ દરજ્જાના સામંતની પદવી. ( યુરોપીય Arch Duke અથવા Grand Duke ની બરાબરી કરે એવી. )
**અક્ષપટલિક** —રાજ્યના ઉત્પન્નવિભાગનો અધિકારી—મ્હેસુલ ખાતાનો અમલદાર.
**ગૌલ્મિક**—એક 'ગુલ્મ' અથવા તો ૨૦૦ યા તેથી વધારે સૈનિકોની ટુકડીનો અધિનાયક.
**પ્રવ્રજ્યા**—બૌદ્ધ ભિક્ષુને લેવાની દિક્ષા.
**દ્રમ્મ**—પ્રાચીન રૌપ્યમુદ્રાનું નામ. પંદરથી વીસ દ્રમ્મ.
**પિષ્ટપુર**—હાલમાં પિઠાપુરમ. કોકાનાડને ઇશાન ખુણે બાર માઇલ

પર આવેલું છે.
**પલક્ક**—મલબારમાં આવેલ પલઘાચેરી.
**દેવરાષ્ટ્ર**—મહારાષ્ટ્ર.
**પ્રતિષ્ઠાન**—પ્રયાગ અથવા અલ્લાહાબાદનું પ્રાચીન નામ.
**ગંગાદ્વાર**—પ્રાચીન પાટલીપુત્ર નગરના રાજ્યગૃહ પાસે ગંગા કિનારે જે દરવાજો આવેલો હતો ( River gate ) તેને ગંગાદ્વાર કહેતા.
**જાપિલ**—રોહિતાશ્વદુર્ગ આગળનું એક ગામ. હાલમાં જાપલા કહેવાય છે. યશોધવલના પૂર્વજ એ ગામના રહીશ હતા.
**મેઘનાદ**—હાલની મેઘના નદી.
**કુક્કુટપાદગિરી**—ગુરપાપહાડ
**પ્રવરગિરી**—બરાબર પહાડ.
**મહાબોધિ**—બુદ્ધગયા.
**સૌરાષ્ટ્ર**—કાઠિયાવાડ.
**આનર્ત**—ગુજરાત.
**સિંહલ**—લંકા.
**કલિંગ**—કટક આગળનો પ્રદેશ.
**બંગ**—હાલના ઢાકા અને કૃષ્ણનગર આગળનો પ્રદેશ.
**ગૌડ**—કલકત્તાની આસપાસનો પ્રદેશ.
**આર્યાવર્ત**—ઉત્તર હિંદુસ્તાન.
**કામરૂપ**—હાલનો આસામ દેશ.
**મગધ**—બંગદેશની પશ્ચિમે આવેલો પ્રદેશ.
**સૌવરિ**—સિંધમાં હૈદરાબાદ-મીરપુર આગળનો પ્રદેશ.
**શૂરસેન**—મથુરાથી સ્હેજ ઉત્તરમાં હતું.
**મત્સ્યદેશ**—બાવલપુર સંસ્થાન આગળનો પ્રદેશ.
**કેરલ**—આધુનિક મલબાર.
**આંધ્ર**—કલિંગની દક્ષિણે આવેલો પ્રદેશ. હાલમાં વિજયનગર આગળનો.

**કાલિંદી**—પ્રયાગ આગળ ગંગાનું નામ.
**વિતસ્તા**—જેલમ નદી.
**શતદ્રુ**—સતલજ.
**અંગદેશ**—હાલના રંગપુર આગળનો પ્રદેશ.
**ગાંધાર**—કાબુલ–કંદહારની આસપાસનો સઘળો પ્રદેશ—અફઘાનિસ્તાન.

( આ નામોમાંના સઘળાં મૂળ પુસ્તકોમાં આપવામાં આવ્યાં ન હતાં, કિંતુ ગુજરાતી વાંચકોની સરળતા માટે પ્રાચીન ભારતવર્ષનો નકશો ખાસ મેળવીને તેમાંથી તારવી કાઢવામાં આવ્યા છે. પ્રયોજક )

